


પ્રવીણચંદ્ર ગાંધી, અજ્ઞેયજી, ઉમાશંકર જોશી, ઘનશ્યામભાઈ ઓઝા




અસવાર ☐ જયન્ત પાઠક

આવ્યો આવ્યો રે અસવાર—
કાળે ઘોડે કાળે લુગડે પેઠો ગઢમોઝાર!
ફગફગતાં ફીણ ઊડે
અશ્વના મોંથી શ્વાસ ન માય:
રેબઝેબ પરસેવે
પગમાં પથ લાંબા અટવાય
ભારેખમ ખરીઓથી ગઢના પથરાઓ તણખાય

મોં ઢાંક્યો અસવાર
આંખથી ઓળખિયો ના જાય,
છાતી સામે છાતી
બખ્તર-તલવારો ટકરાય;
લીધો ઉપાડી અદ્ધર પળમાં નાખ્યો ઘોડા-પીઠ
ઓળંગી ગઢ અછંગ ઊડ્યો એ દેખાય....અદીઠ!

આવ્યો આવ્યો રે અસવાર
દશે દિશામાં ખેપટ, ગઢમાં ઘેરાયો અંધાર!

આળસમાં ન્હ્યું આખું એક નાટક ભુલાઈ ગયું વિસરાઈ ગયું
રૂપ દૃશ્ય નોરમલ ફોરમલ ઇનફોરમલ કોમા કોમા કોમા....
એટલે કે હોવાનું હરામીપણું એટલે કે ભૂગર્ભમાં સુરંગો ફૂટે છે
ઉપર વસાહતો બાંધી છે એટલે કે હવેલી છે શણગારેલી છે દીવા દીવા
ઝુમ્મર ઉપર નીચે મખમલી ગાલીચા બેઠકો નાચગાન વાહવાહનાં
હુલ્લડ સુરાહીમાંથી ટપકતાં ટીપાં ટીપાં ટપ્ ટપ્ ટપ્ આલાપનો આ આ આ
વ્યાખ્યાતા ! વ્યાખ્યા બાંધ્યા સિવાય બીજું કોઈ પણ કામ કરો
ટેવવશ નરવસનેસમાં નોરમલ વધારા ઘટાડા
ખટારા ઊંધા પડયા ને દીવાલ પડી તૂટી સૌ વસાહતીઓએ માન્યું કે
સુરંગ ફૂટી સુરંગ ફૂટી
નગર ખાલી કરો નગર ખાલી કરો જગા બદલો હલો હલો હલો
ટેલિફોનથી આગળ વધો વીઝન સુધી વીઝન સુધી ટેલિ કરો ટેલિ કરો
હું રંગીન ટેકરીઓને ટોપ એંગલથી જોઉં છું મૂર્છિત થાઉં છું.
પાછો કોમાનો અર્થ પામવા સિસોટી વગાડું છું ટોપો ઉછાળું છું
સ્પોટ જમ્પીંગમાં ફ્રીઝ થાઉં છું પડું છું ફ્રીઝ થાઉં છું
ખુલ્લાં શર્ટ પહેરવાથી પર્સનાલિટીને જુદો ટચ મળે છે એમ માની ટ્રેક
થતો જાઉં છું ટ્રેકીંગ એન્ડ પેનીંઝ પર્સનાલિટી ટ્રેકીંગ એન્ડ પેનીંગ
[illegible]રામાં એક દૃશ્ય વારંવાર રિપીટ થયા કરે છે વારંવાર રિપીટ....
રિપીટેશન ધીમેધીમે ભૂતકાળ થતું જાય છે ઇતિહાસ પુરાણ પરંપરા
વાયકા લિસોટા લિસોટા....
આપણે કોઈપણ ક્ષણે અશ્વ પર હોઈએ છીએ ખભા એમ જ હલી જતા
હોય છે સરતાં જાય છે આકાશ અવકાશ ગ્રહો નક્ષત્રો સૂર્યો ચંદ્રો તારા
ફેર ફૂદરડી ફેર ફૂદરડી....
ચક્કર ચક્કર પડીએ ઊઠીએ બેઠા થઈએ દોડતા રહીએ ચઢીએ પડીએ
લિસોટા લિસોટા....
વ્યાખ્યાતા ! વ્યાખ્યા સુધી પહોંચ્યા એટલે કે કોમા કોમા કોમા કોમા
નોરમલ ફોરમલ ઇનફોરમલ
ઓબ્જેક્ટિવિટી ચાવી છે ચાવી, પીત્તળની લાંબી લાંબી ગમે તે તાળામાં જો

લાગી જાય બસ ફર્યા કરે તાણું ઊઘડે નહીં ને અચાનક અહો રૂપમ્
અહો ધ્વનિ
આખું કોમા નગર જીવતું હોય જીવતું હોય જીવતું હોય
નોરમલ લાઇફનાં પોસ્ટરો ઠેરઠેર વંચાતાં હોય
હોવાના હરામીપણામાં હુણહુણાટીની હદ અંકાયેલી હોય
ભૂગર્ભમાં સુરંગના ફૂટવાથી બહાર અશ્વને એડી મારવાની જરૂર નથી.
રંગીન ટેકરીઓ અને અનનેચરલ ઊંઘમાં એમ જ પડી છે
મારી આંગળી જ્યાં અડકે છે ત્યાં આશ્રમ ઊભો થઈ જાય છે.
લતાઓ વેલીઓ વિટપો પુષ્પો પત્રો શાકુંતલીય ટપકું ચમક ચમક
પરંપરા પહોળી થઈને પડી છે એમાં ફરતા મારા પગ પગલાં મૂકતા જાય છે.
પુષ્પધન્વા ધનુષ્ય પરથી બાણને છૂટું મૂકે છે મારા પગ આગળ આગળ
પાછળ પાછળ બાણ ક્વચિત્ આગળ બાણ પાછળ મારા પગ
રમત રમાતી હોય કે બૂમ પડે કોમા કોમા કોમા નોરમલ ફોરમલ
ઇનફોરમલ
લાઇફ સાથે લ ! જાગતા રહેજો બે કે ત્રણના ટકોરા ખખડાટ ખુખારા ડગ
ભરાતાં જાય પવનનો ઝપાટો પાછો, ધડ કરતુંક ને બારણાનું બંધ થવું
ઝબકીને જાગવું ભાગવું દોડવું પડવું ચઢવું ઊઠવું દોડવું ટપકવું શ્વાસ
ક્ષીણ ક્ષીણ ક્ષીણ....
વ્યાખ્યાતા ! પ્રોસેસને વ્યાખ્યા નામ આપશો એ નહીં ચાલે નહી ચાલે
આપણે આપણાં પળેપળનાં રૂપને—દૃશ્યને ભાષા નામ આપ્યું છે,
પછી એનો યુઝ એટલો બધો કર્યો કે રૂપ રૂપ ણું લાગવાને બદલે
ઓચાતું ગયું
દૃશ્યની વિભવનાને નોરમલ લાઇફનાં લેબલ લગાડયાં
હવેલીનો ઝગઝગાટ દીવા વાહવાહનાં હુલ્લડ ઝુમ્મરનું ઊંચાનીચાપણું
સુરાહીમાંથી
ટપકતું ટપ્ ટપ્ ટપ્ હોવાનું હરામીપણું નગર નગર કોમા કોમા
હું હું કોમા કોમા
હું, ભાષા વિશેનો નિબંધ વંચાતો જાઉં છું.
ફોર ગ્રાઉન્ડમાં હું છું મોટો મોટો ખુરશીમાં બેઠેલો ટેબલ પર પગ
મૂકી હસતો

એક ગ્રાઉન્ડમાં દૂર દૂર એક ટપકું, એ બિન્દુ ચમક ચમક
એમાંથી કોમાનું ધીમેધીમે બહાર આવતું ટાઇટલ....
કૅમેરા સ્ટાર્ટ કરવાનો ઓર્ડર ડિરેક્ટરે આપી દીધો છે.
વ્યાખ્યાતા ! તમે કોમામાં ચાલ્યા જશો એ નહીં ચાલે નહીં ચાલે
પ્રોસેસને પાળિયો બનાવી દેનાર હરામીનાં પોસ્ટરો નગરમાં ઠેરઠેર
લાગી રહ્યાં છે લાગી રહ્યાં છે લાગી રહ્યાં છે....

એક ક્ષુબ્ધ ક્ષણે □ કિશોર મોદી
(મત્લા વગરની ગઝલ)

આ હથેળી પર ઉદાસી ચીતરાય,
ને નદી ઓછપની બસ કોળી રહે,

બારી ખૂલે ના પિતા-ઘરની હવે,
એ વિષાદોની લૂ ફગફગતી રહે.

શ્વાસ આંદોલાય શૈશવના અજંપ
યાદ જનનીની હૃદય કોરી રહે.

પ્રેમ વિશે કૈં કહેવાનું નથી,
આયનાની તડ હવા ફૂંકતી રહે.

હસ્તરેખાની ઊણપ ભીતર પીડે,
સાંજ પરછાંઈની બડબડતી રહે.

ચાડિયો–ખેતર–કણબી ☐ મણિલાલ હ. પટેલ

(ગીત)

વાત સાવ ગપ્પુ ને ગપ્પામાં માલ નહીં
ચાડિયાની આંખોમાં ટીપું પણ વ્હાલ નહીં

ખેતર ઊડીને રોજ પંખીના માળામાં હળવે રહીને ગરી જાતું
કૌતુક આ ભાળીને ચાડિયાને પોતાનું હોવાપણું જ કોરી ખાતું
બિચ્ચારા ચાડિયાને દુનિયાનો ખ્યાલ નહીં
ચાડિયાની આંખોમાં ટીપું પણ વ્હાલ નહીં

ઉંમરમાં આવેલી છોકરીને ખેતરમાં લીલુંછમ મળતો'તો મોર
લોકોમાં વાત થતી એવી કે સીમમાં આવ્યો છે તડકાનો ચોર
ભોળાભટ્ટ ચાડિયાને ઘટનાનો ખ્યાલ નહીં
વાત સાવ ગપ્પુ ને ગપ્પામાં માલ નહીં

સૂમસામ વૃક્ષોમાં વાત પછી એક દિવસ એવી થઈ વ્હેતી
ચકલીઓ ચાડિયાને માળામાં આવીને મ્હાલવાનું કહેતી
ચાડિયાને પોતાની આબરૂનો ખ્યાલ નહીં
ચાડિયાની આંખોમાં ટીપું પણ વ્હાલ નહીં

ખેતરના શેઢા પર બેસીને ચાડિયો ને ખેડૂત બે અણધાર્યું રોતા
નિરર્થક ચાડિયામાં સમજુઓ સૌ સૌના જીવતરને જોતા
ખેડૂ કે ખેતરને ચાડિયા પર ચપટીકે વ્હાલ નહીં
વાત સાવ ગપ્પુ ને ગપ્પામાં માલ નહીં.

પ્રતિભાવ ☐ બળદેવ પટેલ

ન તો પાછળ મળે ન તો આગળ મળે
વરસતાં વરસાદમાં જ તારો કાગળ મળે,
તારી પ્રતીક્ષાનો શું હશે આ પ્રતિભાવ
તારા વિના તારી સાથે પલળવા પળ મળે !

એક નનામી
ચાર ખભા પર ઊછળતી
અને પાસે ચાલી રહેલો એ
પોતાનું જ શબ જોતો.
શિયાળાની ઠંડીનું એક લખલખું શબને સ્પર્શ્યું.
અને એ કંપી ઊઠયો
માથું હાલકડોલક
શૈશવની ટેવ હજી રહી.
પોતાનું જ નગર એ જોતો હતો
પણ તેમાં પોતે ક્યાં હતો?
પત્ની યાદ આવી
ને એ ઝટ ઘેર પહોંચ્યો
અન્ય સ્ત્રીઓ વચ્ચે રડતી હતી.
પણ?
એના મનમાં ગૂંચવાતું હતું.
બેન્ક બેલેન્સ અને ઇન્સ્યુરન્સના
કરોળિયાનું જાળું—એણે જોયું
ને એ ફરી ગયો
માંદો હતો ત્યારે પથારીમાં પડખું ફરતો હતો એમ
શબને ગોઠવાતું જોઈ રહ્યો.
જે પુત્રે ગઈકાલે ચરણ ચાંપ્યા હતા
તે પુત્ર આજે અગ્નિ ચાંપશે?
અને તેની આંખો ભીની થઈ
બાજુના છેડાનાં ફૂલો પર
બેચાર ટીપાં ઝાકળનાં બાઝી ગયાં
શિયાળાની સવારે એક લખલખું પસાર થઈ ગયું.

અવાજોની રિક્તતા □ પથિક પરમાર

ફૂલો વિશાળ હોય અકળ હોય તો ભલે
ફોરમમાં ડૂબી જાઉં વમળ હોય તો ભલે

સૂની હવેલી જેવો સમય છે ને તું નથી
તારા અભાવનું આ કમળ હોય તો ભલે

ખંડેર દિવાસ્વપ્નના છે મારી પાનીએ
તેથી વિશેષ કૈં ન સફળ હોય તો ભલે

ઘનઘોર અંધકારમાં અજવાળું કેદ હો
પરિવેશ એવો નિત્ય અચળ હોય તો ભલે

કોઠે પડી ગઈ છે અવાજોની રિક્તતા
દરિયા વિષાદના જ સફળ હોય તો ભલે

મંત્રગઝલ □ પરેશ દવે

ॐ नमो भगवते वासुदेवाय
આંખને આંસુના કૂપ કે'વાય

ॐ नमो भगवते वस्त्रदेवाय
લાગણી શર્ટની જેમ પે'રાય

ॐ नमो भगवते स्वप्नदेवाय
ઊંઘતાં–જાગતાં આંખ ટેવાય

ॐ नमो भगवते दर्ददेवाय
આંસુ તો આપણા દેવ કે'વાય

ॐ नमो भगवते इश्कदेवाय
એક તારું નહીં દુઃખ સે'વાય.

ગઝલ □ મનહર મોદી

ઘણું પામ્યો ઘણું ખોઈ દીધું ક્યારેક હસવામાં,
હવે મનમાં ઊગે છે એ બધું રાખું છું ગજવામાં

હું માણસ છું અને તેથી જ રાખું છું મને તરતો,
ખબર છે કે બીજા પથ્થર બન્યા ઊંડે ઊતરવામાં

બને તો એમને પૂછીને એની ખાતરી કરજો,
મજા શી હોય છે કારણ વગર કાયમ તડપવામાં

મળ્યું એકાંત તો રસ્તો જ એમાં ઠાલવી દીધો,
પછી જાણ્યું કે શું શું થાય છે ખાલી રખડવામાં

બધા નિશ્વાસ કાળી રાતના ઊંડે સુધી ઊતર્યા,
મને સમજાય એવી વાત છે ફૂલોના ખરવામાં

ઉછાળું છું મને એવી રીતે આગળ અને પાછળ,
બધી ઊંચાઈ ઓગળતી રહી નીચે પટકવામાં

હવે લાગે છે મારે એકલો તારો થવું પડશે,
ઘણું મોડું થયું ઘરમાં જવામાં ને નીકળવામાં

હઈશ તું ભમરી તો □ અનુવાદ: હ. ભાયાણી
(પ્રાકૃત)

એક તો શ્યામવરણો સ્વયં શ્યામ,
ઘેરો નિશાનો અમાવાસી અંધાર,
ને શ્યામ યમુનાતટે નિબિડ વેતસનિકુંજો—

હઈશ તું ભમરી જો,
તો શકે કૃષ્ણને લહીશ
એની મીઠી મુખસુગંધે.

ભુલાતું જાય એક નામ ☐ લાલજી કાનપરિયા

વેળા વીતે જેમ વેળા વીતે એમ ભુલાતું જાય એક નામ
તડકો વરસે જેમ તડકો વરસે એમ સુકાતું ઝરણાનું ગામ

તસતસતા મુખને ખોબો ભરી હજી પીધાનું આવે છે યાદ
વલવલતા લોહીના તળિયે પછડાય એવો પાડે છે કોઈ હજી સાદ
ઝેરીલો ડંખ એવો પ્રસર્યો કરપીણ કે નસનસમાં સંભળાતો નાદ.

તડકાની તાણેલી રાવટી વચ્ચે એક ફરકે છે લીલો મુકામ
વેળા વીતે જેમ વેળા વીતે એમ ભુલાતું જાય એક નામ.

લીલુંચટ્ટાક પાન તૂટે ને ડાળખીને રોમ રોમ ધ્રાસકો વાગે
પાંપણથી સપનાનું ખરી પડવું એમ આંખને અણોસરું લાગે
હવામાં ચીતરતું ચીતરાતું જણ એક આંખની ભીનાશમાં જાગે

સપનાંની ઢોમ ઢોમ સાહ્યબી વચ્ચે જીવ પોતામાં ઊંઘે એફામ
વેળા વીતે જેમ વેળા વીતે એમ ભુલાતું જાય એક નામ.

પીળા સમયની દિશા ☐ મીરાં આસીફ

પ્રત્યેક ક્ષણની વારતા મનમાં ફર્યા કરે
ને ફેફસાંમાં શ્વાસના પુગ્ગા તર્યા કરે
ઘટનાને સાવ સત્ય તમે માનશો નહીં
ઇચ્છાના શ્વેત દેડકા દરિયા ઝર્યા કરે
આભાસી ભીંત ચિત્રું છું ઝાકળની આંખમાં
શબ્દો ગઝલના પ્રાસ બની વિસ્તર્યા કરે
ભૂલી ગયો છું પીળા સમયની દિશાને હું
તારા અભાવની અહીં સંધ્યા ખર્યા કરે

ગઝલ □ હેમેન શાહ

અમુક મિનિટો ગુલાલ કરશું (ધમાલ કરશું),
સતેજ થોડી રવાલ કરશું (ધમાલ કરશુ)

યુગો અગાઉ નકાર પામ્યા છતાં ફરીથી,
પૂછી જવાની મજાલ કરશું (ધમાલ કરશું).

અજાણી કુંવારીને દેશું સોનેરી એક સફરજન,
પસાર ચીની દીવાલ કરશું (ધમાલ કરશું).

સલજ્જ મળતાવડી બે આંખોની સાથે ગૂપચૂપ,
ત્રુટક ત્રુટક બોલચાલ કરશું (ધમાલ કરશું).

ગણિત જો માંડો તો સો ટકા છે ગુમાવવાનું,
પરંતુ એ ક્યાં ખયાલ કરશું? (ધમાલ કરશું)

ગઝલ □ હરીશ ધોબી

પ્રશ્નો સતત પૂછ્યા કરું મારા રુધિરને,
હું વ્યક્ત કેમનું કરું મારા ખમીરને.

મારી વ્યથાનો અર્થ જુદો છે તમામથી,
એની ખબર મને અને મારા શરીરને.

ચાલુ છે કૈં દિવસથી એક જ પ્રક્રિયા સતત:
આવીને જીવ પર હટાવું છું તિમિરને.

કાયમ રહે કે ના રહે પરવા નથી મને:
ને તોય દોરવી છે પાણી પર લકીરને.

સંઘર્ષમય જીવનની ફલશ્રુતિ વિશે હરીશ:
તું પૂછ સાધુ, સંત કે કોઈ ફકીરને.

કેસૂડો □ નંદકુમાર પાઠક

રંગરંગ વેરતો આ કેસૂડો ગાંડોતૂર.
એને કોણ ગયું નાખીને ભૂરકી કે આજ આ કેસૂડો ગાંડોતૂર.

એની રગરગમાં રંગનો લ્હેરે નશો ને
એ મદમાતો ડોલતો જાય;
ઝૂકી ઝૂકીને એ રાસ રમે એકલો
કોયલને કંઠે ઝિલાય;
એને કોઈની તમા ન આજ તોરીલો એવો કે એનામાં એ ચકચૂર—

વનવનના લહેરાતા લીલૂડા ચોકમાં,
રઢિયાળો રંગનો ફુવારો;
વાસંતી વાયરાની સંગ એ ઉમંગભેર
ઝૂલે વસંતનો દુલારો;
રંગ ના સમાય પેલી ગોરીની ચૂંદડીમાં છલકાતાં લજ્જાનાં પૂર—
રંગરંગ વેરતો આ કેસૂડો ગાંડોતૂર.

જોઉં છું □ મનીષ પરમાર

તૂટતું સંબંધનું ઘર જોઉં છું,
એક છાંયો આંસુઓ પર જોઉં છું.

પીળું પંખી ખેરવે આંગણ મહીં,
ઊડતું આકાશ અંદર જોઉં છું.

સિર્ફ રેતી જોઈને પાછાં ગયાં,
રેતના કણમાં સમંદર જોઉં છું.

ત્યાં થઈને આપણું ભેગા થવું,
એક કેડી આંખ ભીતર જોઉં છું.

ઘૂઘવે જળ સ્વપ્નને દરિયે મનીષ,
શબ્દ ઉઘાડી, થરેથર જોઉં છું.

ગીત ☐ રમણીક સોમેશ્વર

ધારદાર વીંઝું
કે મારમાર વીંઝું

કે હાથ હવે વીંઝું પવનના પ્રવાહમાં
હાથ વીંઝું ખમ્મા ખમ્મા ને વાહ વાહમાં

તૂટેલા તળિયાનું ખાલી તળાવ
અને ડૂબકી લે, ડૂબકી મેં મારી
પાણીની ભીનીછમ છાલકની ત્યારથી
ચાલે છે શોધ એકધારી
ને કંઠ પછી ભીંજાતો ચાંગળુક આહમાં
હાથ હવે વીંઝું પવનના પ્રવાહમાં

સૂકાભઠ ખેતરમાં ચાડિયાઓ રોપ્યા
ને કેટલીય વગડાવી થાળી
આવશેની ધારણાના પંખી ઉડાડવા
તૂટેલી ડાળખીઓ બાળી
ને બાવળના છાંયા પથરાઈ ગયા રાહમાં
હાથ હવે વીંઝું પવનના પ્રવાહમાં.

☐ કશ્યપ શાહ

મારા આકાશમાં
શબ્દો ફાટફાટ થતા વાદળની જેમ..
ઝળૂંબી રહ્યા છે
ક્યારેક તો એ વરસશે
પંક્તિની ધારે ધારે
અને મ્હોરી ઊઠશે
કદાચ
મારી કવિતાનું ઉપવન

## એક ગામ □ હર્ષદ ચંદારાણા

ફૂલો ઉપર ફૂલો ખડકી બાંધ્યું છે એક ગામ
વસ્તીમાં તો એક જ જણ કે સુગંધ જેનું નામ

ઝાકળનાં આ ટીપે ટીપે સૂરજ સૂરજ થાય
અંધકારની ગળતી જાતી પથ્થર જેવી કાય

સીમદીમના રસ્તા વરસે ગમ્મે ત્યારે આવી
મર્મર ખોબે ખોબે ઢોળે વનવગડેથી લાવી

સમીસાંજની વેળાએ આ હવાય મળવા આવે
દિવસભરના બાગબાગના સમાચાર લઈ આવે

રાત પડે ને રાસે રમતાં દેહ વગરનાં નામ
ફૂલો ઉપર ફૂલો ખડકી બાંધ્યું છે એક ગામ

## ગઝલ □ દેવદાસ 'અમીર'

કોઈના, પાષાણ દિલને ઠેસ વાગી જાય નહીં,
કઈ શિલામાં અહલ્યા છૂપી હશે કહેવાય નહીં!

એ કબૂલ છે દુઃખ અનહદ હોય તો સહેવાય નહીં,
લોકથી અહીં પારકાનું સુખ પણ જોવાય નહીં.

એ મદિરાલયથી સીધી આવતી લાગે જ છે,
આ હવા ક્યારેય આ રીતે લથડિયાં ખાય નહીં.

લોહી નીંગળતું દિવસનું શબ ઉઠાવેલું હશે,
આસમાંનો રંગ નહીં તો આમ રાતો થાય નહીં!

તાગ લેવો હોય તો લોઢું બની જા તું 'અમીર'
લાકડાથી તાગ તળિયાનો કદી લેવાય નહીં!

સાંબેલું ☐ મનોહર જાની

ખાંડણિયામાં ખોબો મગની દાળ રે
સાંબેલું ચંદણ સાગનું....

અફડક આંધણ મૂક્યાં'તાં
ફળિયે છાંયા ઢૂંક્યાં'તાં
ઓસરીની કોરે અલાયદા
નણંદબા લગરિક થૂંક્યાં'તાં

મજૂસ માથે ખૂમચો ખાટી છાશ રે
સાંબેલું ચંદણ સાગનું....

ભાઈજી બચ્ચરવાળ છે
જેઠજી જાજરમાન છે
નેવાં નીચે લવીંગડીનાં
લીલાં ધમરખ પાન છે

ટાઢા ચૂલે તલસરાનો તાપ રે
સાંબેલું ચંદણ સાગનું....

પાંપણ નીચે ઢાંકી છે
બાંબળ ઓરડી પાકી છે
કાંચાં-પાકાં કારેલાં ને
કઢી વઘારવી બાકી છે

આરણ-કારણ આથમણી પરસાળ રે
સાંબેલું ચંદણ સાગનું....

ધામેણામાં ધોળું ફૂલ
કરિયાવરમાં કળશી શૂળ
ભાગર-ઝૂગર ભળકડાનું
અજવાળું અરધુંક

શમણે સાચલ સોપારીનાં ઝાડ રે
સાંબેલું ચંદણ સાગનું....

सत्यमेव जयते ☐ પ્રવીણકુમાર રાઠોડ

(ગઝલ)

વૃદ્ધો ને બાળ બોલે કે सत्यमेव जयते०
ટોળાં વિશાળ બોલે કે सत्यमेव जयते०

આફ્ટર ફાઈવ યિયર્સ જ્યારે થતું ઈલેક્શન
સાલ્લું શિયાળ બોલે કે सत्यमेव जयते०

ક્યારેક તો થતું કે આ માનવીઓ આંહી
જાણે કે ગાળ બોલે કે सत्यमेव जयते०

બોલાવે પંતુજીઓ ને પોયરાઓ બોલે
આખી નિશાળ બોલે કે सत्यमेव जयते०

વસંતને ન સ્વપ્નેય જોઈ હોય જેણે
સુક્કેલી ડાળ બોલે કે सत्यमेव जयते०

એના નસીબમાં તો છે કેદખાનું કાયમ
જે કાળઝાળ બોલે કે "सत्यमेव जयते"०

જ્યાં હાડમારી હરદમ, હરએક વાતની હો
હૈયાવરાળ બોલે કે "सत्यमव जयते"०

રાષ્ટ્રિય-પર્વ ટાણું આવ્યું ને એને શીખવ્યું
તે બાળ-બાળ બોલે કે "सत्यमेव जयते"०

હાઈકુ ☐ રાજેશ ભટ્ટ

નભ ઘેરાયું
ફૂટું-ફૂટું અંકુરો
ચાસ મલકે

## ભાષાનું ગાડું ચાલે છે □ પ્રવીણકુમાર રાઠોડ

(ગઝલ)

શબ્દોના ધોરી જોડયા છે, અર્થોના ખૂંટા ખોડયા છે, ભાષાનું ગાડું ચાલે છે.
અતીત એ અંધારું છે, ભાવિનાં શમણાં છોડયાં છે, ભાષાનું ગાડું ચાલે છે.

બે બળદને રેઢા મેલીને, સચ્ચાઈનો શેઢો મેલીને, હું ખેતર નહીં પણ ભાષાને
ખૂબ ખંતથી ખેડું છું, મેં કવિનાં મ્હોરાં ચોડયાં છે, ભાષાનું ગાડું ચાલે છે.

વરસી શકે તો વરસી જા, તું અનરાધારે કાગળમાં, હું રવિ નથી કે કવિ નથી
કે અનુભવીયે નથી દોસ્ત, મેં વિચાર મનના મોડયા છે, ભાષાનું ગાડું ચાલે છે.

પાક ઊતરશે સોળ આની કે દુકાળ પડશે છપ્પનિયો ? એ જાણતલ કહી દો જોશી,
આડા-અવળા બે'ક ચાડિયા સાચા-ખોટા ખોડયા છે, ભાષાનું ગાડું ચાલે છે.

મક્તા ને મતલાનાં ડૂંડાં, નાચત ગઝલોના છોડ બધા ચકચૂર પવનના લય માંહે
ત્રણ લોક નાચવા લાગ્યા છે, સહુ ખુલ્લા ચરણે દોડયા છે, ભાષાનું ગાડું ચાલે છે.

વળાય એટલું વાળી લ્યો, આ ખળું ખૂટશે નહીં જરી, આ ફાલ ફલકનો ઊતર્યો છે.
માણે મલક ભલે ભરચક, મેં તન-મન એમાં જોડયાં છે, ભાષાનું ગાડું ચાલે છે.

## ગિરાગુર્જરી હરખો ☐ નલિન રાવળ

ગિરાગુર્જરી હરખો
ઊભરાતા ગામેગામ કવિઓ
ચોકેચૌટે ખૂણેખાંચરે ઠલવાતા
મબલક ગઝલમોલનાં ગાડેગાડાં
ધોધ વરસતાં ગીતો
ગીતોમાં–
ચોગરદમ શી ઘૂમી રહી છે છુટ્ટા કેશે રાધા
નગરકવિતા—આધુનિકોને ઊભી બજારે ઘસડી ચાલ્યા
કવિજનોનાં ટોળેટોળાં
છાંદસ કહો અછાંદસ
કહો ગદ્ય કે પદ્ય
અર્થઅનર્થના ગોટેગોટા ધસે ગગનની ઓર
કરે લઈ ફૂલમાળ ધુમાડે નેત્ર ચોળતા વિવેચકોની
ટેઢીમેઢી માર્ગ માર્ગ પર દોડાદોડી
હર્ષવ્યાપ્ત ગદ્ગદિત કંઠથી ચીખી રહ્યા શીષ ધૂણવી:
"અહીં ઊભા આ માર્ગ માર્ગ પર Major Poets
અહીં ઊભા આ શેરીવળાંકે Leading Poets
અહીં જુઓ—અહીં મહાન આ પ્રતિનિધિ કવિઓ ભાષાના"
હરખો
ગિરાગુર્જરી હરખો
નીકળ્યું મારમાર દે માર દોડતું
ઝાંઝ પખાજ મંજિરે ધૂણતું વિવેચકોનું સરઘસ
કાંધ ઉપર લઈ Major Poets-Leading Poets
Leading Poets — Major Poets.

કવિતા

## પરચુરણની તંગી છે ☐ પ્રવીણકુમાર રાઠોડ

(ગઝલ)

કડકડતો શિયાળો છે ને હાથ હજી ઓશિયાળો છે ને પંથ હજી પગપાળો છે ને પરચુરણની તંગી છે
જીવતરની જંજાળો છે ને મૃત્યુ માલમ કાળો છે ને રોજ અહીં હૂબાળો છે ને પરચુરણની તંગી છે.

અમાસનો અન્ધારો છે ને આડો-અવળો વારો છે ને સાહેબ તો બહુ સારો છે ને રામરાજ્ય છે ઑફિસમાં
શૂળ જેવડો સાળો છે ને આખ્ખોયે તન આળો છે ને ગાઉ-ગાઉનો ગાળો છે ને પરચુરણની તંગી છે.

સમળી જેવા સૂસવાટાથી, સુન્વર જેવા સન્નાટાથી, છાંટાથીને છન્નાટાથી વાજ આવવા જેવું થયું
ગરબડિયો ગોટાળો છે ને મન પોતે એક માળો છે ને ઊડવું એ તો ચાળો છે ને પરચુરણની તંગી છે.

પવન પાતળા રસ્તા ઉપર પાથરવા દે પાથરણું કે ઘડીક વાર તો લાંબો વાંહો...., વડલા હેઠે લમ્બાવું,
અન્ધારો-અજવાળો છે ને ઝરમર ઝાકઝમાળો છે ને જીવતર ભૂંડી ગાળો છે ને પરચુરણની તંગી છે.

☐ જગન્નાથ રાજગુરુ

જિન્દગીભર ફક્ત સુક્કી જોઈ છે,
એ સૂતો છે ઓઢીને લીલું કફન.

અઢી અક્ષરની માયા લગાડનાર સહૃદયી સ્વજનો
એ અઢી અક્ષરનો અઢીસોમો ભાગ પણ શોધ્યો જડે
એમ નથી તમારા જીવનમાં
–અને,

આ કડવું સત્ય તમે તો જાણો જ છો.
હજી આજે પણ
સોક્રેટીસને ઝેરનો પ્યાલો આપનાર એથેન્સના નગરજનો
સોક્રેટીસના સત્યનો મૃત્યુઘંટ વગાડી શક્યા નથી
તો મિત્રો, તમારી તો વિસાત જ શી છે?
તમારી સંસ્કારીતાનો બિલ્લોરી, રેશમી અંચળો
દારુના એક પેગ માત્રથી ચિરાઈ શકે છે.
તમારું વસ્ત્રહરણ કરવા તો
કોઈ દુઃશાસનની પણ આવશ્યકતા નથી, મિત્રો!
અંતઃકરણના અવાજને ધરબી દેવા જેટલાં
નિરાકારી અને નિરાધારી તમે થયા જ છો જ્યારે
ત્યારે
એટલું તો અવશ્ય જાણજો
કે
અમારા અવાજને આકાર અને આધાર આપવા
અમને પણ શબ્દો તો મળી જ રહેશે.
અમારા વિષે હળાહળ અસત્ય બોલો
તે પહેલાં (ભૂલશો નહીં) હે મિત્રો
—સોક્રેટીસને તમે પાયેલી અમલપિયાલીના કસમ —
તમારા વિષેનું નિર્મળ, નિષ્ઠુર સત્ય
અમે બેધડક બની ઉચ્ચારી શકીશું.
—અને ત્યારે....
....તે નકરું સત્ય જ હશે, મિત્રો!

એક ગીત □ અરવિંદ ગજજર

એક પીછું ખર્યું'તું સવા લાખનું,
એને ઝીલંતાં પડી ખોબે ફાળ....
લગરીક પંપાળ્યું ને આભ ઊ....કલ્યું
એક ઈંડું દડયુ'તું સવા લાખનું,
એને નીરખંતાં, આંસુમાં તિરાડ....
આંખમાં મ્હોર્યો રે ઘેઘૂર લી...મડો
એક ટૌકો ઊછેર્યો સવા લાખનો,
એના જતને જન્મારો સૂકું ઝાડ....
તૂટયા રે તડાક્ ખરખર છાં....યડા
એક પારેવું ધરુજે સવા લાખનું,
એને ઓઢાડી કૈં રાત્યો સપનાળ....
પડયા છે દુકાળ ચપટી લો....હીના

Poet–Tree □ મંગળ રાઠોડ

કાબર ચીતરી
તડકા છાંયડાની ગાય
નિરાંતે વાગોળે છે.
વૃક્ષને લીધે જ!
આ તરવરતી ભાત!
મારા શબ્દોમાં પણ,
રચાઈ ગઈ છે.
એવી જ કોઈક વાત!
ઓહ! વૃક્ષ—કવિ?
કવિ—વૃક્ષ?
ન જાને....!

## એક ગીત ☐ અરવિંદ ગજજર

મેં તો વાવ્યો પડછાયો મારા વાડામાં....
ગોખમાં ઝૂલે અંધારું ને,
ડોકમાં સૂરજમુખી.
સાંજનો વાયુ સોડમાં લઈને,
હું મેડીએ ઊભી.

કૂંપળ ફૂટી....
કૂંપળ ફૂટી પડછાયાને ચાર દા'ડામાં....મેં તો
રાતરાણીની ગંધની પૂંઠે,
ચાંદો વીણે સપનાં.
છાતીએ મારી બે પારેવાં,
હાંફતાં છાનાં છપનાં.

ઝૂલશે ડાળી....
ઝૂલશે ડાળી પડછાયને ચાર દા'ડામાં....મેં તો
રોજ ઊઠુંને આયનામાંથી,
નીકળે ખળખળ નદી.
જળજળ થતી જાઉંને અંતે,
વાગતી ખડક જતી.

મ્હોરશે પીપળ....
મ્હોરશે પીપળ પડછાયાનો ચાર દા'ડામાં....મેં તો

☐ મયૂર અંજારિયા

સપનાં —
ઊગી નીકળે તો
વાવ્યાં કહેવાય,
નહીંતર.
દાટયાં કહેવાય.....!

પંખી ☐ જયન્ત પાઠક

તમે કિયા મલકના પંખી રે અમ આંગણ આવ્યા!
તમે કહો અજાણ્યા પંખી, કણ ભાવ્યા ના ભાવ્યા?

અદ્ધર પગલાં પડે, એમને
કોણ ઓળખે પગી!
અગડ શોધમાં ખેંચાતી અમ
આંખો અનહદ લગી;

ચાંદો-સૂરજ કયા મલકના તમે આંખમાં લાવ્યા?
તમે અજાણ્યા પંખી બોલો કયા મલકથી આવ્યા?

આંગણની ધૂળ તમે ઓળખી
ભાત પડી શી રૂડી!
જોઈ જોઈને અમે જીવીશું
તમે જશો જવ ઊડી:

પંખી કિયા મલકના સંદેશા તમ ચાંચે લાવ્યા?
કિયા ગગનનું ગીત ગાવ છો, કોણ પઢાવ્યા?

ગઝલ ☐ મનહર જાની

વૃક્ષ આખ્ખુંયે ઢળી પડતું હતું
એક લીલું પાંદડું ખરતું હતું.

શબ સતત દરિયાનું આથડતું હતું
મત્સ્ય જળની જાળ પાથરતું હતું.

એટલે જાગ્યા કર્યો છું રાતભર
આંખમાં કોઈ આવ-જા કરતું હતું.

પંખી માનીને અમે રાખ્યું હતું
પીંજરામાં તો ફક્ત પીંછું હતું.

કાષ્ઠ હસ્તીનું વહેરાતું ગયું
શ્વાસનું કરવત સતત ફરતું હતું.

# પળ પાતલડી ▯ પાર્થ મહાબાહુ

---

હળવે સરકે પળ પાતલડી... ...

ગાઢ હવામાં સમળી નાચે
સૂરજ ડૂબે ડાળે
ભટકી કોણે હેમ ભરેલી
ઢોળી સરવર પાળે

વરસે ગંગાજળ રાતલડી... ...
હળવે સરકે પળ પાતલડી... ...

પાંપણ આડે અંગ મરોડે
અજવાળા શું ખૂલે
પરોઢ થાતું પરપોટો ને
પરવાળા શું ઝૂલે

ઊખળે ઊંઘે બળ બાતલડી... ...
હળવે સરકે પળ પાતલડી... ...

○

# દરિયાદિલી

મેઘનાદ ઈ. ભટ્ટ

દરિયો ય ખુદ ભૂલી ગયો દરિયાદિલી
આટલા આ જળ મહીં થળના કરો શું તંગદિલી?

આમતો આગુરા પગ પાસે હતું
પંખીની એ ચીસ તો ય કેમ ના કો'એ ઝીલી?

ખડક જેવા પથ્થરો પણ દે દગો
પંખીની એ ચીસ ડૂબે એકલી?

સૂર્ય જેવા સૂર્યને જો તેં ઝીલ્યો
પંખીની પાંખો બની આડીખીલી?

દરિયા, ભૂલ્યો દરિયાદિલી- કે દિલ્લગી?
(આ)પંખીની દુઆ તને: "વાડી રહો તારી લીલી."

□ વિસ્તરતા રણની કવિતા




← આ હદ રેખા નથી, વિસ્તરવાની છૂટ છે. →

હરીશ ઉપાધ્યાય

સસલાં ☐ રાજીવ જોષી ☐ જયા મહેતા

(મરાઠી)

તને સસલાંની માયા નહોતી જ
નજરનાં સસલાં મારાં અંગેઅંગમાં દોડવા લાગ્યાં પછી
તેં તેમને મારે માટે જ વ્હાલ કર્યું
મારે માટે સસલાંને લાડ લડાવતાં લડાવતાં
તેં બાંધ્યો રંગમહેલ: મારી આંખોમાં.

તારી સાથે રંગમહેલમાં પૂરેપૂરા ગૂંથાયા પછી
ગર્ભભર વેદનાનો કલ્લોલ
ઠાંસોઠાંસ વેદનામાંથી શરીર મુકત કરતી વખતે
સસલાંની દોડાદોડ અંગેઅંગમાં
અસહ્ય વેદનાથી ઘટ્ટ આમળેલી મારી મૂઠીમાં
ગરદન: ગભરાયેલાં સસલાંની.

તને હવે સસલાંની માયા લાગી છે, અને
મારી સુક્કીભઠ્ઠ આંખોમાં
તું શોધતી હોય છે
સસલાં!

ઓછપનો અહેસાસ! ☐ બળદેવ પટેલ

અહીં,
ફૂલદાવરવાજનાં
ફૂલો સુગંધને... ....,
અને
બાગોનાં ફૂલો
ફૂલદાવરવાજનાં ફૂલોની
શિસ્તને
ઝંખે.

દીવાલ ઊભી કરવાથી ઘણી વસ્તુઓ બહાર રહી જાય છે ☐ વાસુશથી
(નેપાળી) ☐ જયા મહેતા

દીવાલ ઊભી કરવાથી ઘણી વસ્તુઓ બહાર રહી જાય છે
જો કે એ બરાબર છે કે
દીવાલ સારી પણ બની શકે છે/એની પર વેલીઓ ચડી શકે છે
જો કે એ બરાબર છે કે
દીવાલની અંદરનું બધું જ આપણું પોતાનું હોય છે
સુરક્ષિત રહે છે
દીવાલ કદાચ બહુ જ આવશ્યક છે
જાણે કે એ દેવતા હોય
પણ દીવાલ ફક્ત દીવાલ છે
એ આકાશને સ્પર્શી નથી શકતી
અને અંદર આવનારા તો એને ઓળંગે પણ છે
અને, દીવાલ પડી પણ જઈ શકે છે.
પણ આજકાલ શહેરની સડકો બાળકો માટે નથી હોતી
અને આજકાલ માણસને, માણસથી જ પોતાને જુદો કરવો પડે છે

દીવાલ માટે ગમે તેટલો ખેદ વ્યક્ત કરું....
હું ઊભી કરું છું એને
(દીવાલ કદાચ સૌથી અપ્રિય આવશ્યકતા છે)
કદાચ આ જમાનામાં આપણે દીવાલની જરૂરિયાત મિટાવી દેવા માટે
દીવાલ ઊભી કરીએ છીએ.
આપણે દીવાલની વિરુદ્ધ દીવાલ ઊભી કરીએ છીએ
(પરંતુ) ઊભી કરીએ છીએ, ઊભી કરીએ છીએ
જો કે દીવાલ ઊભી કર્યા પછી બહુ ઓછું અંદર રહી શકે છે
(પરંતુ બધી વસ્તુઓ, સૌથી વધુ આવશ્યક યુગ પણ અંદર નથી રહી શકતો)

દીવાલ, પુરુષ જેવી દીવાલ,
માથું પછાડવા માટે પણ બરાબર દીવાલ.

☐ જયા મહેતા

પંખીએ તો બેઉ પાંખો પસારીને આકાશમાં ઊડવા માંડ્યું.
મેં તેને હળવેથી સાદ કર્યા
પછી આકાશને ભરી દેતી ચીસો પાડી,
પણ પંખી થંભ્યું નહીં, એણે તો ઊડયા જ કર્યું.
મેં તેની પાછળ ઊડવા કર્યું,
પણ મારા પગ તો જમીન સાથે જડાયેલા
કૂદકો મારું તોયે જમીન પર પછડાઉં
એવી ભારેખમ આ શરીરની માયા.
મારી ચીસો થાકીને હારીને શમી ગઈ.
વ્હિસ્પરિંગ ગેલેરીમાં પડઘા પડયા કરે છે
....સંભળાય છે તમને?

આજે તો ☐ નલિની માડગાંવકર

શોધું છું...
મારા વરસતા દિવસોને
અંકુરિત કરે એવી
ભૂમિ.

શોધું છું....
પોતાનું અમૃતફળ કોઈ
પિંગળાને ચરણે ન ધરે એવું
વૃક્ષ.

શોધું છું....
સપ્તકનું ઇન્દ્રધનુ પોતામાં
સમાવે એવો
સૂર.

શોધું છું....
છૂટા પડવાની વેદના
જેમાં ન હોય એવો
મિલનનો નકશો.

શોધું છું...
શલ્યાને અહલ્યા બનાવે
એવો
સ્પર્શ.

આજે તો....
કાગળની હોડીમાં કેવળ શબ્દો....

ચિત્રધ્વનિ-ગુચ્છ □ પન્ના નાયક

સંધ્યાના વિરમતા રંગ જોઈને
પવને નાખેલા ઊંડા નિઃશ્વાસ સાંભળી શકું
એ માટે ઝંખું છું
કવિનો કાન.
□
પાણી ચાલતું
ભીની ગલીઓ વચ્ચે
ઉઘાડે પગે
□
પોઢ્યું પતંગ
સૂર્યમુખીને ખોળે
સઢ સંકેલી
□
અહો! તારી વાટે પવન સૂસવે તોય પણ આ
ઝગે છે મારી આ સ્તનપ્રદીપની જ્યોત નમણી
□
ગઈ કાલનું તારું સ્મિત
મારાં સ્મરણોની પથારીમાં
ટૂંટિયું વાળીને પડ્યું છે.
□
સૂકાં પર્ણે સળવળ થતો વાયુ ફંફોળતો શું?
□
ભીંત પર ટીંગાયલી આ છબી
એય તે શું જાણતી કદીયે હશે
ખોડાયલી ખીલી અને
એના જખમની કોઈ વ્યથા?
□

બંદૂકની આંખથી ફફડતી કોયલ
કેશૂડાને જોઈને
વસંતનું ગીત કેમ ગાઈ શકે?



આકાશ સામે
બંદૂક તાકીને ઊભેલા માણસો
ધરતીનાં ફૂલને કેમ નહીં જોતા હોય?

વરસાદમાં ભીંજાયેલા ઘોડા ☐ સદાનંદ રેગે ☐ ધનવિદ્યા મહેતા

નીચોવેલું લોખંડ વળેલી મુઠ્ઠીઓથી
વજ્રની છીણીથી તાસેલો ગંધાર;
કૃષ્ણના વક્ષ પર રાધાની તારલી
અંકુરાય છે આંખોમાં મૂંગો મૂંગો અંધકાર.

ખોપરીના ડુંગર પર આવે છે પ્રકાશનાં શબ
કાળાડિબાંગ કફનમાં લપેટી લીધેલાં;
અમાવાસ્યાએ જાય છે કલ્પાંતના દિવસ
ઘુવડોના ઘૂત્કારમાં તરબોળ ભીંજાયેલી.

શેષશાયીના કાનને અડાડીને પ્રશ્નાર્થક કાન
ઓથેલો લે છે શા અનઘતન વેધ
ચોમાસામાં ભીંજાયેલા આ મોહાગની ઘોડા
પાડે છે અર્થમાં અનર્થનો છેદ....

## નગરી ☐ અશોક બાગવે ☐ ધનવિદ્યા મહેતા

એક નગરી વસી છે મારી અંદર
વાંકાંચૂકા રસ્તા, મૂઢ સાર્વજનિક બગીચા
અને માણસોનાં ટોળાં વેરવિખેર
સવાર-સાંજ તે નગરીમાં ફરે છે એક શુભ્ર ઘોડો.
સરહદ પરથી ઠેઠ સ્મશાન સુધી જાય છે;
કબર પાસે હણહણતો દોડતો આવે પાછો સરહદ પાસે
રાતના કાળાડિબાંગ એકાંતમાં
ઘોડો ચારે ખરીઓનું ટૂંટિયું વાળે છે સ્મશાનના એક
અંધારા-ખૂણામાં

હણહણાટી બુઝાવે હળવેથી યાળમાં
અને સ્પષ્ટ સાંભળે એક દબાઈને ખવાયેલું ડૂસકું
નગરીના દરેક ઘરમાંથી....

## સ્મિત ☐ નલિન રાવળ

તારી વસંતલ આંખમાંનું સ્મિત
સોનલ
ઓષ્ટ પર તારા ખીલી
હળવેકથી ચહેરા ઉપર પથરાઈ
સરચ્યું સુગંધી સાંજના તડકા ઉપર
તડકા ઉપરથી એ ત્વરિત
સરક્યું નજરમાં
નજર હાવાં
ગૂંથે છે શ્વાસ ફરતી ઝૂલ
સોનલ ઝૂલ
તારા વસંતલ સ્મિતની

એક ગદ્યસૉનેટ ☐ દિનેશ દાસ ☐ નલિની માડગાંવકર

સવાર-સાંજ આકાશની એક આદત માત્ર,
શિયાળાની સંકોડાયેલી સાંજેય પાર્કમાં જવાથી કોઈ ફાયદો નથી :
સમગ્ર દેશના પાર્કમાં, મેદાનમાં અત્યારે સરકસના તંબુ,
વાંસળી-પિપૂડાંના વિવિધ અવાજો માઝા મૂકે છે
રિંગ-માસ્તરની બૂમો અને જોકરનો શોરબકોર.
કોણ સામ્યવાદી, કોણ ગણતંત્રી એ સમજવાનો માર્ગ નથી,
શ્રમ અને પૂંજી બધું સેળભેળ થઈ એકાકાર.
આજે બે બિંદુ વચ્ચેનું જરાક અમસ્તું દૂરત્વ
એક સરળ રેખા નથી—એક લાંબી વક્રરેખા.
આ સર્પાકાર વાંકા માર્ગ પર કેવી રીતે ચાલું ?
અચાનક એક પક્ષી શૂન્યમાં નિઃસ્તબ્ધતા ભણી ઊડી ગયું :
શું હજીયે આકાશમાં પ્રકાશની નદી ગીત ગાઈ રહી છે ?
આપણા હૃદયનું કઠોર લોહજડત્વ ગળી જતાં
આપણે પણ પેલો વિસ્મયકારી પ્રકાશ જોઈ શકીશું.

મુક્તક ☐ દેવદાસ 'અમીર'

ભાગ્ય મારું આથમી ગયું હોય તો કહેવાય નહીં
જીવ બન્ને એક જેવા આમ જુદા થાય નહીં
મારી મળવાની જ ઉત્કંઠામાં કંઈ ખામી હશે
નહીં તો એ આવે એ પહેલાં જીવ ચાલી જાય નહીં.

☐ જગન્નાથ રાજગુરુ

ક્યાં સુધી છોડયા કરીશું ઉપગ્રહો ?
પૂર્વગ્રહ જ્યાં એક પણ છૂટયો નથી.

પ્રસ્તાવનાઓ પૂરી થઈ ગઈ. હવે પ્રશ્ન છે
અંતિમ આસ્થાનો. તો કહો કે અંતિમ આસ્થા
કલ્પિત રચનામાં જ હોઈ શકે. પસંદગીનો સમય આવી પહોંચ્યો છે.

૧

રિક્ત પ્રદેશમાં વહેતી પહોળી નદીની
કાલગ્રસ્ત કલ્પના; ખુશે*એ હણી નાખેલા દેવો;
અને કાલ ઘંટીગોળાળા કરે છે એવા ધાતુના વીરો—
હજી ઝંકળ વચ્ચે ચાલે છે માત્ર ફિલસૂફનો આદમી,
હજી સમુદ્રકિનારે દુધાળી પંક્તિઓ ગુંજે છે
અમલ કલ્પનોની.
તમે વાઘ પર જો કહેશો કે મનુષ્ય પૂરતો નથી,
કદિ ઈશ્વરને સ્થાને ઊભો ન રહી શકે, એ છેવટે સનાતન ખોટો છે
પછી ગમે એટલો નગ્ન અને ઊંચો હોય, તો ય હાજરાહજૂર છે
અશક્ય-શક્ય આદમી ફિલસૂફનો,
એવો આદમી જેને ચિંતન માટે પૂરતો સમય મળ્યો છે,
કેન્.-પુરુષ, પૃથ્વીને પોતામાં સમાવીને બેઠેલો માનવ,
અવાજથી દાદ આપતા અરીસા જેવો, કાચપુરુષ
જે કરોડો હીરાઓમાં આપણને સમેટી લે છે.

૨

જે સ્થળમાં એ વસે છે એની એ પારદર્શકતા છે
અને એનાં કાવ્યોમાં આપણને શાંતિ મળે છે.
એ અવ્યવસ્થામાંથી વ્યવસ્થા સર્જે છે અને ગ્રીષ્મમાં સાદ કરે છે,
આ કાચપુરુષ, થીજેલો અને અંકિત, આકળભીનો સાદ કરે છે,
'હું તને સર્જું નહિ ત્યાં સુધી તું ગ્રીષ્મ નથી.'
કલ્પિત દાદરા પર ચૂપકીથી ભર્યાં પગલાં
આખી રાત ચઢે છે, કારણ કે એની કોયલો ટહુકે છે.

એક વર્ષ, ચમેલીની સુગંધને મોત અને યુદ્ધએ રોધી હતી
અને ચમેલીના ટાપુઓની લોહિયાળ શહાદતો બની હતી
ત્યારે કેન્દ્ર-પુરુષનું શું? આપણને
શાંતિ મળી? આપણને મળ્યો માનવ-સારાંશ.
કેન્દ્ર-દુરિત જડયું તો કેન્દ્ર-પુણ્ય પણ જડયું.
જમીનદોસ્ત થયેલાને ચમેલીના તાજ વિના દફનાવ્યા.
એવું કશું જ નહોતું જે એણે વેઠયું નહોતું, ના; અને
આપણે પણ નહિ.
ચમેલી કોઈ દિવસ ફરી તો આવી નહિ
પણ આપણે અને હીરાનો વિશાળ ગોળો આખરે એકરૂપ બન્યાં.
કેટલેક અંશે તો હંમેશ એકરૂપ હતાં જ. પણ જ્યારે એને જોવા
આપણે આવ્યાં, ત્યારે સંપૂર્ણપણે એકરૂપ બન્યાં,
જ્યારે આપણે એને સાંભળ્યો
તેમનાં જ લોહીમાં હટાયલાંઓ માટે મંત્રો ગુંજતો,
ચમેલીના ભણકારા વાગતાં જંગલોમાં, ત્યારે પરખ્યો
કાચપુરુષ, કોઈ પણ બાહ્ય સંદર્ભ વિના.

---

*ઓબો : શરણાઈ જેવું એક પ્રકારનું વાદ્ય.

*બુશે : બનતાં સુધી, અહીં ફ્રેન્ચ પુરાતત્ત્વવિદ્ ઝાં બુશે દ પેર્થ (૧૭૮૮–૧૮૬૮)નો ઉલ્લેખ છે. તેમનાં સંશોધનમાં તેમને પુરાતન કાળનાં પથ્થરનાં હથિયારો જડયાં હતાં જે ૧૦,૦૦૦ વર્ષ જૂનાં હતાં એમ તે સાબિત કરી શક્યા. તે સમયે એમ મનાતું કે ઈશ્વરે ઈ. સ. પૂર્વે ૪૦૦૪માં વિશ્વનું સર્જન કર્યું હતું. પણ બુશેની શોધથી એ માન્યતાને ધક્કો લાગ્યો અને જગતના સર્જન વિષે બાઈબલની કથામાંથી વિશ્વાસ ઘટવા માંડયો.

કેટલાય દિવસથી હું જીવવાનો કંટાળો લઈને જીવું છું.
હવેથી હું બીજા કોઈથી નહીં પણ ક્યારેક મારાથીયે બીઉં છું.
આ દિવસ આખો મને આરસના પૂતળા જેવો નિર્જીવ લાગે છે
અને રાત કોઈક પાગલ સ્ત્રી જેવી બિહામણી લાગે છે.
ઊંઘે આંખવગો લીધો છે અને ઊજાગરાએ મારાં સપનાં ડહોળી નાખ્યાં છે.
હું મારી જ લાગણી અને મારા જ વિચારોની કરવતથી વ્હેરાયા કરું છું.
જે વાદળા કદીય વરસવાના નથી એનાથી હું ઘેરાયા કરું છું
વિશ્વાસ શબ્દ હવે મને પારકો લાગે છે
અને પ્રેમ શબ્દ ક્યારેય નજીકનો લાગ્યો નથી.
મૃગજળમાં તરવાનો પ્રયત્ન કરતા હવે હુ હાંફી ગયો છું.
મને હવે બધું જ અજાણ્યું લાગે છે
ઘર, ઘરનો ઊંબરો, ઘરની બહારનો રસ્તો
આસપાસના સંબંધો
સ્વજનોના હલતા હોઠમાંથી વેશભૂષા કરીને બહાર પડેલા શબ્દો
કશું જોવામાં, સાંભળવામાં હવે રસ રહ્યો નથી મને
મને તો એક જ રસ છે
કે મારો આ થાક ક્યાં ઉતારું?

મારો આ અથાગ થાક ક્યાંય નહીં ઊતરે
એ તો મને પથ્થરની જેમ વળગે છે
હુ દરિયે ડૂબવા ઇચ્છું તો પણ
એ મને ડૂબવા નહીં દે
મારા આકાશમાં તાજગીથી ભર્યા ભર્યા
સૂર્યને કદી ઊગવા નહીં દે

जेसलमेरः ☐ गुलाम मोहम्मद शेख

(गुजराती काव्यम्) ☐ अनु. जशवंतो दवे

मरुस्थले मौक्तिकखचितम् इदं नगरम्
अस्य विटंके मयूरः भित्तौ च चरति हस्ती ।
गवाक्षे गवाक्षे प्रस्तरमयं हैमशिल्पम् ।
प्रतिवातायनं कुंठितखड्गानां तोरणमालाः
सांध्यप्रकाशे भित्तयः कुसुम्भशाटिका इव
फर्फरायन्ते, द्वारि लोहवलये
अष्टवंश्यानां हस्तघर्षणचिह्नं
प्रांगणे विचरन्ति द्वि-चत्वारः अजाः श्यामाः
द्वारात् बहिः हेषते कर्मसक्तः उष्ट्रः ।

गृहमध्ये शुष्यन्ति रक्तानि अंबराणि
अन्तर्कक्षे प्रदूषिते अंधकारे
फर्फरायते शिथिला वर्तिका ।
चुल्लिकायाः धनरक्तज्वालायां शाटिकायाश्च प्रकाशे
अपूपान् घटचन्ती हेमांगिनी कन्या ।

જેસલમેર ☐ ગુલામ મોહમ્મદ શેખ

મરુથલે મોતી મઢ્યું આ નગર,
એને ટોડલે મોર અને ભીંતે ફરે હાથી
ઝરુખે ઝરુખે પથ્થરનું હીરભરત.
બારીએ બારીએ બુઠ્ઠી તરવારોનાં તોરણ,
સાંજના અજવાળે ભીંતો નારંગી ચુંદડીની જેમ ફરફરે,
બારણે લોઢાના કડે
આઠ પેઢીના હાથનો ઘસરકો
ફળિયે ફરે બે ચાર બકરાં શ્યામ
ડેલી બા'ર હુહેકાર દે કામઢું ઊંટ

વચલી વંડીએ સુકાય રાતાં ચીર
અંદરને ઓરડે પુગાઈ ગયેલા અંધારે
ફરફરે ઢીલી વાટ.
લાલચટક ચૂલાની ઝાળ અને ચુંદડીના અજવાળે
રોટલા ટીપતી સોનેરી કન્યા.

બાગ ☐ ગુરુનાથ સામંત ☐ ધનવિદ્યા મહેતા

તું બાગમાં આવી:
　　　ફૂલો ખીલેલાં હતાં;
હું બાગમાં આવ્યો:
　　ફૂલો ખીલેલાં જ હતાં!
તું બાગમાંથી ગઈ:
　　　ફૂલો ખીલેલાં હતાં;
હું બાગમાં જ મરી ગયો:
　　ફૂલો ખીલેલાં જ હતાં!

અર્ધો ☐ ગુરુનાથ સામંત ☐ ધનવિદ્યા મહેતા

બધું જ એકનું બે થશે
ત્યારે હું એકનો અર્ધો
અને આ એકમાં એક રહેલાં કબૂતરો
આજ જ મારા લોહીમાં ઘૂ ઘૂ ઘૂ કર્યાં કરશે!

---

## પારિતોષિક

અંક ૧૦૦

એપ્રિલ – ૧૯૮૪

પ્રથમ : ફેસડાઈ ગયું છે માટલું જ કવિતાનું —લાભશંકર ઠાકર
દ્વિતીય : પ્રાણજીવન હરજીવન મોદી — રમેશ પારેખ
તૃતીય : (મારી કોઈ ડાળખીમાં...) — અનિલ જોશી

— જયા મહેતા
૧૧-૬-૧૯૮૪ — નાનજી ટ્રેડિયા

### રોગ – ઋતુ ☐ ગુરુનાથ સામંત ☐ ધનવિદ્યા મહેતા

શરીર ક્ષીણ કરી નાખતો આ રોગ
મને ક્યારે થયો ખબર ન પડી,
જેમ ઝાડને ખબર નથી પડતી
પાનખરની ઋતુ ક્યારે આવી!

### સુકાયેલી બસ ☐ ગુરુનાથ સામંત ☐ ધનવિદ્યા મહેતા

અમે બંને
વરસાદમાં
ચાલતાં હતાં ત્યારે
તેને જલદી છત્રી મળી
અને તે પછી:
કેટલીયે ઋતુ પલટાઈ,
તો પણ હું વરસાદમાં જ નીતરતો ચાલતો હોઉં એવો.

આવરી બ્હાવરી ☐ ગુરુનાથ સામંત ☐ ધનવિદ્યા મહેતા

સસલાના કાળજાથી
અને કાચબાના પગથી જ
આજ સુધી તે આ જંગલમાં ફર્યો.
એક સ્વપ્નમાં
આઠ હાથી ગળી ગયાનું કહેતી વખતે પણ
કોઈ બહુ મોટા ગુનાના ભાનથી
તેની આંખો આવરી બ્હાવરી થાય છે.

☐ બાશો ☐ જયા મહેતા

પાનખરના વાવાઝોડામાં કેળ—
હું સાંભળું છું વરસાદનાં ટીપાંનો અવાજ
રાતે તળાવમાં.

☐ બાશો ☐ જયા મહેતા

સમુદ્ર અંધારાય
જંગલી બતકનો અવાજ
ઝાંખો શ્વેત

☐ બાશો ☐ જયા મહેતા

પહેલો હિમ—
ભારથી નમી પડે
ડેફોડિલનાં પાન

☐ બાશો ☐ જયા મહેતા

આગિયા-દર્શન—
સુકાની ચકચૂર
કેવી હાલકડોલક નાવ!

☐ કિકાકુ ☐ જયા મહેતા

રમતું ખેલતું
ઘાસની પાંદડીએ પાંદડીએ!
ઝાકળનું ઝવેરાત!

☐ શિકિ ☐ જયા મહેતા

ચંડોળ-શાળા
મેંઢક-શાળા કરે દલીલો :
કેમ ગાવું?

☐ ઇસ્સા ☐ જયા મહેતા

પતંગિયાં :
પીંજર-પંખી આંખે જુએ
ઈર્ષા.

સમૂહગાન ☐ ઉદયન ઠક્કર

સમૂહ : પ્રેમ અમારો મહાદેવ, ને અમે પ્રેમના નંદી જી,
આંખ મારતી જે જે છોરી, અમે એમના બંદી જી!

અવાજ ૧ : એક છોકરીની ગ્રીવામાં મ્હેક રહે મ્હેરામણની,
ફીણસભર મોજાંને સ્થાને હોય યોજના :- પાંપણની.
ઠેર—ઠેર એની કાયામાં વમળ—વર્તુળો ઊઠે છે,
ઊંડે તાણી જાય છે, મારા
શ્વાસો
ક્રમશઃ
તૂટે છે.

સમૂહ : પ્રેમ અમારો મહાદેવ, ને અમે પ્રેમના નંદી જી

અવાજ ૨ : શરીર નામે પરિસ્થિતિથી છટક્યું, એ તો છટક્યું રે!
રૂપ કોઈનું, અટકળથી પણ આગળ જઈને અટક્યું રે!
જાણે પંખી ડાળ મૂકીને, જાત હવામાં ફેંકે જી!
અથવા—દૈનિકમાંથી શીર્ષક, વાચક સુધી ઠેકે જી!

સમૂહ : પ્રેમ અમારો મહાદેવ, ને અમે પ્રેમના નંદી જી

અવાજ ૩ : મોડું—વ્હેલું નિશ્ચિત છે, ને તો પણ એને ટાળે છે,
જળસમૂહને એક છોકરી તણખલાથી ખાળે છે:—
દીવાસળીના દેશમાં, રમણી, કેમ બચીને રહેવાશે?
મીણનો જથ્થો નષ્ટ થશે, પણ અજવાળાંઓ ફેલાશે.

સમૂહ : પ્રેમ અમારો મહાદેવ, ને અમે પ્રેમના નંદી જી

હતો ઊનો તડકો ☐ વાસંતી મુઝુમદાર ☐ ધનવિદ્યા મહેતા

હતો ઊનો તડકો અશાંત પીળો : વૃક્ષો સળગતાં
ઉચ્છ્વાસમાં અર્થ પણ ધૂંધવાતા, સ્વપ્નો વિરમતાં,
આભાસનાં મૃગ ચારે તરફ સ્વપ્ન પાછળ દોડતાં
તૃષ્ણાનાં કમળો ખીલતાં નભે પ્રાણને બોલાવતાં.

☐ સુરેશ દલાલ

તળાવમાં ડૂબે તે કાંકરો ને તળાવમાં ડૂબે તે પ્હાડ નહીં
આ કેવો અહંકાર આકરો કે પોતા સિવાય કોઈ વાડ નહીં.

આ હરણના પગ લઈ ઇચ્છાઓ દોડે પલાંઠી વાળવાનું જાણે નહીં.
ગુલાબની પાંદડીઓ પથ્થરથી તોડે પણ સૌરભ પવનના વ્હાણે રહી.

આકાશમાં બીજને વાવ્યું પછી ક્યાંય હોય ઝાંખરાં કે ઝાડ નહીં
તળાવમાં ડૂબે તે કાંકરો ને તળાવમાં ડૂબે તે પ્હાડ નહીં.

વૈશાખી તાપ તો જાણે તપસ્વી ગુલમ્હોર થઈને ખીલે છે લાલ
બાવળને ઝાલીને શું રે કરું ? મીરાં તો થઈ ગઈ આંબાની ડાળ.

પોતાની મેળે ચાલે આ પંથ પછી પગલાંનો છોને ઉપાડ નહીં
તળાવમાં ડૂબે તે કાંકરો ને તળાવમાં ડૂબે તે પ્હાડ નહીં

☐ સુરેશ દલાલ

મને ચપટીક અંધારું કોઈ આપો
કે અજવાળું અળખે પડયું.
મારા ફૂલને કાંટામાં કોઈ સ્થાપો
કે સુંવાળુ અળખે પડયું.

મને રણની રેતીનો કણ આપો
કે સાગર છીછરો લાગે.
મને રણઝણતી એક ક્ષણ આપો
કે કાળ હવે બ્હીતરો લાગે

મને પાછું લઈ લ્યો એવું આપો
કે સુખ મને સારું લાગે.
મારા મનનું મરણ મને આપો
કે જીવન મને મારું લાગે.

ઇતિ-હાસ ☐ રમેશ પારેખ

કીડી દોડતી દોડતી નીકળી જંગલમાં
ચીસો પાડતી કે
ભાગો....જંગલમાં આગ લાગી છે, ભાગો....

પંખી ભાગ્યાં.
વનેચર ભાગ્યાં.
ઝરણાં ને વૃક્ષો ભાગ્યાં.
રસ્તાઓ ભાગ્યા અને
કીડીની ઝીણી ટચુકલી રસ્તી પણ ભાગી.
કીડીનેય ભાગવું તો હતું
પણ કેમ ભાગે?
કેવી રીતે ને ક્યાં ભાગે?
છેવટ અળગતા જંગલમાં ઘેરાઈ ગઈ.
થોડી જ વારમાં
તે તેની 'બચાવો બચાવો'ની ચીસ વચ્ચે
ભડભડ બળી ગઈ.

હવે આગ લાગે છે ત્યારે
કોઈ કીડી ચીસ પાડતી નથી.*

*કવિ શ્રી હરીન્દ્ર દવેને અર્પણ...

વસન્ત : રાજસ્થાની શૈલી ☐ અજ્ઞેય ☐ સુજાતા ગાંધી

સરસવ મ્હોર્યો
પીળા રસ્તા
હરિયાળીમાં.
અરે! વળાંકે
આ જાણે વસન્તની લાલી
ઉમંગમાં ચાલી જાય....

મદ્યાનુભૂતિ ☐ રમેશ પારેખ

શિવાસ રિગલનો પ્રથમ ઘૂંટ
છમ્મ્ કરતો હોજરીમાં પડે?
હા પડે.
અને મધપૂડાને પથ્થર માર્યો હોય તેમ
હુડુડુડુ કરતી તરસો
નખાળ હાથ વીંઝતી દોડી આવે તાળવા પર્યંત.

બીજો ઘૂંટ
અને સામેની ખુરશીના ખાલીપાનું
તલવાર બની જવું
તેમજ
સઓસણ પ્રશ્નોનાં માથાં કપાઈ જવાં.

ત્રીજા ઘૂંટમાં તો
તેંતાલીશ—ચુમ્માલીશ હોઠ
મંડાઈ જવા એક જ ગ્લાસ પર

પછી
ઘૂંટના અને પેગના ગણિતનો પ્રલય
નાડીઓમાં ગંઠાયેલા જગતનો પ્રલય
છાતીમાં રૂદનનાં જાળાંનો પ્રલય
પ્રલય, વિચારોના અણીમય બ્રહ્માંડનો પ્રલય
પીનારનો ને પીવુંનો પ્રલય.

ઉદય,
માત્ર શિવાસ રિગલનો ઉદય, ઝળાંઝળાં.
ને એની સામે
આત્માની ગંજી પર બેઠેલા
ચાર પગાળા ઈશ્વરનું થોડીથોડી વારે ભસવું
અવાજ વગરનું.*

---

*કવિ શ્રી સુરેશ દલાલને અર્પણ...

☐ સુરેશ દલાલ

મારે હૈયાને ક્યાંય પણ ઉઘાડવું નથી.
મારે ભીંતમાં પ્રતિબિંબને પાડવું નથી.

કમળના પાંદડામાં તડકો ભરાય નહીં
કાગળના આકાશે વાદળ છવાય નહીં
આકાશે આ તાપ અને ક્યાંય કોઈ છાંય નહિ.
મારે હરણાંને મૃગજળ સૂંઘાડવું નથી.
મારે ભીંતમાં પ્રતિબિંબને પાડવું નથી.

કાળ જેવા પારધીને એવો સાવધ કરું
મિથ્યાના મોરલાને એવો તો વધ કરું
મધપૂડા વિનાયે મનમાં હું મધ ભરું
મારે વ્હાલનું વૃંદાવન ઉજાડવું નથી.
મારે હૈયાને ક્યાંય પણ ઉઘાડવું નથી.

મીરાં ને માધવ ને રાધા ને શ્યામને
હું તો બસ જાણી લઉં સીતા ને રામને
ભીતરમાં ઘૂંટું છું વણલખ્યા નામને
વણલખ્યા નામને લખવું નથી ને ભૂંસાડવું નથી.
મારે હૈયાને ક્યાંય પણ ઉઘાડવું નથી.

પાન એક ખર્યું ☐ અશેષ ☐ કિશોર શાહ

આ સકલ સોનેરી ચંદરવા પરથી
પાન કુલ એક ખર્યું
પણ એના અકિંચન
ખરવાના
હરેક કંપનમાં
હું કેટલી વાર મર્યો!

વરસાદ ☐ વસંત પાટણકર ☐ જયા મહેતા

મેં મારી ભીંતોને ઉદાસ રંગ દીધો છે,
શેલ્ફ પર એક નાચતા મોરની પ્રતિકૃતિ મૂકી છે,
હવે થોડી વારમાં ચોક્કસ જ વરસાદ પડશે.

હું ઉદાસ ઓવરકોટ પહેરીને
ભર વરસાદમાં ચાલતો આવીશ તારી પાસે.

આપવાલેવાનું એમ તો કાંઈ નથી,
ફક્ત તારી આંખોમાં વરસનારા વરસાદને
મારે મારા ઉદાસ પીંછડાથી રંગવો છે.

☐ કલ્લોલિની હઝરત

હું તો અલખને અભિસારે નીસરું રે
હું તો ગરબે ઘૂમું ને મને વીસરું રે.

મારી તાળીનો રોમાંચ થાય રાતને રે
કેવો લયનો કિલ્લોલ મારી વાતને રે
મને અહીંનું આ જળ લાગે છીછરું રે
હું તો અલખને અભિસારે નીસરું રે.

પગની એક ઠેક અને પહોંચું હું ક્યાંય
મારા ઊડતા આનંદને નહીં ઝાલ્યો ઝલાય
હું તો ગરબો ગગનનો ચીતરું રે
હું તો ગરબે ઘૂમું ને મને વીસરું રે.

□ વસંત બાપટ □ ભાર્ગવ કાનાણી

પીઠ પરનું પોટલું વસ્તુઓથી ભર્યું તોયે
પાછો ફરનાર પ્રવાસી ખાલીખમ પાછો આવે છે
પરદેશી પવનનો સ્વાદ ચાખી ગયેલી પાંખોને
સ્વદેશી વાવાઝોડાની ફરી ટેવ પાડે છે.

સોનાની દ્વારકામાં ડાહ્યા માણસોએ જવું જ નહીં
પોતાનું ઘરઆંગણું વધુ ને વધુ કંગાળ દેખાય છે.
ફરીથી પગ મૂકીએ ત્યાં સુધીમાં બધું થાય સોનાનું
દરેક સુદામાનું એવું ભાગ્ય નથી હોતું.

સમુદ્ર ઓળંગીને સ્વદેશમાં પગ મૂક્યો.
ત્યારે રત્નમાળાની જગાએ લ્હ્યા શુદ્ધ રુદ્રાક્ષ
'દુર્લભં ભારતે જન્મ' એ મંત્ર બોલીને ચાખવી
ઇસપનીતિમાંની ખાટી દ્રાક્ષ.

"કહો, મૂલ્યવાન શું શું આણ્યું છે?"
હંમેશનો જ બંદુકધારી પ્રશ્ન તીરની જેમ ખૂંપે છે.
આવેલું ડૂસકું માંડ માંડ દાબી રાખીને
ઉછીના ઉત્સાહથી દેવદત્ત ફક્ત હસે છે.

ભરીને.... □ વાસંતી મુઝુમદાર □ ધનવિદ્યા મહેતા

આકાશ ભરીને વર્ષા
જોરદાર.
ભૂમિ ભરીને ફૂલો
મૂંઝાયેલાં.
દિશાઓ ભરીને વૃક્ષો
અબોલ. ઊભાં તટસ્થ.

કવિતા — માનવહૃદયની પ્રાચીન લિપિ
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૦૧
વર્ષ ૧૭ : અંક ૫ : જૂન, ૧૯૮૪
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૩૦ રૂપિયા, પરદેશમાં ૫૦ રૂપિયા. આ અંકના છૂટક ૫ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતિ છે. પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ. સ્ટેટસ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

# મીરાં વિશે ન લખાયેલું ગીત....

રોજ મીરાંબાઈ ફળિયા વચ્ચે બેસી ચોખા વીણતાં,
પછી સાંજરે રાણા સાથે બેસી કંકર ગણતાં !

રોજ રોજ રાણાને મનમાં
આવે બહુ કંટાળો
તમે કહો તે કરશું પણ આ
લખચોર્યાસી ટાળો

મરક હસીને મીરાં છાનું મલીર પીડાનું વણતાં,
રોજ મીરાંબાઈ ફળિયા વચ્ચે બેસી ચોખા વીણતાં !

મેળ થયો રાણા-મીરાંનો
વાત ગામમાં ચાલી
એક ઝુંબડાળેર નદીમાં
નાવ મલપતું ચાલી

ભોળી મીરાં ખુશખુશ મનમાં રાણાજી બહુ ભણતાં,
પછી સાંજરે રાણા સાથે બેસી કંકર ગણતાં !

** મહેશ યાજ્ઞિક




• હરીન્દ્ર દવે, પ્રવીણચંદ્ર ગાંધી, અજ્ઞેયજી, ઉમાશંકર જોશી ધનશ્યામભાઈ ઓઝા, હસમુખભાઈ પારેખ, દિનેશ દલાલ

સચ્ચી બાત ☐ લાભશંકર ઠાકર

આધા કેલા ખાયા હૈ, સચ્ચી બાત
આધા ઝેબ્રા ક્રોસ કિયા, સચ્ચી બાત
પીક સમયમેં, સચ્ચી બાત
મેઈન રોડ પર, સચ્ચી બાત
લઘરા નિદ્રાધીન ખડા, સચ્ચી બાત, સચ્ચી બાત.
પીં પીં .... ભોં ભોં ...., ભોં ભોં ... પીં પીં..., સચ્ચી બાત
શોર મચા હૈ બહુત બડા, સચ્ચી બાત, સચ્ચી બાત
લઘરા નિદ્રાધીન ખડા—
હૈ !
સચમુચ ?
કહાં ?
યહાં –
ઍક્સિલરેશન ઑાવ મુવમેન્ટ કે બિચ
પ્રોગ્રેશનકે આગે
ઔર મેડનેસ કે કરીબ, ક્યા બના હૈ સીન !
દેખો, દેખો, લઘરા ખડા હૈ, નિદ્રાધીન.
દેખ તો રહા હું .... સીન.
એવરીથિંગ ધેટ ઇઝ ઇમેજિન્ડ ઇઝ ટ્રુ.

૧. માટે

થોડીક બાકી રાખો, થોડીક શ્વાસ માટે,
હું ગૂંગળાઉં, કરગરું છું મોકળાશ માટે;

ખેડયા કર્યું છે ખેતર અહીંથી તે છેક છેડે,
રાખો આ એક શેઢો આવો જ, ઘાસ માટે;

હર ચાસ જોઉં, બહુ તો હળ જેટલો જ ઊંડો,
કયમ ચાલશે એ મારી આ ભૂખ પ્યાસ માટે?

મેં જિંદગીમાં એવું ઝંખ્યું 'તું આભ એવું....
ખુલ્લી જ આંખ રાખી સૂતી છે લાશ, માટે.

શાયર, તું ખેડ પંક્તિ ગીતની યથેચ્છ લય, પણ
રાખી જગા અનામત અંતે કંઈ પ્રાસ માટે.

૨. ઠીક છે, મારા ભૈ!

છેવટ બધું છે ઠીક મારા ભૈ, પરાજય કે જીતે:
સરખાં જ પલ્લાં થઈ રહે છે આ રીતે કે તે રીતે;
તારો ખરે તો ઓછું, તૃણપત્તીમાં વત્તા તરત,
તાળો મળે તો છે જ અંતે આ રીતે કે તે રીતે;
છે એક પૂરું, એ જ વ્હેંચાયેલ છે વૈવિધ્યમાં,
મેળ તો મળી જાય છે કંઈ આ રીતે કે તે રીતે;
સંસ્મિતથી શું નં'વું? ને આંસુથી શું કં'વું?
આપણે તો છં'વું ભૈ, આ રીતે કે તે રીતે;

આ જિંદગી આંસુ નથી તો સાવ કૈં આસવ નથી,
છે જામ, ત્યાં શું નામ દેશો આ રીતે કે તે રીતે?
કૂંપળે પૂછ્યું'તું ઉશનસના પીળાપક મૌનને
ઉથલાવીને પુથલાવીને કંઈ આ રીતે કે તે રીતે.

હું જો વર્ણન કરું તો શી રીતે
તું કરે છે બધું જુદી રીતે
પૂછ મા તું મને કયી રીતે

તારી આંખો કરે છે રણમાં જૈ
મૃગજળો સાથે પ્યાસના સોદા
તારા ગાલો કરે છે ઉપવનમાં
કાંટા સાથે સુવાસના સોદા

અન્ધ સાથે કરે છે તારા કેશ
ધોળે દા'ડે ઉજાસના સોદા
તારી સૂરત કરે છે પૂનમમાં
ચાંદ સાથે અમાસના સોદા
ઓળખું છું તને બધી રીતે
પૂછ મા તું મને....

તું તો ચ્હેરા વિનાના લોકોને
આયના વેચીને કમાલ કરે
ભીંતે સૂરજનાં ચિત્ર દોરીને
કાળી રાતોનો તું નિકાલ કરે
હસ્તધૂનન કરે તો એવું કરે
હસ્તરેખા જ પાયમાલ કરે
જીવતા લોકને કરે મૂગા
જૈને લાશોને તું સવાલ કરે
ચાલો ચાલે તું આગવી રીતે
પૂછ મા તું મને....

ફાટું-ફાટું થતું બદન તારું
ફાડી ખાવાનું કૈં કુંવારાં તન
તારા શ્વાસોની નેમ જાણું છું
મ્હેક રઝળ્યા કરે તજીને ચમન
તારી કાયાના ધારદાર વળાંક
કરશે લોહીલુહાણ કૈંક નયન
તારા કદમોની એ જ ઇચ્છા કે
આ હિમાલય નમે ને ઝૂકે ગગન
ખોટું કરવાની તું ખરી રીતે
પૂછ મા તું મને....

તારું ચાલે તો તું કરે ફરમાન
લોકો તારો જ ઈન્તેજાર કરે
વટહુકમ એવો બહાર પાડે તું
આખી દુનિયા તને જ પ્યાર કરે

આ અહમનો ફુગાવો ઓર વધે
એ જ તારે કર્યા જ કરવું છે
પ્રેમ કરવો છે કયાં તને ભોળી
તારે તો ફક્ત રાજ કરવું છે
આ રીતે કે પછી બીજી રીતે
પૂછ મા તું મને કયી રીતે

હું જો વર્ણન કરું તો શી રીતે
તું કરે છે બધું જુદી રીતે
ચાલો ચાલે તું આગવી રીતે
ઓળખું છું તને બધી રીતે
પૂછ મા તું મને કયી રીતે

□ હરીન્દ્ર દવે

(૧)

ગોમંડળમાં મળ્યા ગુણાતીત સ્વામી રે
ધામ અને ધામીમાં અંતર ક્યાં રહ્યું ?

સ્વામીનાં નયણોથી ઝબૂકે વીજળી રે
વીજળીના ઝબકારે ઊજળાં લોક સૌ;
સ્વામીનાં ચરણેથી ઢળકે ફૂલડાં રે
ફૂલડાંની ફોરમથી મહેક્યાં લોક સૌ;
ગોમંડળની ચોદિશ અઢળક તેજ એ
શ્રીજીને સ્વામીમાં અંતર ક્યાં રહ્યું ?

સ્વામીનાં વચનોમાં ઝરતું વ્હાલ જો
હેતેથી સમજાવે ગૂઢ રહસ્યને;
સ્વામીના મલકાટે છલકે સ્વર્ગ જો
સ્મિત કરે ને શ્રીજીનું મુખ સાંભરે;
ગોમંડળમાં અવસર એક અમૂલ જો
નારાયણ–સ્વામીમાં અંતર ક્યાં રહ્યું ?

નારાયણની ધૂન કરે બડભાગી રે
સ્વામીના મુખની અમીધારા ઝીલતા;
અક્ષરદેરી હજી જગાવે એ હવા
સ્વામી જો નીરખો તો સામે આવતા;
ગોમંડળમાં હજી ગુણાતીત સ્વામી રે
નીરખો તો અક્ષરથી અંતર ક્યાં રહ્યું ?

(૨)

ગઢપુરના વહેળે ઊભા સ્વામી, ને
આંખથી અખંડ સરે આંસુડાંની માયા,
તેજનો વરસાદ ચડે આંસુડાંની રાહે
જઈ રુદિયે મહારાજ ત્યાં સમાયા.

માણીગર દેહ તણી માયા મૂકીને
થયા ચૌદે બ્રહ્માંડ મહીં લીન,
મોહન એ સુખડાની તરસે રીબાઈ
ભર્યાં જળમાં સુકાતું એક મીન,
અંતરમાં ઓચિંતો ઝબકારો એક:
થયા સ્વામી મહારાજની જ છાયા.

વહેળાના જળમાં કો દૈવી પડછાયો
એને જોવાને સૂરજ વળ ખાતો,
વનરાજી ઝૂકીને જોઈ રહી સાધુના
દેહ મહીં દિવ્યને સમાતો;
જોતાં જોતાંમાં જાણે રત્નોની થઈ ગઈ
કાચની જે હજી હતી કાયા.

(૩)

ડભાણમાં અગનીની સાખે વાત આ
નારાયણ બોલે ને સ્વામી સાંભળે:
'તમે અમારું હૃદય દ્વિતીય એ જાણજો,
અમને કળનારાં પહેલાં તમને કળે.

તમે અમારું અવિચલ અક્ષરધામ છો,
હવે સનાતન આ સૃષ્ટિમાં વ્યાપજો,
દેહ તણી આવનજાવનનો શોક શો?
દૈવત તો કાયમનું અહીં સ્થાપી જજો.'

વળતાં બોલ્યા સ્વામી, 'હે પુરુષોત્તમ જી,
દૈવતને અમ પાર્થિવ શેણે જાણીએ?
ક્યાંથી આવ્યું, ક્યહાં જશે, ગમ ના પડે
એને અનંત કહોને ક્યાંથી સ્થાપીએ?'

ખંજન ગાલે પડ્યા, હસ્યા ભગવાન ત્યાં.
કહ્યું, સ્વામી, લ્યો, પાર્થિવતાને પરહરી,
હવે તમે થઈ અખંડ વસશો લોકમાં
દેહ ભલે બદલાતા રહે કાળે કરી.

હજી વિમાસણમાં છે અક્ષરબ્રહ્મ જો,
કહે, 'દેવ, સમજાવો' આ શો દાખડો!
હસી કહે ભગવાન, 'તમે સૌ સમજો છો.
હું નહીં પાડું હવે એક પણ આંકડો.'

(૪)

હું તો સ્વામી બોલું ને તમે સાંભરો છો,
મારા વહાલા ગુણાતીતાનંદ,
હું તો ધામી બોલું ને તમે સાંભરો છો,

હું તો સ્વામી બોલું ને તમે સાંભરો છો,
કર્યું ઘેલું જૂનેગઢનું લોક,
હું તો અક્ષર બોલું ને તમે સાંભરો છો,

હું તો સ્વામી બોલું ને તમે સાંભરો છો,
તાર તોડતા ને જોડતા અખંડ,
હું ભગતજી બોલું ને તમે સાંભરો છો.

હું તો સ્વામી બોલું ને તમે સાંભરો છો.
સત્ય સ્થાપવાને છોડયું વડતાલ
ભજું નારાયણ, યજ્ઞપુરુષ સાંભરો છો.

હું તો સ્વામી બોલું ને તમે સાંભરો છો.
એ જ આંખોની મસ્તી, એ અવાજ
હોઠ યોગી બોલે ને તમે સાંભરો છો,

હું તો સ્વામી બોલું ને તમે સાંભરો છો,
પ્રમુખ થઈને શોભવો અક્ષરધામ,
બોલું નારાયણ, ત્યાં તમે દર્શન દિયો છો.

હું તો સ્વામી બોલું ને તમે સાંભરો છો,
મળ્યા અખંડ ગુણાતીતાનંદ
સ્વામી–નારાયણ બોલું તમે સાંભરો છો.

---

નોંધ: સહજાનંદ સ્વામી જેને પોતાનું અક્ષરધામ કહેતા એ ગુણાતીતાનંદ સ્વામી વિશેની આ ચાર રચનાઓ છે. કેટલાક સંદર્ભો સ્વામિનારાયણ પરંપરાના આવે છે, પણ એ સ્વયંસ્પષ્ટ હોઈ વધુ સ્પષ્ટતા આપવી જરૂરી લાગી નથી.

**બધિર** ☐ અક્ષય જૈન ☐ જયા મહેતા

એ લોકોએ કહ્યું,
દસ વર્ષમાં બેકારી ખતમ થઈ જશે.
એ લોકોએ કહ્યું,
પાંચ વર્ષમાં શિક્ષણની સમસ્યા ઉકેલાઈ જશે.
એ લોકોએ કહ્યું,
ત્રણ વર્ષ પછી ભાવવધારો ક્યારેય નહીં થાય.
એ લોકોએ એક વાર કહ્યું
દસ વાર કહ્યું
રેડિયો દ્વારા કહ્યું. દૂરદર્શન દ્વારા કહ્યું
વર્તમાનપત્રો દ્વારા કહ્યું.
મેં એક માણસને પૂછ્યું—
—તમે કાંઈ સાંભળ્યું?
એણે કહ્યું, ના.
મેં દસ માણસોને પૂછ્યું,
—ના.
મેં પચાસ કરોડ લોકોને ચીસો પાડીને પૂછ્યું—
આ દેશમાં કંઈક થવાનું છે—તમે લોકોએ સાંભળ્યું?
એમને લાગ્યું—હું એ લોકોને કંટાળો આપું છું.
એમને કોઈક યુદ્ધમાં હોમી રહ્યો છું.
એમનાં બાળબચ્ચાંઓને અનાથ બનાવી રહ્યો છું.
—એમણે મારી વાત પણ ન સાંભળી.

મુકતક ☐ રમેશ પટેલ

ક્ષણ બનીને ઉદ્દ્ભવ્યા તે આપણે!
ને યુગોમાં સંભવ્યા તે આપણે!
ચોરપગલે નીકળ્યા તે આપણે!
તે છતાં સૌને મળ્યા તે આપણે!

□ જયા મહેતા

રાતભર ધોધમાર ધોધમાર આવ્યા તમે
વર્ષાજળવાયુ થઈ, ને હું
મારામાં જ બંધ
લહું નિજને સુરક્ષિત!

લો, આ અર્પી દીધાં
કવચ-કુંડળ
આવો હવે.

કદમના વૃક્ષે લટકાવો
ને ઝુલાવી દો ચીર
હવે હું અધીર

ઉગામો સત્વર
ધનુષ્યનો કરો ટંકાર
છેદી નાખો શિર દશેદશ.

તોડી નાખો
ફોડી બધાં બંધ
વાતાયન દ્વાર

તરણાને હડસેલો હડસેલો
કરશો ના વાર
વીતી જશે ક્ષણ
ને હું
મારામાં જ
ફરી બંધ.

□ જયા મહેતા

નર્યું ધુમાડે ભર્યું
આ નગર!
દૂષણો પ્રદૂષણોનું કેવળ
આ નગર?

અહીં પણ આ રહી રસ્તે
વર્ષા પછી
તડકા ભીના જલની
ચમક
અહીં પણ આ રહી
પૂર્વાચલે અસ્તાચલે રંગોની
ઝલક.
આ દરિયો પલટે ઋતુએ ઋતુએ
રંગ નવા
ને દોડે શિશુ રેતમાં પાડતો પગલીઓ
પકડવા હવા
ને અહીં હાથમાં હાથ કરે ગોષ્ઠિ
યુગલો બેપરવાહ
ને મારી ભીતરેય કેવી વસે
મધુર નમણી
ઉરધબક

નર્યું ધુમાડે ભર્યું
આ નગર?

## આપણે અહીં ☐ અનિરુદ્ધ કર ☐ નલિની માડગાંવકર

આપણે અહીં બેઠાં છીએ, આકાશમાં છે પેલી ઘેરી નીલીમા,
જાળીવાળી ઓસરી, દરવાજાનું કડું, અહીંનું બધું જ
ધાતુનો કર્કશ અવજ કરનારું છે.

ટેબલ પરના પ્યાલાનું ફૂલનું ચિત્ર, તે પણ
સૌરભનું તોફાન ઝીલી લઈ, પેય પદાર્થની જેમ
શાંત બની ગયું છે.
ઓરડામાં કેદી બનેલો સવારનો નીરવ તડકો
કુમારિકા જેવો શુદ્ધ, ભીરુ અને કુંઠિત!

થોડીક હાલચાલથી પણ ભાંગી જાય એવો
આ સંસાર!
આપણે ખૂબ સાવધાનીથી, આપણા પડછાયાનેય
કાંપવા દીધા વગર બેઠાં છીએ,
જાણે આજીવન....
અને જાણે આયખાને આ બે શૂન્ય પ્યાલાઓમાં
પી રહ્યાં છીએ
ઘૂંટડે ઘૂંટડે એ અમૃત-ઝેર
પોતપોતાનું છુપાવીને

## વ્યક્તમધ્ય ☐ જયા મહેતા

ટપ્ ....ટપ્ ....ટપ્ .... ટપક્ ટપ.
નિનાદ આગવો કરતું
જરીક
જળ
જળમાં ભળી જતું.

## સ્વાધીનતા માટે ☐ સુનીલ ગંગોપાધ્યાય ☐ નલિની માડગાંવકર

સ્વાધીનતા શબ્દ કિશોરવયમાં ખૂબ ગમતો હતો
જાણે વાદળિયા આકાશની પેલી પાર રહ્યો છે એ
પ્રેમ જેવો જ રોમાંચક
એક ઊંડો ઘેરો પ્રદેશ.
વયસંધિનો વળાંક પાર કરતાં જ ત્યાં પહોંચી જઈશ
ત્યારે એ કેવો અધીર પ્રતીક્ષામય રોમાંચ હતો!

ત્યાર પછી આવ્યો એ સોનેરી દિવસ, એક એવા
બિન્દુ પર આવી ઊભો
કે જેની બંને બાજુએ આકાશ વિભક્ત થઈ ગયું.
સૂર્યનાં સોનલવરણાં કિરણોએ આશીર્વાદ આપ્યા.
વરસાદે બધી ગ્લાનિ ધોઈ નાખી.

બધાંએ કહ્યું અરે વાહ સરસ પવિત્ર અને તૈયાર થઈ ગયો છે.
હવે પેસી જા સડસડાટ કરતોકને કેદખાનામાં!

બાવીસમા વર્ષમાં પગલું માંડયા પછી બંને બાજુએ બે કાન
પકડી તાણ્યા
આજીવિકા અને સામાજિકતાએ
પૃથ્વીને જે રીતે મેળવવા માંગતો હતો એના ઉપર તો
ફક્ત ધુમ્મસ.
જાણે બધું જ છે, ફક્ત સ્પર્શી શકતો નથી.
જોઈતી હતી માનવની મુક્તિ, પણ મારા હાથમાં આવી
પડયાં બંધન.
દૂરત્વની આડશેથી જાણે કોઈક બોલાવે છે, ભાષા સમજી
શકતો નથી.
નાના નાના એશઆરામ, નાની નાની મોહજાળમાં
અંગેઅંગ બાંધી દીધાં છે,
આવું તો નહોતું ધાર્યું, આવું તો નહોતું ધાર્યું!

ક્રમશઃ એક ચોક્કસ ઉંમરે પહોંચતાં એવું થાય છે કે
હવે આગળ આશા રાખવા જેવું કંઈ નથી.
તો પણ એક જીદ્દી અહંકાર જાગતો રહે છે.
કોને માટે આશા? ફક્ત મારે માટે જ નથી.
જે નવા જન્મ્યા છે એને માટે પણ.
છતાંય ગમગીની સ્પર્શી રહે છે પોતાની દીવાલ
ક્યારેક ક્યારેક ઘેરી રીસથી ગળું ભરાઈ આવે છે.
ચારે બાજુ સાંભળું છું, ખરી સ્વાધીનતા નથી
ફક્ત સ્વાધીનતા શબ્દની વ્યાખ્યા વિષે
ચાલ્યા કરે છે તુમુલ કલબલાટ.
કોઈ કોઈ વાર તોડીફોડી નાંખવાનો પ્રયત્ન કરી દોડી જાઉં છું
પહાડ પર, જંગલમાં, આદિવાસીની વસ્તીમાં
પણ કંઈક ભાંગવાની ઉતાવળમાં પોતાને જ ભાંગવા ચાહું છું
વારંવાર
દરેક વાર કોઈ ચોટલી પકડી પાછો ખેંચી લાવે છે
હાલરડાથી આંખો મીંચાય
પણ જાગ્યા પછી સમજ્યો છું.
આ બધું તો બે દિવસનો ગોખણિયો છદ્મવેશ
છાતી ભરાઈ જાય છે.
પતાવટ કરવા નથી માંગતો, મનમાં થાય છે,
છે, છે, રસ્તો છે!
દુનિયાના આ છેડાથી પેલા છેડા સુધી ફરીને જોઉં છું.
સ્વાધીનતાના વાઘા-પહેરેલા અસ્ત્રધારકોનાં મહોરાં
મારું મન ઉદાસ છે. હું કેમ કરી સમજાવું
તો શું આ પૃથ્વી પૂરેપૂરી ખેદાનમેદાન થયા પછી
ખરેખરી સ્વાધીન થશે?
હું એક કિશોર તરફ જોઉં છું એ પણ શું સ્વપ્ન જુએ છે?

થોડીક ગઝલો ▢ ચીનુ મોદી

૧

ક્યાંક સમજણનું છલોછલ છળ હતું
જીવવાનું એ પછી પણ બળ હતું.
રાતનું એકાંત શૈયામાં સૂએ –
કરચલી કે સાપ? મન વિહ્વળ હતું.
હું તને ઇતિહાસ મારો ક્યા કહું?
પુષ્પ ગાયબ, મુઠ્ઠીમાં ઝાકળ હતું.
લોહી જેવું ક્યાં હતું? બસ જળ હતું.
પ્રેમના સાન્નિધ્યનું આ ફળ હતું.
માન ને અકરામ શાં 'ઈર્શાદ' ને?
એ ગઝલનું જણ હતું, ખળભળ હતું.

૨

શ્વાસના સગપણ સમજવા માંગતો
હું પવનથી પણ પલળવા માંગતો.
દ્દરતાનો ક્યાંક દરિયો ઘૂઘવે
હું સ્મરણમાં પણ પ્રસરવા માંગતો.
અશ્વનો વધ થાય એવા યજ્ઞમાં
વેગમાં દોડી, અટકવા માંગતો.
એક પડછાયો સમયની ભીંત પર
અંધકારે હું નિરખવા માંગતો.
કેદ કેમેરો કરે 'ઈર્શાદ' પણ,
હું નથી એને ઝડપવા માંગતો.

૩

ક્રૂરતાની ક્યાં હવા છે?
તું હવા છે? તો ક્ષમા છે.
રાત છે, એકાંત છે—
જાગવાની પણ મઝા છે.
ઝાંઝવા છે, પણ, સરસ છે
એટલે તો આ દશા છે.
ક્યાં ખલે મૂકે નદીને?
ભીંજવાની ક્યાં રજા છે?
હું થયો 'ઈર્શાદ'તો પણ
શ્વાસ સોંસરવી જગા છે.

૪

સો સવાસો શ્વાસ બાકી
પણ, ગયો 'ઈર્શાદ' થાકી.
એક આડું પાંદડું છે—
આ ક્ષણે પણ જાય પાકી.
ક્યાં ઋણાનુબંધ જોયો?
આંસુની કર બાદબાકી.
સત્ય છે ચ્હેરા વગરનું
શું જુએ છે તાકી તાકી?
જે સુરાલયમાં નથી તું
ત્યાં હવે 'ઈર્શાદ' સાકી.

૫

એકસરખાં છે વરસ
રાતની પૂંઠે દિવસ.
લાગણી પોતે કિચ્ચડ
કેમ દર વખતે લપસ?
કણ થઈ વીખરાય છે
લાલ કીડીની હવસ.
ઝટ વગે કર સત્યને
જોખમી છે એ ચડસ.
છે ગઝલ 'ઈર્શાદ' શું?
દાણચોરીની જણસ.

૬

માર્ગ લંબાતો ગયો એની હતી આપદા
એકધારી ચાલતી, ચાલ્યા કરે છે આવ-જા.
નોંધવા બેસી ગયો અંતિમ નિવેદન જેમનું
એ મને છેલ્લે કહે: મારું મુહું ખોલાવ મા
આ વિરહનો છે વખત તો પણ મને કયાં છે ખબર?
પુષ્પ ડાળી પર ખરું, પણ છે સુગંધી લા-પતા.
બંધ ઘરનાં બારણાં ખૂલી ગયાં વરસો પછી
એ પછી પૂછો મને અંધારની છે શી દશા?
સત્ય છે કાચો બરફ, કાચો બરફ છોલાય છે
નાંખ અલબત, નાંખ શાલબત, એ પછી 'ઈર્શાદ' ખા.

૭

આવનારાંની હજી પણ વાટ છે
ગુપ્ત ગંગાને ખરેખર, ઘાટ છે.
દૂરતા ક્યારેક પજવે છે ખરી
આમ પણ, થોડો અહીં ઉકળાટ છે.
પાંદડી હિલ્લોળવી અઘરી નથી
(પણ) ડાળ છૂટી જાય એ ફફડાટ છે.
આપણે કાયમ વિરહ, કાયમ ગઝલ
આ ઋણાનુબંધ મુશ્કેટાટ છે
છે, હજી 'ઈર્શાદ'ના એકાંતમાં
મોરપીંછાનો મૃદુ ફરકાટ છે.

તથાગત ☐ સુશીલા ઝવેરી

વિહ્‌વળ બનાવી
શકું
વેદનાને
થઈ શકું જો
ક્યારેક તથાગત :

☐ નલિની માડગાંવકર

આજ મને લાગે અષાઢ નેહભીનો
કે શ્રાવણના ઝરમરિયે મહેકે છે હિનો.

ખાખરાના ઝાડનું સૂકકું થડિયું રે આજ
મખમલિયું રાન મને લાગે.
ફોરી ના ફોરી આ માટીની ગંધ મહીં
ઉપવન થઈ પાન બધાં જાગે,
કોઈ કાંઠો નહીં હોય આ નદીનો
કે શ્રાવણના ઝરમરિયે મહેકે છે હિનો.

પાછલી તે રાતનાં તરસ્યાં નેવાંને
સૂર દેતી મલ્હારની હેલી,
બુંદ બુંદ ઊછળતા સાગરિયા રૂપને
નિરખું છું થઈ ઘેલી ઘેલી.

હવે મહેક મહેક થાય છે પસીનો,
કે શ્રાવણના ઝરમરિયે મહેકે છે હિનો.

ખેલૈયો ☐ મીના દવે

બાજી તેં ખૂબ ગોઠવી
તું ખરો ખેલૈયો.
રમનારો તું, અને
રમાડનારો ય તું,
હું તો કેવળ જોનારો.

દૂરથી જોઉં તો,
હાર, અને જીત
આંસુ અને સ્મિત

પાસેથી જોઉં તો
દીસે કશું નહીં
કેવી બાજી, ને કેવો ખેલ!

તપતે મધ્યાહ્નને
ફૂલોની પાંદડીએ
ઝાકળનો આ તે કેવો ખેલ!

તું ખરો ખેલૈયો.

## કવિપરિચય

એસ. બાલુ રાવ. જન્મ માઈસોરમાં ૧૯૨૯માં અભ્યાસ પછી પત્રકારત્વમાં પ્રવેશ. પહેલાં 'લેખક' માસિકના સંપાદક અને પછી 'પ્રપંચ'ના સહાયક સંપાદક. ૧૯૫૭થી સાહિત્ય અકાદમી ન્યુ દિલ્હી સાથે સંલગ્ન તાજેતરમાં અકાદમીના 'ઇન્ડિયન લિટરેચર' પ્રકાશનના તંત્રીપદે નિયુક્તિ. કન્નડમાં પ્રકાશનો: 'સૂર્ય ઈવાનોબ્બને' (કવિતા); 'કેઈગે બન્દ તત્તુ', 'બેકકુ બવિ' (નાટકો). જાન્યુ. ૧૯૮૪માં અંગ્રેજી કવિતાનો સંગ્રહ: 'ધ સ્મોલ સ્ટીલ વોઈસ', આ સંગ્રહમાંથી અહીં ત્રણ રચનાઓ અનૂદિત થયેલી છે.

## હિરોશીમા ☐ એસ. બાલુ રાવ ☐ ચંદ્રકાંત ટોપીવાળા

બસ ઊભી રહી અમે ઊતર્યાં

આ હિરોશીમા છે, પ્રવાસીઓની ઉત્કંઠાનું શહેર હું નીચો
વળું છું અને માટીનું ઢેફું ઊંચકું છું. કોઈપણ માટી જેવી છે આ માટી
કથ્થઈ કાળી, જડિયાંથી ભરપૂર, સોડાતી માટીથી, પુરાણાં જંગલોથી
માણસના પરસેવાથી મિશ્રિત પાઈન અને સાઈપ્રસનાં
વૃક્ષોની ગંધથી.

મારા હાથમાં એને ભાંગું છુ હવે એ માટી નથી. એ ચળકવા માંડે છે
કોઈ વિચિત્ર ભૂરી આંચથી હું નાનો હતો ત્યારે પિતાના કાંડાઘડિયાળના
રેડિયમ ડાયલને જોતો એવી જ મંત્રમુગ્ધતાથી હું એને જોતો રહું છું
હું જોતો રહું છું, મારા હાથ પણ માટીથી ચમકવા માંડે છે

હાથ પણ ચળકતાં ચળકતાં ભારેખમ થતા જાય છે પથ્થર જેવા, સીસા
કે લોઢા જેવા, મનુષ્યના શાપ જેવા, એના દુષ્ટ અન્તઃકરણ જેવા
એના હૃદયની વેદના જેવા, પૂર્વે ક્યારેય અનુભવ્યું ન હોય એના જેવા

તરત ઠંડોગાર ભૂરો ચળકાટ પલટાઈ જાય છે. ગરમ લાલ અગ્નિમાં
અને મારા હાથને દઝાડે છે.

હું ભયભીત થાઉં છું. કયા શેતાનનું કરતૂત છે અહીં ?

હું ઘૃણાસ્પદ માટી ફેંકી દઉં છું જાણે કે મેં હાથગોળો ફેંક્યો
હોય તેમ જમીનને અડકતાં જ મુઠ્ઠીભર માટી વિસ્ફોટ પામે છે

અને ક્ષણમાં જ ચોફરતા ડુંગરોમાં હ્લતર જ્વાળામુખીઓ
ફૂટી નીકળે છે અને પીગળતો લાવા ઊછળે છે, લાવા ધસે છે
પ્રવાહમાં ભીષણપણે મારી તરફ

ડુંગરો પરનાં તોતિંગ વૃક્ષોમાં દવ લાગે છે; તૂટતા નીચે આવે છે
વાંસ ફાટે છે અને કડાકેતડાકે છે.

બધી બાજુ ફરતે પ્રકાશ કશું નહિ માત્ર પ્રકાશ, આંધળા કરતો પ્રકાશ
અસહ્ય પ્રકાશ, પ્રકાશ અંધકાર જેટલો ઘટ્ટ અને ભારે.

કોને જોઈતો હતો આ બધો પ્રકાશ? 'પ્રકાશ થાઓ' એવું ઈશ્વરે
કહેલું ત્યારે ઈશ્વરને જોઈતો હતો? પણ આ ઈશ્વરનો પ્રકાશ ન હોય.

હવામાં કોલાહલ છે. બાળકોની ચીસો, નારીઓના હાયકારાઓ
વૃદ્ધોના નિસાસાઓ, એકેએક જણ ચીખતું. માત્ર ચૂપ થઈ ગયા છે
મંદિરના ઘંટ અને થીજેલા પડયા છે, સૂત્રોચ્ચારો મંત્રપાઠકોના ગળામાં.

મેં મીટીને ઝાલેલી ત્યાં હજી મારા હાથમાં જલતા પેટ્રોલ જેવો અગ્નિ
વળગેલો છે. મારી હથેલીમાં છે હવે કોયલા આકારનો ઘાવ.

હું ભાવ ભૂંસવા જાઉં છું, પણ જ્વલન જેવો એ ત્યાં જ રહે છે.

લાલઘૂમ જ્વલન કેન્સરની જેમ પ્રસરે છે. કોપેકોપમાં, ચડે છે
કાંડામાં થઈને મારા બાહુઓમાં, પછી ખભાઓમાં, મારી છાતીમાં
અને મારા સમગ્ર શરીરમાં મારા મોઢામાં વિચિત્ર સ્વાદ આવે છે.
હું થૂંકું છું, લોહી કાળું રોગિષ્ઠ લોહી. હું ચોફરતે જોઉં છું પાણી
માટે. કયાંય પાણી નથી છે બધે લાવા, બધે લોહી.

હું મારા શરીર ભણી નજર નાખવા કોશિશ કરું છું. પણ હું
જોઈ શકતો નથી. હું કદાચ પ્રકાશથી આંધળો થઈ ગયો હોઈશ.

જ્વલન જલે છે વેદનાહીન વેદનાથી. અસહ્ય છે આ સહેવું. મારી
આંખો આંસુઓથી છલકાઈ જાય છે. હું એને લૂછવા મારા
હાથ ઊંચા કરવા મથું છું પણ મારી પાસે કોઈ શક્તિ બચી નથી.
આથી હું મારા ખમીસની બાંયથી એને લૂછવા મથું છું. પણ

મારા હાથ ક્યાં છે? બાંય ક્યાં છે? વૃક્ષની સડેલી ડાળીઓ જેવાં અંગેઅંગ સુકાતાં આવે છે અને ખરી પડે છે મારા રાખ જેવા શરીર પરથી મૃત્યુહીન મૃત્યુમાં.

આ વિચિત્ર વેદના છે. એથી વધુ વિચિત્ર મૃત્યુ છે. હું ભયથી ચીસ પાડું છું, મારો પોતાનો અવાજ પાછો આવે છે મારા હૃદય પર અથડાતો. મારા બાજુના પ્રવાસીએ એ સાંભળ્યો હોય એમ લાગતું નથી. એ સૂવનીર માટે ફોટામાં ઝડપે રાખે છે, ઐતિહાસિક હિરોશીમા, વિસ્તરતો ટાપુ* હજી વિસ્તરતો હંમેશ વિસ્તરતો, મારા શરીર પરનાં જ્વલન જેમ, મારા હૃદયની વેદના જેમ.

પ્રવાસીઓનો ગાઈડ એની વ્હીસલ વગાડે છે અને ઉતાવળ કરવા કહે છે. સમય થયો છે ઊપડવાનો હું મારી સંગાથે પાછા લઈ જાઉં છું મારા પોતાના ભંગારો, હિરોશીમાના મનુષ્યની સત્તાના, એની દુષ્ટતાના, એની વેદનાના, એના મૃત્યુ અને એના ધીમા વિનાશના સ્મરણ રૂપે.

* જાપાની ભાષામાં 'હિરોશિમા'નો અર્થ છે 'વિસ્તરતો ટાપુ'

આ છે રામ ☐ હરિવલ્લભ ભાયાણી
(સંસ્કૃત)

પોતાના પરાક્રમે જગવિખ્યાત
આ છે રામ
(અમારા દુર્ભાગ્યે કદાચ
આપ એમને ન ઓળખતા હો)—
એમના એક જ બાણપ્રહારે વીંધ્યા
સાત તાડોનાં છિદ્રેથી ઉદ્ભવતા
સપ્ત સ્વરે
એમનાં યશોગીત ગાઇ રહ્યો છે
બંદીજન સમો વાયુ.

કૃષ્ણદર્શન ☐ હરિવલ્લભ ભાયાણી
(પ્રાકૃત)

નારાયણ-રૂપે પ્રૌઢાઓએ,
લક્ષ્મીપતિ-રૂપે તરુણીઓએ,
પણ કૌતુકી બાલાઓએ તો
એવા ને એવા જ દીઠા
કૃષ્ણ.

## લાલ કીડીઓની અદાવત ☐ એસ. બાબુ રાવ ☐ ચંદ્રકાંત ટોપીવાળા

આકાશ નહોતું પડ્યું ત્રણ આંગળ પહોળું
પીળું પાન પડેલું
આંબાએ ટોળમાં પડવા દીધેલું
છતાં ડઝનબંધ ધરતીકંપના આંચકા જેટલો
એણે ઘાણ કાઢી નાખેલો.

અને પાન જ્યારે પડેલું
ત્યારે પર્વત નહોતો કચડાઈ ગયો
પણ મધુર લટાર માટે આવેલી જરીક અમથી કીડી કચડાઈ ગયેલી
છતાં એનું દરદ તમારા કે મારાથી
સહેજ પણ ઓછું નહોતું.

અને કીડી કચડાઈ ગઈ તો
વાત એટલેથી જ નહોતી અટકેલી.
કીડીના રાફડામાં જબરો ક્રોધ ભભૂકી ઊઠેલો
બધી કીડીઓ ભેગી મળી
અને લોહીના આંસુઓથી રડેલી.

અને જ્યારે કીડીઓ રડેલી
એમનાં ગરમ આંસુઓએ એમને લાલચોળ ભભકાવેલી
અમે ભલે નાના હોઈએ, પણ કોઈ રખે અમને નાના માને
એમના લશ્કરની પલટણો વેર લેવા બહાર આવી
ને કીડીઓ તોફાને ચડેલી.

આ બનેલું ત્યારે માતામહ ધરતી
હજી કિશોરી હતી....
પણ આજદિન સુધી કીડીઓએ માફી નથી બક્ષી
એક એક આંબાને કોરવાનું
ધીમા નિશ્ચિત મૃત્યુ ભણી ક્ષીણ કરવાનું એમણે ચાલુ જ રાખ્યું છે.

## અમરાવતીની મસ્તકહીન બુદ્ધપ્રતિમાને ☐ એસ. બાલુ રાવ ☐ ચંદ્રકાંત ટોપીવાળા

તેઓ આવેલા ઝંઝાવાતની જેમ ઉત્તરમાંથી
તેમની ખેંચાયેલી તલવારો ઓકતી
લોહીની લાલ વરાળો
કોઈને છોડયા નહિ કશું છોડયું નહિ.

તેઓ જ્યાં જ્યાં ગયા
ભયથી સ્તબ્ધ
દંડવત થયેલા સ્ત્રી પુરુષોએ
વકરાવ્યો એમના યોદ્ધાઓના અંહકારને.

ત્યાં ઓચિંતો એમણે તને જોયો
જીવંત ખડકની જેમ ઊભેલો તારા પગ પર
નિઃશસ્ત્ર કરતી કરુણામાં
તારામાંનું કશું એમને ઉશ્કેરી ગયું.

ધૂંઆંપૂઆં થઈને એમણે ઉડાડી દીધું તારું મસ્તક
જાણે કે સંહારનો તું ગુનેગાર હોય
અને લઈ ગયા વિજય સ્મારક રૂપે
તારું બુદ્ધસ્મિત.

## મુક્તક ☐ રમેશ પારેખ

પત્રના અક્ષરને સૂંઘું છું સતત,
ફૂલ જેવી મ્હેકનો પ્રબંધ છે,
નામ સરનામું તમારું ક્યાં મળે — ?
ડાયરીના પૃષ્ઠનો પ્રતિબંધ છે!

## ☐ રમણીક સોમેશ્વર

આંગણે ભીના ચરણ મૂકી ગયું
કોઈ ધબકારો અહીં ચૂકી ગયું
બારણાંને પણ ફૂટી ગઈ કૂંપળો
કોઈ આવીને સહજ ઝૂકી ગયું.

## નીકળી ગયો ☐ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

હું મારા દેહમાંથી તરત નીકળી ગયો
લાગ્યું કે કંઈ સદીનો વખત નીકળી ગયો

સૂરજના ઊગવાની પ્રતીક્ષાનો અર્થ શો?
હું મારા ઘરથી રાતવરત નીકળી ગયો

હારી જવાની આમ તો તૈયારી પૂર્ણ છે
મૃત્યુની સાથે મારી શરત નીકળી ગયો

શ્રોતાની તાળીઓની મેં પરવા નહીં કરી
છેડીને એક સિતારની ગત નીકળી ગયો

તારા સુધી હું પહોંચું એ સંભવ નથી હવે
સદ્ભાગ્યે છેલ્લી ડાકમાં ખત નીકળી ગયો

## ગઝલ ☐ સાહિલ

સાંજ પડેને કીકી ફરતે દરિયા ટોળે મળશે,
ભીનાભીના શ્વાસ વચાળે ડૂમા ટોળે મળશે.

છાંય નિહાળી થાકયા પાકયા ચરણો હાશ કહેશે,
તત્ક્ષણ મારી હથેળીઓમાં પીડા ટોળે મળશે.

સૂની આભ અટારી સંગે નળિયાં વાતે વળગ્યાં,
આજ નહીં તો કાલે—અહીં પણ ટહુકા ટોળે મળશે.

પહેલા વહેતું'તું બસ એમ જ જળ તો વહેતું રહેશે,
ડૂબતી વેળા પળભેપળ પરપોટા ટોળે મળશે.

જન્મારો વીત્યો ફૂલોના ચિત્તર જોઈ 'સાહિલ,'
શ્વાસો વીખરાતી વેળા શું ગજરા ટોળે મળશે!

આખાયે શહેરમાં કર્ફ્યુ છે ☐ પ્રવીણકુમાર રાઠોડ

જિન્દગી માંસનો ટુકડો છે, ઇચ્છા લોહીભીની સડકો છે, શ્રદ્ધારૂની પૂણી છે, આખાયે શહેરમાં કર્ફ્યુ છે
આ ઇમારતો મૃત સપનાં છે, ને દિવસો આ આતંકના છે, આ શહેર ધધખતી ધૂણી છે, આખાયે શહેરમાં કર્ફ્યુ છે.

આંખોમાં શ્રદ્ધાહીનતા છે ને હોઠ હજીયે ફફડે છે, માણસનો ચહેરો ખંડિત છે, સૂમસામ ભીતરની દુનિયા છે
સિમેન્ટ ઠસોઠસ ઠાંસી છે, ને મુખ કસીને બાંધ્યું છે, માણસ પલળેલી ગૂણી છે, આખાયે શહેરમાં કર્ફ્યુ છે.

રસ્તાઓ રાંકની ઇચ્છા છે, જીવાવું એ પણ શિક્ષા છે, ને જીવન અગ્નિપરીક્ષા છે, અપશબ્દો અહીંની ભાષા છે
લૂંટવાનું હમણાં ટાણું છે, તે બે નંબરનું નાણું છે, આ લૂંટ રૂપાળી તરુણી છે, આખાયે શહેરમાં કર્ફ્યુ છે.

કોયલના ટહુકા ઊડી ગયા, લાઠી ને બંદૂક બોલે છે, બોલે છે ભીષણ નીરવતા, ઘરમાં માણસ પુરાઈ ગયો
સડકે-સડકો સૂની છે ને હવા અહીંની ઊની છે ને છાતી મારી કૂણી છે, આખાયે શહેરમાં કર્ફ્યુ છે.

## મૃત્યુ–ત્રિદલ અનુભૂતિ ☐ જ્યોતિષ જાની

સઢ બદલાયો કે
હોડી?
એ સમજાય એની પહેલાં
કોઈ અજાણ્યા કિનારે નાંગર્યો!

*

ઊંડી ગુફામાં
કાળા અશ્વ ઉપર
અંધાર
સવાર થઈ
ક્યાં સુધી પલાણવાનું?
આંખ નથી, કેડી નથી ને કોઇ નથી!

*

ક્ષમા!
તને ખબર આપ્યા સિવાય
તારી આંખમાં
ચૂપચાપ બેસી ગયો છું.

આંસુ ના પાડીશ
રખે! હું ગાલ પર વહી, ધરતી ઉપર
પટકાઈ પડું!

---

## પારિતોષિક અંક – ૧૦૧

જિંદગીનાં મૃગજળના તરાપા પર તરવાની વ્યર્થ મથામણની અભિવ્યક્તિનું ગુણવંત રતિલાલ શાહનું 'વિષચક્ર'

— બિહારીલાલ જોશી

રાતભર ઓગળતી રહેલી
 લાગણીને, મેં સવારના
 ઉજાસમાં જોઈ

તને શ્વેત ફૂલો ગમે છે ને?
હું જાણી ગઈ, સવારના ઉજાસમાં!

*

એક જ ચૂમીમાં
તું મારી આંખની કીકીઓને
ચોરીને લઈ ગયો?
નિષ્ઠુર!

*

સાત સાગરમાં આંધી જગાવે
એવો પ્રેમ મારે નથી જોઈતો—

તું વરસ ટીપે ટીપે....ચિરકાળ!
તને આલિંગન દીધું ત્યારે
હું નહોતી જાણતી કે
વરસાદનાં આ ભીનાં ફોરાં
રૂંવે રૂંવે આગ ફેલાવશે

*

'વિદાય લઉં છું, પ્રિયે! તને શી ભેટ ધરું?

લાવ! થોડો કુમળો તડકો ભૂરું સ્વચ્છ આકાશ
એક રંગબેરંગી પતંગિયું ને
દાબલીમાં સાચવીને રાખી મૂકું એવી એક ચૂમી!'

રવાલતેજ ઘોડો ભલે પલાણે
મારી ભૂલી પડેલી આ લટ
ઉપર તું સવાર ના થઈશ—
રણે ને તું ગબડી પડી, જખ્મી થાય!



જગદીશ જોશી .... .... શિવકુમાર



મકરંદ દવે



યશવંત શુક્લ

સસે.

તુલા સશાંચા લળા નવ્હતાચ.
નજરેતલે સસે માઝ્યા સર્વાંગાતૂન ધાવૂ લાગલ્યાવર
તુઝં ત્યાંના ગોંજારણં માઝ્યાસાઠીચ.
માઝ્યાસાઠી સશાંશી લાડીગોડી કરતાંના
તૂ બાંધલાસ રંગમહાલ : માઝ્યા ડોળ્યાત.

તુઝ્યાશી રંગમહાલાત પૂર્ણ ગુંતલ્યાવર
ગર્ભભર વેદનાંચા કલ્લોળ.
ગચ્ચ વેદનાંતૂન શરીર મોકળં મોકળં કરતાંના
સશાંચી ધાવપળ સર્વાંગાત.
અસહ્ય વેદનાંની ગચ્ચ આવળલેલ્યા માઝ્યા મુઠીત
માના : ભેદરલેલ્યા સશાંચ્યા.

તુલા આતા સશાંચા લળા લાગલાય, આણિ
માઝ્યા કોરડ્યા ઠણઠણીત ડોળ્યાત
તૂ શોધત અસતોસ
સસે !

– રાજીવ જોશી.

હું ફૂલ
તું સુગંધ
હું ડાળી
તું પાન
હું થડ
તું વૃક્ષ
હું વૃક્ષ
તું મૂળ
હું મૂળ
તું વૃક્ષ
હું વૃક્ષ
તું થડ
હું પાન
તું ડાળી
હું સુગંધ
તું ફૂલ
અથવા
તું મળે તો
મળજે કોઈ લીલાછમ વૃક્ષની છાયા તળે
મારી રાહ જોતાં
તું એક નિઃશ્વાસ મૂકે એ પહેલાં
પાંદડે પાંદડે હું તને વીંટળાઈ વળીશ!

---

## સાભાર સ્વીકાર

सेतुबन्ध :
(गुर्जरकाव्यानुवाद:)– જશવંતી દવે, પ્ર. આ. ૧૯૮૪, શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મું. ૨૦, પૃ.

---

☐ નઝીમ હિકમત ☐ પન્ના નાયક
(તુર્કી કવિતા)

જીવવું એ કાંઈ હસી કાઢવાની વાત નથી
તમારે પૂરી ગંભીરતાથી જીવવું જોઈએ
દાખલા તરીકે—એક ખિસકોલીની જેમ
એટલે કે
જીવવા સિવાય આગળ ઉપરનો કોઈ વિચાર કર્યા વિના.
જીવવું એ એક સમગ્ર વ્યવસાય હોવો જોઈએ.

જીવવું એ કાંઈ હસવાના ખેલ નથી.
તમારે એને ગંભીરતાપૂર્વક સ્વીકારવું જોઈએ.
એટલી હદે અને એટલે અંશે —
દાખલા તરીકે
તમારા હાથ પાછળ બાંધ્યા હોય એમ
તમારી પીઠ દીવાલ તરફ હોય એમ
અથવા
લેબોરેટરીમાં
તમારા સફેદ કોટ અને જાડાં ચશ્માંમાં
તમે લોકો માટે મરવા તૈયાર હો
પણ લોકો જેનું તમે મોં સરખુંય ન જોયું હોય.
ભલે મનમાં તમે જાણતા હો કે
જીવવું જ સત્ય છે, શિવંકર છે.
તમારે જીવન એટલું ગંભીરતાપૂર્વક સ્વીકારવું જોઈએ કે
દાખલા તરીકે
સિત્તેર વર્ષે તમે આંબો વાવો
અને તમારાં છોકરાં એની કેરી ખાશે એ આશાએ નહીં
પણ તમે મૃત્યુથી બ્હીતા હો તોય
તમે એમાં માનતા નથી
કારણ કે
જીવનનું પલ્લું નીચે નમેલું છે.

ચાલો,
માનો કે આપણે ગંભીર માંદગીથી પીડાઈએ છીએ
ઑપરેશન જરૂરી છે
એટલે કે
એવું પણ કદાચ બને કે
સફેદ ચાદર પાથરેલા ટેબલ પરથી ઊઠી જ ન શકીએ.
મનમાં જો કે
એ ઉદાસી અનુભવવી અશક્ય ન હોય કે
ધાર્યા કરતાં જલદી જવાનું થયું
અને છતાં ય
કહેવામાં આવતી રમૂજો પર આપણે હસી શકીએ
બારી બહાર જોઈએ કે વરસાદ પડે છે ખરો
અથવા
રેડિયો પર આવતા છેલ્લા સમાચારની
આપણે કાગડોળે રાહ જોઈએ....
માનો કે આપણે રણમેદાનને મોખરે છીએ
જે કારણ માટે લડવું જરૂરી છે એ કારણે.
પહેલા જ દિવસના હુમલામાં
આપણે ઊંધાપાટ પડીએ, મરી જઈએ.
પણ યુદ્ધનો નીવડો જે વર્ષો સુધી ચાલ્યા જ કરવાનો
એ બાબત
આપણે આમરણ ચિંતા કર્યા જ કરવાના.
ચાલો,
માનો કે આપણે જેલમાં જવાનું થયું.
લગભગ પચાસ વર્ષ થવા આવ્યાં છે
અને જેલના દરવાજા ખૂલવાને બીજાં અઢાર વર્ષની વાર હોય તોય
આપણે બહારની દુનિયાના
લોકો અને પ્રાણીઓ
સંઘર્ષ અને પવન સાથે જીવીશું

એટલે કે દીવાલની પેલી પારની દુનિયા સાથે
જેવા હોઈએ એવા
જ્યાં હોઈએ એવા
જાણે કોઈ મરતું જ નથી એમ આપણે જીવવું જોઈએ.

એક દિવસ આ ધરતી ઠંડીગાર થઈ જશે.
ગ્રહોમાંનો એક ગ્રહ
નાનામાં નાનો એવો આ ગ્રહ આપણી ધરતી
એક દિવસ ઠંડીગાર થઈ જશે
હિમના ઢગલા જેવી કે
વીખરાયેલા વાદળ જેવી નહીં પણ
ખાલી અખરોટ જેવી નિબિડ અંધકારના આકાશમાં ગબડશે...
એને માટે તમારે અત્યારે શોક કરવો જોઈએ
એનો વિષાદ તમારે અત્યારે અનુભવવો જોએઈ, કારણ
જીવનને તમારે એટલું બધું ચાહવું જોઈએ
જો તમે "હું જીવ્યો" કહેવાના હો તો...

નવવધૂનું સ્નાન ☐ હરિવલ્લભ ભાયાણી
(પ્રાકૃત)

મનમાનીતા વરના
આગમનની શરણાઈના સૂરે
રોમાંચિત નવવધૂ
પ્રથમ પ્રસ્વેદે નહાઈ,
ને પછી સખીઓએ જળે નવરાવી.

અંદર સમસમતાં ☐ હરિવલ્લભ ભાયાણી
(પ્રાકૃત)

ભીંજેલાં કાષ્ઠની જેમ
અંદરથી જ સમસમતાં
જળ્યાં કરે મદનાગ્નિથી
લજ્જાળુ હૃદયો.

## જામીન પર છૂટેલા માણસની ગઝલ □ પ્રવીણકુમાર રાઠોડ

કરોળિયાનું જાળું છે ને આંખોમાં અન્ધારું છે ને છૂટવાનું ક્યાં બારું છે? હું જામીન ઉપર છૂટયો છું
એક વણદેખાતું ધારું છે, જ્યાં લોહીની વ્હેતી ધારું છે, જે ચાખો તો બહુ ખારું છે, હું જામીન ઉપર છૂટયો છું.

તૂટેલું નળિયું જોઉં છું, ને ઉજ્જડ ફળિયું જોઉં છું, આંખે ઝળઝળિયું જોઉં છું, જોઉં છું એની આંખોમાં
ચારેય દિશાઓ લંગડી છે, ને ઉદ્દાસ હાથની બંગડી છે, ને મારી સામે ટંગડી છે, હું જામીન ઉપર છૂટયો છું.

નિર્દોષ બનીને છૂટીશ કે હું સળિયા અંદર જાવાનો કે જનમટીપ કે ફાંસી કે, આ જીવતર એળે જાવાનું?
નજદીક પડેલી તારીખ છે, સહુ સાક્ષી સાચા ખોટા છે, ને વકીલ મારો વાંકો છે, હું જામીન ઉપર છૂટયો છું.

આમ જુઓ તો ગુન્હો નથી મેં કર્યો કશોયે છતાંય પણ હું ગુનેગાર છું એવી કોઈ, ઉપજાવેલી અહીં અફવા છે
આળને ઓઢી લઉં કે હુ સાચેસાચું કહી દઉં કે હું તો મનોમન મૂંઝાયો છું, હું જામીન ઉપર છૂટયો છું.

બળબળતાં એક રણમાંથી ને અદાલતોના આંગણથી કે તમે ઘડેલા કાનૂનથી, હું ટ્રાફિક વચ્ચે ઊભો છું.
હું ગુનેગાર ઠરવાનો કે, હું છૂટી જઈ ફરવાનો કે? હું ધ્રુવ બની ખરવાનો કે? હું જામીન ઉપર છૂટયો છું.

હું કવિતા લખી શકું છું, એનું કારણ એ કે મારી પત્ની સ્વેટર ગૂંથે છે અને બીજું કારણ કે મારી બાલ્કનીમાં એક આખાબોલું સૂરજમુખી છે.

જરા ફોડ પાડીને સમજાવું. હવે થયું એવું કે સવારે હું બાલ્કનીમાં દાતણ કરતો હતો. એવામાં કૂંડામાંથી એક સૂરજમુખી ઊઘડવા લાગ્યું. પહેલાં તો એ સૂનમૂન બેસી રહ્યું. પછી સૂરજ જોઈને હેરત પામ્યું, રોમાંચ થતો હોય એમ એણે નેત્રો ઢાળ્યાં. વળી તિરછી, શરમાળ આંખે સૂરજને જોવા લાગ્યું. એની આ બધી ચેષ્ટાઓ અટકાવીને હું બોલ્યો, "બહેન, હવે બસ કર. આ ઘરડો સૂર્ય દશ કોટિ વર્ષથી આમ જ ઊગે છે ને આથમે છે. લાખો સૂરજમુખી એને રોજેરોજ જુએ છે. માટે પ્લીઝ, પ્રેમઘેલી ન થા. પ્રમાણભાન જાળવ. આમ વ્યાકુળ થવું, એને તાકયા કરવું, એ બધું હાસ્યાસ્પદ છે." સૂરજમુખી મને ઠપકાભર્યા અવાજથી કહેવા લાગ્યું, "વડીલ, મને નાદાન વયની જાણીને મારો ગેરલાભ ન ઉઠાવો. સૂરજ તો આજે જ, મારી આંખ સામે જ, જન્મ્યો છે." આટલું કહીને એણે સૂરજ સામે મરમીલું હસી લીધું.

બાજુમાં બેઠેલી પત્નીએ, સૂરજમુખી સાથેનો મારો વાર્તાલાપ સાંભળ્યો નહીં. આજકાલ એ ખૂબ વ્યસ્ત રહે છે. હું બોલ્યો, "હજી તો સૂરજ ઊગ્યો ન ઊગ્યો, ને તારી ગૂંથવાની ડયૂટી ચાલુ થઈ ગઈ.... કેટલો ઢસરડો કરે છે તું! દરરોજ છ-છ કલાક ગૂંથીને તારાં આંગળાં અંગૂઠા જેવા થઈ જશે! અને હે ભગવાન, આનો કંઈ અર્થ ખરો? જોઈએ તેટલાં ખૂબસૂરત ઊની સ્વેટરો બજારમાં મળે છે. કિફાયત ભાવ અને ગેરંટી મળે તે તો નફામાં." તેણે આંગળીઓ સ્થિર કરી અને હળવેથી પોતાની ચમકદાર આંખો ઊંચી કરી. સ્વેટર બતાવતાં બોલી, "જો તો.... આ કેટલું સુંવાળું અને વહાલું લાગે છે. અને હા, થોડું ઊન વધ્યું પણ છે. હવે હું પગમોજાં પણ ગૂંથી શકીશ — ટચુકડાં, ટચુકડાં."

દશકોટિ કવિતાઓ ઊગી ચૂકી છે અને આથમી ચૂકી છે કહેવા. તેવી સર્વ વસ્તુઓ કહેવાઈ ચૂકી છે. પણ એ મારા વડે કહેવાઈ નથી.

સુંદરમાં સુંદર કવિતાઓ બજારમાં ઉપલબ્ધ છે. પણ એને મેં ગૂંથી નથી.

હું કવિતા લખું એનાથી કોઈની રતિભર ફરક નથી પડવાનો; પણ મને પડે છે. મારી કવિતાથી કોઈ માણસ વધારે સારો નથી બનવાનો; સિવાય કે હું. માટે, હજી એક વધારે કવિતા, સામાન્ય અને બિનજરૂરી કવિતા, લખાશે.

We will do our own thing અમે તો અમારી ચીજ કરવાના. આ કાવતરું ઘડ્યું છે મેં, મારી પત્નીએ, અને એક જિદ્દી નાના સૂરજમુખીએ.

ગઝલ □ હેમેન શાહ

એ વાત છે જુદી કે નથી આવ્યું જાણમાં,
પણ હું રહ્યો છું શેષ, મર્યાદિત પ્રમાણમાં.

ઊર્જા સ્વરૂપે ક્યાંક મારામાં ઠરી હશે,
મહેનત પડી હતી મને જે કંઈ ચઢાણમાં.

ઉલ્લાસ ચાર-પાંચ છે જૂના ને જાણીતા,
સાથે હું છું અમુક ફિકરની ઓળખાણમાં.

દરિયા તરફ મેં આંગળી ચીંધી દીધી હતી,
એણે કહ્યું કે પ્રેમ પર બોલો ટૂંકાણમાં.

અંતર ટકી શકે ન કોઈ બે પદાર્થનું,
કાં તો એ દૂર જાય, કાં અથડાય તાણમાં.

(एकं प्रश्नपत्रम्!) ☐ उदयन ठक्कर

(गुजराती काव्यम्) ☐ अनु. जशवंती दवे

१) हस्तं हस्ते संग्रथ्य अंगुलीनां
मध्ये स्थितं रिक्तं स्थानं पूरय

२) अपि च, त्वम् अपि मम प्रतीक्षां
करोषि, सत्यं नु....
'आं' 'नहि' वा इति प्रत्युत्तरं देहि।

३) (याहि, इदानीं तु भाद्रपदस्य वृष्टिः भूत्वा
याहि, मां प्लावितं कुरु!)
प्रकोष्ठलिखितानुसारं कुरु।

४) लघुचषकं गटगटं पीत्वा संतृप्तोदरस्य उपरि हस्तेन
परामृशन् अहं वै स्थितः, तदा त्वम्
दृष्टा। दृष्ट्वा च त्वां तृषितः तृषितः तृषितः
संजातोऽस्मि : रस-आस्वादं कारय।

५) श्वासोच्छ्वासाः कस्य, कृते ? निमित्तानि निवेदय।

६) यावत्-शक्यं लिखितालिखितं ऊनं कुरु।
(शुचि-विमलः, नीरेखः प्राप्तोऽस्मि त्वाम् एव।

७) 'त्वयि स्निह्यामि, स्नेहिष्यामि' केन
केन कदा कस्मै ईदृशी पंक्तिः (न)
कथिता ?

८) इदानीं तु स्पष्टीकरणम्, गृहाण, इदं लिखितं नाम मम तु
पत्रे, तत् चुम्ब। अन्यथा विलोपय,
यत् किञ्चित् न हि संगतम्।

પશ્યંતી □ હરિવલ્લભ ભાયાણી

(પ્રાકૃત)

ઇતર રમણીવદને પણ નેત્રો :
દીર્ઘ, પ્રલંબ પાંપણથી મંડિત,
ધવલ-શ્યામ—
પણ તોય કોઇને જોતાં ક્યાં અવડતું?

□ સુરેશ દલાલ

મારા આંખનાં તળાવ કૈં છીછરાં નથી
કે વારેવારે એ છલકાઈ જાય.
મારા શબ્દો એ કાંઈ કાગળ ચીતરા નથી
કે વારેવારે એ મલકાઈ જાય.

ઘૂંટડાને ગળવાની મુશ્કેલી એવી
કે પાણી પણ પથ્થર થઈ જાય
આંખની કીકી તો એવી ને એવી
પણ દશ્યો તો કાચની કચ્ચાઈ થઈ જાય
હૈયું તો માટીની મટકી મુલાયમ :
તમે ઠોકર મારો એવાં ઠીકરાં નથી.

બળબળતી આગ અને બરફની વચ્ચે
રહેતાં રહેતાં હું વ્હેરાતો જાઉં
લાગણીને નામે મને લોખંડ મળ્યું
હું પોલાદી કિલ્લામાં ઘેરાતો જાઉં
ચારેબાજુ મળ્યાં ડહોળાયેલાં જળ :
ક્યાંય ઝરતાં પાણી અહીં નીતરાં નથી.

પ્હેલા વ્હેલા પ્રેમનું ગીત ☐ ચંદ્રકાન્ત શાહ

પાઘડીયું પ્હેરતાં જ લીલૂડી નાગણીએ ડંખ્યાનું ઘેન આજ આંટા મારે છે મારી આંગળીએ.
રેણઝેબ સીંચેલા સપનાંને શબ્દો ફૂટયાં કે ગીત ઝંખ્યાનું વેન આજ આંટા મારે છે મારી આંગળીએ.

પડઘાનો વેશધરી દિશાને છેતરી કે પંખીની પાંખ થઈ આભ અમે વેતર્યું એ નકકામી વાત થઈ,
વાત એક ભીતરની કરતાં તો ભાન કંઈક એવું ભૂલ્યાં ને પછી આંગળીયું ગણવાને બેઠાં તો આંગળીયું સાત થઈ,
સ્પંદનને મારગથી સોંસરવા નીકળતાં અધવચ્ચે થંભ્યાનું વેન આજ આંટા મારે છે મારી આંગળીએ—
રેણઝેબ સીંચેલા સપનાંને....

રોજ રોજ ઝંખનાઓ ઓચિંતી ફૂટે'ને રૂંવેરૂંવેથી મૂઆં, સ્પર્શોના ધોધુ કૈં વછૂટે,
ઝણુઝણુતી સાંજ રોજ રેલાવે ટહૂકાના ટહૂકા'ને તોય કયાંય ભીતરના કલરવ ના ખૂટે,
એક સાંજ, સમજણુમાં વાત જરા આવતાં જ, પોતે પોતાને કયાંક વીંધ્યાનું ઘેન આજ આંટા મારે છે મારી આંગળીએ
રેણઝેબ સીંચેલા સપનાંને શબ્દો ફૂટયાં....

પાઘડીયું પ્હેરતાં જ લીલૂડી નાગણીએ ડંખ્યાનું ઘેન આજ આંટા મારે છે મારી આંગળીએ.

## બંધ બારણાની ચાવી ☐ નીતા રામૈયા

ઘરમાંથી ઘરનો છેદ ઉડાડી દેતાં
નદીનાં પૂરની રીત પામ્યા પછી
ખળખળતી નદીયુંનાં સપનાં
મારે ઉછેરવા નથી.

દરવાજાને આંકડી દઈને
ચાલ્યા ગયેલા મોતને
સામે મોઢે થાઉં નહીં.
ત્યાંસુધી
આ બંધ બારણાની ચાવી
મને જોઈતી નથી.

---

(મચ્છુ–મહાપૂર તા. ૧૧–૮–૭૯ ની યાદમાં)

## ઘટના ☐ ભાનુપ્રસાદ પંડ્યા

ચારેકોર વીંટાયેલા
ડામરના રસ્તાઓની
કોઠાઈ ચૂડની પરવા કર્યા વિના,
રણશિંગાની જેમ હોર્ન વગાડતાં
માતેલા સાંઢની જેમ ધસતાં
વાહનોની અવગણના કરીને
હજી તો ગયે વર્ષે જ
મજબૂત પથ્થરીલી
મરામત પામેલા ટ્રાફિક આઇલેન્ડ
(જ્યાં વધસ્તંભ પરની
ઇસુમુદ્રાનું વારંવાર અનુકરણ કરતા
ટ્રાફિક પોલીસના બૂટની
શિસ્તબદ્ધ એડી ઘસાયા કરતી
ત્યાં) ની તિરાડમાં
હજી તો આષાઢ પૂરો
વરસ્યો ના વરસ્યો તેવામાં તો
એક લીલા તરણાએ
ડોકિયું કર્યું !

## આવ્યા રે અકેલા ! ☐ સુધાંશુ

(ભજન-ગીત)

અભિયાગત અતિથિ
આવ્યા રે અકેલા,
મૂકી દઈ કજા ને
ભરી ગયા—
સુવાસ-સ્વરના થેલા:
આવ્યા રે અકેલા !
જહાં રે માનેલી મેધા,
અભિયાગત ત્યાં ઘેલા
અઘોર ઉદધિઓ ગાજે
ત્યાં એને તરવા સ્હેલા;
આવ્યા રે અકેલા !
હિંસાને અગન ઊછળે
ત્યાં કરે સમરથ ચેલા;
પ્રલેના પ્રકાંડો ગગડે
ત્યાં નત્રલ નેહના નેડા;
આવ્યા રે અકેલા !
સોનલાં-રૂપલાંમાં નીતરે
છાકંછોળ છકેલા;
અભિયાગત ઝોળે નહિ
કોઈ અધવચલી અઘેલા;
આવ્યા રે અકેલા !
ઝોળામાં ઝાઝેરે પ્રેમને
ફરન્તા ફકીરા !
આવ્યા રે અકેલા !

## સલામો સાયર-સંતને ☐ સુધાંશુ

(ભજન-ગીત)

સફર કરે સંત લોકમાં
મારો સંત, છે શબદુ મહન્ત
સલામો સાયર-સંતને
કંથા ધારી કલ્પન કેસૂની
અંગે ભાવ વિહારી ભસમ;
મરૂઢી એની છે વિરાટ ઘરમંડી
એનો હંસો વસન્તે હરદમ;
સલામો સાયર-સંતને
લગને ભર્યો લલકાર રે,
સંતે લીધો અદ્વૈતનો આધાર;
માનવ માણીગર પ્રેમનો
એની ભક્તિ ચેતનની ચોધાર,
સલામો સાયર-સંતને
ચલમ અવધૂતની ચિરાતની,
એનો પ્યાલો કેમે ના લોપાય;
સોહમ્ સનાતની હીરલો:
એ તો હરદાને હરિરસ પાય;
સલામો સાયર-સંતને

### બોલાવે ☐ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

અંધકારનો ઊમટેલો દરિયો બોલાવે
આજ મને વેરણછેરણ તડકો બોલાવે

કાંટા, પથ્થર, ઊંડા કૂવા, સાત સમુંદર
તારા ઘર બાજુનો એ' રસ્તો બોલાવે

શ્વાસોની આ સમયટીપનો કેદી છું હું
બારીમાંથી નભનો કો' ટુકડો બોલાવે

ડૂબી જવાના સુખને મેં જાકારો દીધો
તોયે આ સૂમસામ નદી કાંઠો બોલાવે

જ્યાંથી મારો પડછાયો પણ હાથ ન લાગ્યો
એવી ભેખડ આજ મને પાછો બોલાવે

આંખ મીંચું તો મૃગજળિયાં સ્વપ્નોની વસતી
આંખ ઉઘાડું તો દિવાસ્વપ્નો બોલાવે

વગર ચિતાએ પણ બળવાનું ભાગ્ય મળ્યું છે
તોયે સુક્કાં કાષ્ઠનો આ ઢગલો બોલાવે.

### સ્થિતિ ☐ ભાનુશંકર વ્યાસ

નિરાકાર વિરાટની
સૂક્ષ્મ વ્યવસ્થાનું નામ
પ્રકૃતિ

પ્રાકૃત મુદ્રાઓની
સ્થૂળ પશ્ચાદ્ભૂનું નામ
પુરુષ

લાસ્ય તાંડવની
ઉત્ક્રાન્ત આરાધનાનું નામ
પૃથ્વી.

અંગુષ્ઠમાત્ર રવિતુલ્યરૂપ
બુદ્ધિગુણે આત્મગુણે નિતાંત
आराग्रमात्रो ह्यपरोऽपि दृष्टः

ગીત ☐ મનહર જાની

અમે વહેતી જમુનાની જેમ વહેશું–
કે શ્યામ હવે મૂગાં મૂગાં જ બધું કહેશું.

વાંસળીના સૂર ક્યાંય વરસે
તો ચોમાસું બેઠું છે એમ નહીં બોલીએ
ક્યાંક ફૂલ ખીલે કદમ્બનાં
તો કાળજાની કળીઓ કદીય નહીં ખોલીએ

અમે હસતાં હસતાં જ રડી લેશું–
કે શ્યામ હવે મૂંગાં મૂંગાં જ કહેશું.

શમણાંમાં મોરપીંછ મૂકીને ચીતરશું
ઝબકીને જાગવાનું સુખ
દર્પણની ડાળખીમાં સળવળશું સ્હેજ
અને વાયરામાં વહી જાશું દૂર

અમે અરધાં અધૂકડાં જ રહેશું–
કે શ્યામ હવે મૂગાં મૂંગાં જ બધું કહેશું.

પછી ☐ શ્યામ સાધુ

પછી એક ભાષા નીકળી પ્રવાસે,
પછી શબ્દ પેલો કવિ થઈ ગયેલો!

પછી શેરીઓ પર ગુલમહોર ઝૂક્યા,
પછી જૂઈને હુંય મળવા ગયેલો!

પછી ક્યાંક તસતસતા પ્યાલા રડેલા,
પછી એક દરિયોય સૂનો થયેલો!

પછી લીલુંલીલું ભગવું થયેલું,
પછી પેલાં અડવામાં સોપો પડેલો!

પછી ત્યાં જ ભાષાએ ખાધું લથડયું,
પછી શબ્દ પેલો કિસ્સો થયેલો!

### ગઝલ □ હનીફ સાહિલ

શબ્દોમાં ગોઠવાય તો તુજને વિપત લખું
તારા વિરહની કેમ બધી કૈફિયત લખું

આંખો જ કહેતી હોય છે મનની પરિસ્થિતિ
વાંચી શકે તો વાંચજે જે કંઈ સ્વગત લખું

ભીતર કશું અજંપ મને જંપવા ન દે
આંખો પ્રતીક્ષારત્ અને હું ચિત્રવત્ લખું

રસ્તાની વચ્ચે ક્યાંક મળી જાય તો કહું
કાગળમાં કેવી રીતે બધીય વિગત લખું

તારો વિચાર શબ્દમાંય બાંધવો કઠણ
છેવટ આ કોરા પત્ર નીચે દસ્તખત લખું.

### ટીપે ટીપે □ જયન્ત પાઠક

ટીપે ટીપે ખાલી ઘન
ટીપે ટીપે ભરાય સરવર—મારું મન.

મનનું કોરું કોરું સરવર
ભીતર જલનું તરવર તરવર
લહર લહર — મછલીની આવન-જાવન !

તરસી માટીની શી મ્હેક
ગભીરી મયૂરગણોની મ્હેક
ફૂટતાં શિલીંધ્ર ઘનને ગર્જન !

લો, આભ ઊતરે જલમાં
નારાયણના નાભિ કમલમાં
બ્રહ્મા —
પુનરપિ એક જગતનું સર્જન !

## ના ફાવે ☐ જયન્ત પાઠક

હું ય એકના રાવણ હથ્થાનો હું તો બજવૈયો
કાન સુધી લાંબુ જંતર ને ગાઉં—
સંભળાવતો મને જ જાણે!
તમારું શમઢોલ કે વિચિત્રવીણા મને ન ફાવે.

હું બપ્પોરી શેરીનાં એકાન્તો તણો ગવૈયો
સોંસરો નીકળું ગાતો ગાતો
બંધ બારણાં બારી – તિરાડો
મને સાંભળે, ના ય સાંભળે!
સરઘસને મોંઢે થાવાનું
પલાંઠીઓ વાળી ગાવાનું મને ન ફાવે.

હું મારા જંતરનો બંદો
એ બોલે તે રાગ, અને
એ તાર કહે તે તાલ
–સૂર બધા તે એનું રણઝણ વ્હાલ–
ઉસ્તાદી અટપટાં સ્વરાંકન મને ન ફાવે.

## પાંચ હાઈકુ ☐ ફિલિપ કલાર્ક

પડે પ્રકાશ
દોડી જઈ અંધારું
ખૂણે ભરાય.

ચડે ઊતરે
ખિસકોલી, ઝાડને
ચડતો રસ.

ફૂલને રાખી
ડાળ પર ફોરમ
ફરક્યા કરે.

તરે હોડીઓ
કાગળની, બાળકો
પાડે તાળીઓ.

ધૂળમાં ન્હાતી
ચકલી, વરસાદમાં
ખૂણે લપાય.

થયો ☐ હર્ષદ ચંદારાણા

હું જ જાણું – સાવ મારી ખાનગી બાબત થયો
જે તને, કેવળ તને મળતો રહે તે મત થયો

શાહીનું ટીપું હતો, શબ્દોની ઈમારત થયો
ને ચણાયો ડાયરીમાં એટલે અંગત થયો

વૃક્ષનું છોગું ભરાવી, સૂર્યના સાફા ઉપર
એક વરરાજા રૂપે તૈયાર આ પર્વત થયો

કાલ તો દરિયો હતો, શોષી ગયો જ્વાળામુખી
માછલીની યાદ સાથે એક રણ અલબત્ત થયો

રાતની ડાકણ બધું ખોબો ભરીને પી જશે
ભાગતી આ સાંજ સાથે હુંય પણ સહમત થયો

અનુભવ ☐ મંગેશ પાડગાંવકર ☐ ભાર્ગવ કાનાણી

ગેંડાની કાળી ચમકતી ચામડી જેવો
નવોનકોર રેનકોટ તેણે ચઢાવ્યો,
સંરક્ષક ટોપી ઘટ્ટ માથા પર,
ચપોચપ ગમબૂટ ગોઠણ સુધી પહોંચતાં,

પછી તે બહાર પડયો જાણે સજ્જ યોદ્ધો,
ધુંવાધાર વરસાદનો અનુભવ લેવા માટે,
ધાર પરથી ધોધ જોરમાં પડતો હતો,
વશીભૂત વૃક્ષોએ ધર્યો હતો તાલ.

મુશળધાર વરસાદનો અનુભવ
શરીર પર ચારે તરફથી તૂટી પડયો:
પવનને લીધે તેની ગતિ જરા હલમલી,
હાથના પંજા, ચહેરો ફક્ત ભીનો થયો.

આખા આકાશને મઢયો હોય એવો ભૂરો દરિયો
તારી કીકી જેવો સ્તબ્ધ
હલચલ વિનાનો

આ દરિયામાં કેટલીયે માછલીઓએ આત્મહત્યા કરી છે
એક વખત આપણે જે હરિયાળી જાજમ પર બેઠા હતા
એ હરિયાળી જાજમ બળીબળીને કાળી થઈ ગઈ છે
હવે આપણે એકમેકની સોડમાં નથી
હવે આપણે ઉજાગરાના રંગ સાથે ઊગતા પરોઢમાં નથી

તારું શું થયું એની તો મને ખબર નથી
તું તો હશે કદાચ કોઈક સાથે
કોઈકના દરિયા વલોવવાની અને ખળભળાવી મૂકવાની મને તો ટેવ પડી છે
હું તો અહીં છું મારી અનિદ્રા સાથે—
—તારી બેવફાઈની સ્મૃતિ સાથે.

હવે મને એટલું સમજાયું છે
કે પ્રેમમાં વફાદારીની વાતો હોય છે
વફાદારી હોતી નથી
એક આગવી દુનિયા રચવાની વાતો હોય છે
પણ દુનિયા નથી હોતી દુનિયાદારી હોય છે.

મારા બગીચામાં એક કાળું પતંગિયું પ્રવેશ્યું
અને બગીચાનાં તમામ રંગીન ફૂલોને
કાળાં કાળાં કરી ગયું.
આ કાળા રંગના દરિયામાં મારાં કેટલાંયે પતંગિયાંઓએ
અને કેટલાંયે ફૂલોએ આત્મહત્યા કરી છે.
મારા આ ગુનાની સજા હું જ ભોગવું છું
અને તું નિર્દોષ છે.

□ પ્રફુલ્લ પંડયા.

છલકતુંય આવ્યું મલકતુંય આવ્યું
આજે મારી વાણીમાં ઝરણું એક આવ્યું

હતો ડૂબતો પણ કિનારે લઈ આવ્યું
ગઝલ જેવું મોજીલું તરણું એક આવ્યું

અમસ્તું જ હું ભાન ભૂલી ગયો'તો
અમસ્તું જ સપનું સમજણું એક આવ્યું

હજી આંખ ખૂલી ન ખૂલી જ ત્યાં તો
પવન સાથે ખટકામાં કણું એક આવ્યું

થયો સાવ નિર્જન – નિર્જનથી નિર્જન
ફરી પાછું એવામાં શમણું એક આવ્યું

ચરણ દોરતા જોઈ રસ્તો ડરી ગયો
સફરમાં સમયનું લપસણું એક આવ્યું

બધાં બારણાં બંધ થઈ જાય છે તો
બની દ્વારપાળ કોણ નમણું એક આવ્યું?

પ્રફુલ્લ ભૈબા તોબા જઈ દરિયામાં ઊભા
કહે જોઈ મોજાને મરણું એક આવ્યું!

મોકલું □ મનીષ પરમાર

શબ્દના કોરા ગુલાબો મોકલું
મ્હેકતા તમને જવાબો મોકલું

રાતના ખૂણે રહી વાંચી જજે
કૈંક વરસોના હિસાબો મોકલું

ઇંદ્રગોપ ☐ હરિવલ્લભ ભાયાણી

(સંસ્કૃત)

(૧)

સરતી ઇંદ્રગોપની શ્રેણી—
ધસમસતી વર્ષાનું પડયું
કર્ણફૂલ માણેક-જડયું.

(૨)

ઇંદ્રગોપ?
કે
અનંગ-બાણે વીંધ્યાં
પ્રવાસી-હૃદયેથી સરેલ
શોણિત-બિંદુ?

*

હે નિષ્ઠુર!

(પ્રાકૃત)

કૃષ્ણપક્ષની નિશાના
અંધારછવાયા પૂર્વભાગ જેવું
તારું શ્યામ વદન જોઈ
ચંદ્રલેખાની જેમ
એ દિનપ્રતિદિન કૃશ થઈ રહી છે,
હે નિષ્ઠુર!

☐ માલા કાપડિયા

નક્ષત્રોની નજર ચૂકવીને મેળવેલો
પ્રેમયોગ તારો – મારો
આદમની વર્જિત ઇચ્છા જેવો
શેષ આયુષ્ય
હવે પ્રશ્નકુંડળી
ગ્રહોનું ગણિત
નક્ષત્રોની યુતિ
આપણે જ દધીચિ
આપણે જ ઇન્દ્ર
ચાલ, ઝૂમી લઈએ
અફલ યોગ સાથે
સત્ય અને અસત્યની પરે
ક્યાંક તો હશે
સંયોગ
વિપ્રયોગ વિનાનો .... ....

## આદિ સંગીત ☐ અમૃતા પ્રીતમ ☐ ધનવિદ્યા મહેતા

### હું હતી—અને કદાચ તું પણ....

એક અસીમ ખામોશી હતી
સૂકાં પાંદડાંની જેમ ખરતી
અથવા અમસ્તી જ કિનારાની રેતીની જેવી ફિક્કી
પણ એ
પુરા-ઐતિહાસિક સમયની વાત છે.

મેં તને એક વળાંક પર સાદ કર્યો
અને જ્યારે તેં પાછળ ફરીને હોંકારો દીધો
ત્યારે હવાના ગળામાં કંઈક થરથર્યું
માટીના કણ જરા સળવળ્યા
અને નદીનું પાણી કંઈક ગણગણ્યું
વૃક્ષની ડાળીઓ કંઈક તંગ થઈ
પાંદડામાંથી એક ઝંકાર ઊઠ્યો
ફૂલોની કૂંપળોએ આંખો પટપટાવી
અને એક પંખીની પાંખો હલી
શ્રવણે પડેલો આ પહેલો નાદ હતો.

સાત સૂરોની સંજ્ઞા
તો બહુ પછીની વાત છે.

## આ સાંજ અંધારાય ☐ મંગેશ પાડગાંવકર ☐ જયા મહેતા

શ્વેત પક્ષી જાણે કે શ્વેત હોડી
વહે છે જલમાં, હાલકડોલક થોડી.

આ તડકાએ કેવડાનાં ઢાળી દીધાં પાન,
ભાસ થયો કેશરનો: મુગ્ધ થયું રાન.

નાળિયેરીનાં ઝુંડ થંભ્યાં જાણે કોઈ ચિત્ર
ગુંથાઈ પાણીમાં ભાષા ઝાડની ગીચોગીચ.

કાળી ભમ્મર એક હોડી સ્વપ્નને કાંઠે,
બોલે એ ગૂઢ કંઈક મંદ મોજાં સાથે,

આ સાંજ અંધારાય....લંબાયો છે રસ્તો
મારે માટે ચંદ્ર આ તો જુઓ અહીં થંભ્યો.

## ઓળખનું ગીત □ લાલજી કાનપરિયા

કો'ક વખત હું તને મળવા તારોડિયું થૈ તારા આકાશે આવું,
—તો તું મને ઓળખશે?

આ તારા–મારા રસ્તા વચ્ચે કોણ પાથરે અંધારું?
આ છાતી ફાડી દરિયા જેવું કોણ ઘૂઘવે અણધાર્યું?
તરસ નામનો દીવો લઈને ભડભડ સળગે કોઈ બિચારું
ચાલો, જલદી ભાગી નીકળો શમણાં વીંધી પરભારું!

કો'ક દિવસ હું લથબથ ખીલ્યાં ફૂલ વચાળે ટહુકો થઈને બોલાવું,
—તો તું મને ઓળખશે?

મારી સોળ વરસની હથેળીએથી અવસર ભીના ખરતા
મારી ભમ્મર કાળી આંખ્યુમાં શમણાંઓ લવકયાં કરતાં
મારા લાલચટ્ટક કરપીણ લોહીમાં પડછાયાઓ તરતા
મારા બાળકુંવારા મનમાં કોઈક સભર પ્રસંગો ફરતા.

તુ ખેડુકન્યા થૈ સીમમાં જતી હોય ને હું છાંયડો વરસાવું,
—તો તું મને ઓળખશે?

## ...ભૂલી જઈએ □ મેઘનાદ ભટ્ટ

ચાલો, આપણે ભૂલી જઈએ
કે ક્યારેક આપણે આ વરસાદમાં પલળ્યાં'તાં
—તરબોળ થયાં'તાં.
બારે મેઘ ખાંગા થ્યા'તા
અને આકાશમાં વીજ-કડાકા થયા'તા
તે આપણે માટે જ થયા'તા
એમ જે આપણે માન્યુ'તું
તે પણ હવે ભૂલી જઈએ.
——અને, તો
વરસાદને આપણે કહી દઈએ:
"હવે વરસવાની જરૂર નથી
કારણ, હવે અમારે ભીંજાવું નથી."

ગઝલ □ કૈલાસ પંડિત

વ્હેતા પવનથી બારણું, ઊઘડી ગયું હશે!
શમણું કોઇ સવારમાં, સરકી ગયું હશે!

રોપી ગયો તો હું કદી; જે મારા હાથથી.
એ વૃક્ષ તારા આંગણે ઊગી ગયું હશે!

આકળ થઈને ફૂલમાં, બેસી ગયું પછી.
એનું સ્મરણ સવારમાં, છલકી ગયું હશે!

બેસી રહ્યું'તું પાળની કોરે પતંગિયું.
સંભવ છે કોઈ ફૂલ ત્યાં ડૂબી ગયું હશે!

દરિયાની ભીની રેત તો, કોરી રહી ગઈ
ચાલ્યા વિના જ કોઇશું, ચાલી ગયું હશે!

અભિષેક □ હેમન્ત દેસાઇ

થનગનતાં આ નેણ મસ્ત કળાલય મોરલા –
ટહુકે ટહુકે વેણ વ્હાલપનાં વેરી રહ્યા!

ઘન વરસ્યા લખલૂંટ ધરણી અણતરસી રહી,
આ તો બે'ક જ ઘૂંટ જન્માન્તરની પ્યાસને!

માથે અમિયલ હેલ લેઈ પધારી સુંદરી
હું આંગણ ઊભેલ હળવે હાથ ઉતારતો.

હું તો ભમતો ભૂત; મીઠપથી બાંધ્યો તમે
આપું શુંય સબૂત મધુકર પોઢયો પદ્મમાં!

ડાળે ડાળે તેજ; પાને પાને દીવડા,
મન મૂંગાનાં હેજ જિવતર એમ ઉજાળતાં!

હે દાતા કિરતાર! તેં તો ન્યાલ કર્યો મને
રેલ્યા અનરાધાર ફોરાંના માંગણ કને!

કવિતા — અનાદિ અનંત જળ
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૦૨
વર્ષ ૧૭ : અંક ૬ : ઑગસ્ટ, ૧૯૮૪
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૩૦ રૂપિયા, પરદેશમાં ૫૦ રૂપિયા. આ અંકના છૂટક ૫ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતિ છે. પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

તેં પ્રીત કરી તો એવી કરી કે જોયું નહીં તેં પાછું ફરી.
ઝરમર ઝરમર ઝરમર ઝરમર વાદળના જલ જાય ઝરી.

આ એક બગીચો મ્હેકે છે
ને વૃક્ષ હવાને ટેકે છે
રે, ક્યાંક મોરલા ગ્હેકે છે

તારા એક જ ખ્યાલ માત્રથી સપનામાં હું જાઉં સરી.
તેં પ્રીત કરી તો એવી કરી કે જોયું નહીં તેં પાછું ફરી.

લ્યો, એક સરોવર ખૂલ્યું છે
ને કમળ સહજ આ ઝૂલ્યું છે
ક્યાંક નામ રે તારું છૂપ્યું છે

મેઘધનુષના રંગસુગંધી આંખોમાં હું લઉં છું ભરી.
તેં પ્રીત કરી તો એવી કરી કે જોયું નહીં તેં પાછું ફરી.

# કવિતા

SHARP TURN
BLOW HORN

તંત્રી સુરેશ દલાલ
અંક ૧૦૩ ' ઑક્ટોબર ૧૯૮૪
દસ રૂપિયા   જન્મભૂમિ પ્રકાશન

## રાક્ષસી ક્ષુધા ❑ મકરન્દ દવે

મહાનગર કે રહ્યું બળતું માંસ, કોલાહલે
અહીં ખદખદી રહ્યું સઘળું, તાડકા ભૂખલી
હલાવી ચરુને રહી કડછીથી, બધું યે બલિ
થતું ભભકદાર, તીવ્ર, અતિઘોર, મીઠા છદ્મે.
જરાક મન જાગતું, થથરી થાય: કેવી વલે
થશે! સતત વિસ્તરે અદૃય જાળ ને માછલી
ફસાય, વળ ખાય તો ય છટકે ગલી ને ગલી,
નર્યા ગગનને ય તે ગળતી ભૂખ દાવાનલે.

નિહાળું ગગને, ડિનોસર તણી લહું ડોકને,
ક્ષુધાતુર શું ઊંચકાય! નિજ મેદભારે નમી,
નમી પડતી કાય અંગ-પ્રતિઅંગ ઢીલાં બની
ઢળું ઢળું થતાં, કશી ખબર ના પડે લોકને!
મહાપશુ તણા વિભગ્ન અવશેષ-ચિહ્નો સમી
રહી વિખરી પાંસળી કરચ લોહ-સિમેન્ટની.

## મુંબઈને □ સુરેશ દલાલ

હું આ શહેરને ચાહું છું અને હું જ એને ધિક્કારું છું
આવું આવું થયા કરે છે એને સહજ સ્વીકારું છું.

રસ્તા ક્યારેક હસતા લાગે ક્યારેક લાગે ડસતા;
વ્હાલના અહીંયા વૃંદાવન હોતા નથી અમસ્તા
ઝરમર ઝરતી વર્ષાને હું શાવરમાં પુકારું છું
હું આ શહેરને ચાહુ છું અને હું જ એને ધિક્કારું છું.

ઈમારતોની છાયાઓમાં સળગે ઝૂંપડપટ્ટી
ફાઈવ સ્ટારમાં બારરૂમ ને ગલી ગલીમાં ભઠ્ઠી
પૈસાં ઉપર વમળાતું આ સમયધનુષ ટંકારું છું
હું આ શહેરને ચાહું છું અને હું જ એને ધિક્કારું છું.

અહીં રામ ને રાવણની શી દોસ્તી જોવા જેવી
સીતા-શબરી ફ્લર્ટ કરે અહીં જાણે વીનસ દેવી
લંચ, લાંચ, ડિનરની દુનિયા પળે પળે ઝંકારું છું.
એક એક આ સંબંધોને સગવડથી શણગારું છું.

## મહાનગર : હું □ રમેશ કૌશિક □ નિરંજન સટ્ટાવાલા

આ મહાનગર
એક બહુ મોટું કવર છે,
જેના ઉપર હું
એક નાનકડી ટિકિટની જેમ
ચોંટયો છું.
ટિકિટ વગર કવર નકામું છું
પરંતુ અહીં
મારા હોવા ન હોવાનો
કોઈ અર્થ નથી.

## તોખાર ☐ જગદીશ જોષી

[યુદ્ધોત્તર જાપાન]

—ને આખુંય રાષ્ટ્ર
યુદ્ધે ચડતાં ચડી ગયું.

ને વલોવાઈ રહ્યાં
આકાશ–ધરતી–સમુદ્ર.

પ્રજાનું પૌરુષ
માંસલ તોખારની જેમ
બે પગે ઝાડ થઈ
આકાશને ખોદવા લાગ્યું.

ઍટમ બૉમ્બ
નાગાસાકી પર ફાટી પડ્યો.

ત્રણ લાખ સેંટીગ્રેડની ભીષણ ગરમી ઓકતો
પચાસ હજાર ફૂટ ઊંચા આકાશે ચડેલો
જ્વાળાનો
ભૂરો, પીળો, કાળો, ધોળો, ચકરાતો
થાંભલો ચ....ક....રા...તો ચકરાતો
ચાર લાખ કીકીઓમાં
આંધાપો થઈને ખોડાઈ ગયો.

માઈલો સુધીની ધરતી
પોતાના ગર્ભને બાથમાં ભીડી લઈ
ભડથું થઈ ગઈ.

અગ્નિમાં ઓરાઈ રહેલો
ચામડી વગરનો
ખુલ્લા પડી ગયેલા લચપચ માંસવાળો
પેલો ગુલાબી તોખાર
ઊભો ઊભો જ મરી ગયો
તે દિવસે.

ન્યૂ યોર્ક—એક હરણ ▢ પ્રિયકાંત મણિયાર

સ્નેહાળ શકુન્તલાનેય સાચવવું ભારે પડી જાય
એવું ઠેક ઠેક કરતું એક રમ્યતમ હરણ
સમગ્ર વનમાં અદ્વિતીય
આકાશમાં અનુપમ
ત્વચાના અવેષ્ટનમાં પ્રગટ થતી કુમાશમાં
તબકતી ઝીણી ઝીણી ટીપકી—
—ની છટાથી
વહેતી હવાનેય હરણું બનાવી દે છે.
એમ સમજોને વાયુને જ કાયા મળી
ને હરણ દોડવા માંડ્યું.

એની એટલી ગતિ. એટલી ગતિ
પૃથ્વી તો પાર કરી
આકાશે ય ઓછું પડે છે—આ જુઓને ચંદ્રમાંય
એનાં પગલાં પડ્યાં—
પરિણામે અતિ ગતિથી આખો વનનો વિસ્તાર એનો જ છે

એકલું રૂડુંરૂપાળું—રમ્યતમ્ હરણ
ગતિશ્રેષ્ઠ હરણ
કોઈ એને રોકી શકે તેમ નથી
ઊભું રહેતાં તો એને આવડતું જ નથી
ઠેક ઠેક—ચારે દિશાએ એની ગતિ ગાજી રહી છે
શી તારુણ્યની તાકાત
દોડતાં દોડતાં દોડતાં પાતળા પગોમાં જાણે કોઈએ
અનંત શક્તિ સીંચી હોય-પગમાં જાણે સુરંગ ફોડી હોય—
—એનો અવાજ તો છેક વિયેટનામથી આવે છે—

સમયની ક્ષણેક્ષણનો વિસ્તાર
વનના કણેકણનો વિસ્તાર—લીલાંછમ્ બોર્ડોમાં સ્પીડ લખી છે છતાં
પાર કરે છે એટલી પ્રબલ ગતિથી કે

એના વાંકડિયાળ શિંગમાં પ્રગટી ઊઠે છે પાવકની જ્વાળાઓ
અદ્‌ભુત અગ્નિની શિખાઓ–
એવા એ પ્રદીપ્ત અગ્નિની શિખાઓનાં શિંગડાંની
હવે તો લાગી ગઈ ઝાળ
કોરાં કોરાં વન–વિસ્તારમાં
પાવક પ્રજ્વળી ઊઠયો છે.
હરણને ગતિનો ચાક ચગ્યો છે.
ચારેકોર ફેલાઈ ગયું છે શિખાઓનું સુવર્ણ.
અગ્નિનું કાન્તાર ધગધગતું
એક બચી ગયો છે સમય,
થોડી વારે એ હોલવાય છે ત્યારે
નવ કોઈ અવશેષ–એકલ
ધીરેધીરે હાંફતું હાંફતું હરણ....હજી ચાલે છે
હવે પણ એનાં પગલાં રાખમાં પડે છે.

નગર – વન ☐ ઉમાશંકર જોષી

મારે જવું વન મહીં હતું, ભાગ્ય કિંતુ
દોરી મને નગરમાં ગયું હાથ ઝાલી.
સંધ્યા હતી સ્મિતભરી ક્ષિતિજે વિરામી;
ધીમે ધીમે પ્રગટતો રજની–પ્રભાવ.
કોલાહલો કંઈ શમ્યા, પુરરોશની ત્યાં
નક્ષત્ર શાન્ત નીરખી રહી ખુલ્લી આંખે;
ઝીણું ધરી અનિલ–વસ્ત્ર, સુરાપ્રમત્ત
નર્તી રહી પુર પરે તહીં મધ્યરાત્રિ.
એ રાત્રિઘેન નયને અડયું. ને સુષુપ્તિ
ઘેરી રહી હૃદયને કંઈ વેળ, ત્યાં તો
ઊગ્યો નભે રવિ, નવી પથરાઈ આભા.
રે! ના મળે નગર, કિંતુ મહા અરણ્ય
ફેલાયું, હિંસ્ર પશુ સર્પથી પૂર્ણ; તોયે
માથે અહો સહૃદય કૂજતી કોકિલા કો.

વસન્ત ઢૂંઢું ☐ સુન્દરમ્

વસન્ત આજે બસન્ત ક્યાં છે ?
એ મન મોજી હસંત ક્યાં છે,
રે, મુજ સુક્કા લુખ્ખા નિતના
સાઇકલના રસ્તે ?

શિરીષ ના, ગુલમોર અહીં ના,
આંબો ના, કોકિલ ટહુકત ના,
લતાકુંજ ના, પુષ્પપુંજ ના,
સાઇકલના રસ્તે.

માટીની ડામરની સડકે,
ફૂટપાથની પડખે પડખે,
ગટર મકાન દુકાન ધખધખે,
સાઇકલના રસ્તે.

ચિટકલ કાગળ, તડબુચ છોડાં,
ઈંટ માટી આથડતાં રોડાં,
કદી ગધેડાં, ઘેટાં ખોડાં,
સાઇકલના રસ્તે.

આ સડકે નગરે જ્યાં મિલ છે,
જીવનજંગ જહીં કાતિલ છે,
વસંત નોતરવો મુશ્કિલ છે,
સાઇકલના રસ્તે.

અહીં વાસ પેટ્રોલ તણી છે,
ધૂળગોટ મિલકેરી ધૂણી છે,
ચૈત્ર તાપમાં આંખ ચચણી છે,
સાઇકલના રસ્તે.

ચૈત્ર તાપમાં આંખ ચચણી છે,
પરસેવે મુજ પીઠ ભીની છે,
દર્દકથા દિલની છાની છે,
સાઇકલના રસ્તે.

ત્યાં સંધ્યા દિન એક હતી હા,
નહિ દીવો, નહિ ક્યાં બત્તી હા,
મુજ મનડાની રટણ થતી હા,
સાઇકલના રસ્તે.

એ ટાણે આ ધુળિયા રસ્તે,
વેચે જ્યાં હોટલ ચા સસ્તે,
વસન્ત આવ્યો મઘમઘ હસ્તે,
સાઇકલના રસ્તે.

દિવસે રજ છાંયો પસરંતા,
ઊંચાં મૂળથી વાજ કરંતા,
કડવા કૈં લીમડા લહરંતા,
સાઇકલના રસ્તે.

સરક્યું યંત્ર ત્યહીં, પણ થંભ્યું
મુજ મન, દિલ સૌરભથી સીંચ્યું,
અહો ! લીમડા, જગ તેં રંગ્યું !
સાઇકલના રસ્તે.

પણ આ અરધ વસંત આકરી,
માનવતરુ વિકસાવનહારી,
વસન્ત ઢૂંઢું વિશ્વવિહારી,
સાઇકલના રસ્તે.

મુંબઈ : એક દર્શન ☐ હરીન્દ્ર દવે

નિહાળું સઘળું નવાં નયનથી નવી જિંદગી
પડે નજર; ટ્રામ, ગાડી, બસ, લોકલોની થતી
પસાર વણઝાર; ઘર્ઘર અવાજથી કાર સૌ
ડરાવી, નિજ હસ્તિ જાહિર કરી જતી; ને જનો
હજાર લખ મેદનીમહીં મળી રહ્યાં સામટાં;
બધાંય અહીં કાર્યમાં રત; વિરક્ત હું એહથી
રહું નીરખતો; ધમાલમહીંથી જરા હું બીજી
દિશામહીં કરું યદા નજર અબ્ધિ તો ઘૂઘવે.

સુદૂર સદનો બધાં નવપ્રભાતના ધુમ્મસે
છવાઈ, જયમ સ્વપ્નનું સ્મરણ કો'ક આછું રહે
ઉરે, ત્યમ બધાંય મ્લાન, હીનરંગ, નિસ્તેજ શા
પડે નજર, ને વળી દ્રય દિશે મકાનો તણી
ધરી રજતકોરનું કફન આસમાની અહીં
બધી નગરશાંતિ સાગર તળે દટાઈ દીસે.

☐ સુનંદા ભોસેકર ☐ પ્રાપ્તિ કાનાણી

(મરાઠી)

લોહીના ગાઢ જંગલમાં
અસંખ્ય વડવાનલ પેટ્યા છે.

બહુ મુશ્કેલીથી બચાવી છે
મેં મારી ત્વચા.
હવે આ બધું મને
અસહ્ય થાય છે.

ઉપરથી પણ તીવ્રતાથી જણાય છે
લોહીના ઝળહળતા
મોરપીંછનો રત્નસંભાર

જંગલની વચ્ચોવચ હોય છે
તેવું ભયાનક એકાકીપણું....

શહેરમાં મેં પોતાને
વારંવાર ફાંસી આપી

—છેવટે હવે તો
વૃક્ષોને ફૂલો આવે.

ભૂલેશ્વરમાં એક રાત □ રાજેન્દ્ર શાહ

કેવી અહો મસૃણ સેજ!
(રેશમી સંસ્પર્શ!)
શીળી લહરી સમુદ્રની!
આવાસમાં એકલ,
બંધ પાંપણ
અને પ્રતીક્ષા લય-લા' સુષુપ્તિની.
વાજે ટકોરા દશ,
શેન આરતિ
તણાં ઢક્કામાં ચહુ ઓર મંદિરે.
નહીં પૂરે-વાલ્યુમ રેડિયો ધ્વનિ,
ભૂકંપ
(ના શેષ ચળ્યો છતાંય તે!).
નિશીથ (તે શી હસ્તિના)!
ઘરઘર
જ્યાં લોહનાં ચક્ર ભમંત
(કામના).
આસ્ફાલ્ટને મારગ અંધ ડાબલા.
અરે કુરુક્ષેત્રની સૌ ભૂતાવળ!
ક્ષણેકની શાન્તિ? નહીં,
ન ભાગ્યમાં.
આ ઓરડો તે
અપક્વ ખોરાક ભરેલ હોજરી
સમો,
જહીં ઉંદરની દડદડી.
શો રાત્રિનો આ અવશિષ્ટ યામ!
છીંડી મહીં બે રડતાં બિડાલ
અને જનારાં જન...
'લા ઇલાહ....!'

રે નીંદ મોરી!
ઊભી બજારે ફરી જાય પ્રેમ
એવી ન મૉડર્ન.
શી લાજ! ભીરુતા!
આલોક ના, શબ્દ નહીં,
અબોલ
અંધાર એને ગમતો અકેલ!
રે નીંદ મોરી!
આ તો હવે બ્રાહ્મમુહૂર્ત,
નેપુર
આરે થકી આવતી દૂધવાળીના
ને ભૈરવી તર્જ વિશે વણાય
જે ઊઘડેલા દર શાકભાજીના.
માથે લઉં ઓઢણ,
યત્ન અંતિમ
(આંખે દીધા હસ્તથી ના ટળે ભય);
ત્યાં
બારણે બેલ,
જરા ઉઘાડથી
ટાઈમ્સથી,
તારીખ નવી,
નવો યુગ.

કરુણા તો અમદાવાદના ઊંટની આંખોમાં છે. માણસોને તો આંખો જ નથી. ઊકળના ડામરની સડકો પર ચાલતાં ચાલતાં એમની બુદ્ધિ પર હવે મોતિયો બાઝી ગયો છે. તે હું પણ અમદાવાદમાં રહું છું, અમદાવાદમાં રહું છું, મારી આસપાસ પણ એક ઝાંખું પડ બાઝવા માંડયું છે. નિરોઝકત્રૉલિટીનું એરકંડિશનર ભઠિયાર ગલીનો શ્વાસ લેવાનો પ્રયત્ન કરે છે. અને ભઠિયાર ગલી તો મણિનગરની વેશ્યાઓના પડછાયા પાડે છે. સાબરમતીની રેતી અહીંના રસ્તે રસ્તે પથરાઈ ચૂકી છે અને રસ્તા રાહ જોઈને બેઠા છે ગાંડા ઘોડાપૂરની. સાબરમતીનો આશ્રમ ગાંધીએ માછલાં પકડવા નહોતો બનાવ્યો. કે ઘાટ પર નાહવા આવતી અમદાવાદણો સાથે કનૈયાગીરી પણ નહોતી કરવી, એને તો સાઇકલરિક્ષા ચલાવનાર અહમદશાહને ઑટોરિક્ષા અપાવવી હતી. પણ આ અમદાવાદ બળવંતરાય મહેતાની મોટરના પાટા પર થૂંકવામાંથી, અને ઇન્દુલાલ યાજ્ઞિકની ટોપીમાં માથું મૂકવામાંથી જ ઉપર નથી આવતું. કાલે—સરખેજની કબરમાં અહમદશાહનો ઘોડો હણહણ્યો હતો. આવતી કાલે—આદમ મારે બારણે ટકોરા મારી પૂછશે કે 'મેં આપેલી પેલી લાગણીઓનું શું?' ત્યારે હું, લાલ દરવાજે—એક પૈસામાં 'બૂટ પૉલિશ' કરી આપવા તૈયાર થયેલા છોકરાની આંગળી પકડી, અમદાવાદમાંથી નાસી છૂટીશ.

### શ્હેરની ઘડીઓ ગણતાં ☐ હસમુખ પાઠક

કેવું પરોઢ ઊઘડે (શિશુનું બગાસું!)
આ શહેરનું; લથડિયાં ભરતા જતા સૌ
(શું રાતપાળી કરતા મજદૂર?) તારા;
ને સૂર્ય લાલ તીરછી નજરે નિહાળે
હોટેલ લાઈટ્સ હજીએ ભભકી રહેલી.

કેવી બપોર (ઘરડી પણ વાંઝણી સ્ત્રી)
ચીસો વડે સમૂહને સળગાવી દેતી:
ચારે દિશા તરફથી પવનો ય શુષ્ક
બેડોળ વ્યંઢળ તણા હિહિકાર દેતા.

ને સાંજ (લિપસ્ટિક વડે શણગારી ઓષ્ટ)
ચૂમી રહી સડકને, ગલીકૂંચીઓને;
જાઝી મ્યુઝિક પર સૌ મકર્યુરી લેમ્પ્સ
નાચી રહ્યા; ગટરમાં ઠલવાય તેજ.

આ રાત્રિમાં ભમી રહેલ અનાથ સ્વપ્નો
(ભૂલાં પડયાં શિશુ) ઘડી, રડી, જંપી જાતાં.

### વઢવાણની શેરીઓ ☐ પ્રજારામ રાવળ

ઊંચીનીચી,
વાંકીચૂંકી,
લાંબી ટૂંકી,
ભીની સૂકી,
મેલી ઘેલી,
કરવી પાર નહીં બહુ સ્હેલી

આડીઅવળી,
શેરી સઘળી:
સઘળી શેરી
મુજને વ્હાલ થકી લે ઘેરી

મારૂં ગંદું ગામ
શાને વ્હાલું લાગે આમ?

## આ અપરિચિત નગરમાં ☐ સર્વેશ્વરદયાલ સક્સેના ☐ સુજાતા ગાંધી (હિન્દી)

આ અપરિચિત નગરમાં
ક્યાંય પણ હું ઊભો હોઉં છું,
ચારે તરફ રસ્તાઓ
ડાયનામાઇટથી ઊડતા દેખાય છે;
સળગેલા દારૂની એક તીક્ષ્ણ ગંધ
બધી બાજુથી મારો પીછો કરે છે,
અને હું કઢંગા પર્વતો પર ચઢતો-ઊતરતો ભાગું છું
મારી વિવશતાને
કોઈની પણ સંવેદનાના વિશાળ તળાવના ઊંડા જળમાં
પગ લટકાવીને આવેગ વગર છોડી દેવા માટે
પણ ઘૂંટણોમાં હું મોઢું છુપાવીને બેસી જાઉં છું.

સૂરજ પોતાના સંપૂર્ણ ગૌરવ સાથે ડૂબી જાય છે;
અસંખ્ય ભાલાઓ જેવી જળ પર અંકાયેલી રોશની
મારી સામે તણાઈ રહી છે;
દૂર અગણિત ઘરોમાં,
અપરિચિત-પ્રકાશ
અંગારાની જેમ સળગી ઊઠે છે,
અને હું એની વચ્ચે પણ હિમખંડ—જેમ જામતો રહું છુ.
વારંવાર મારી અંદર દોહરાવું છું—
મેં જે કંઈક કર્યું
ઠીક કર્યું,
જે કંઈ કરું છું
ઠીક કરું છું,
જે કંઈક કરીશ, ઠીક કરીશ.
પોતાના પર મારી આસ્થા
એટલી નાની નથી

કે જે ઈશ્વરના ખભા પર બેસીને જ
આ પહાડોની પાર જોઈ શકે.
હું હરેક પથ્થર ઉઠાવીને
એમાં એક આકૃતિ જોઉં છું,
એને મારી યાત્રાનો સાક્ષી બનાવીને
મારા રસ્તા પર પ્રતિષ્ઠિત કરી દઉં છું,
મારું એકાંત જ
મારું વિજય-સ્થળ છે
જ્યાં હું હરેક દોડ પછી
ગર્વથી જઈને ઊભો રહું છું
અને ચારે બાજુ ગહન નિસ્તબ્ધતા તરફ
આત્મીયતાથી સભર થાઉં છું.

એક શહેર □ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુજાતા ગાંધી
(હિન્દી)

એક શહેર
વળગી રહ્યું છે મારા જોડામાં
હું પાછો વળવા માગું છું.

હાથમાં વસેલી
કાચા મસાલાની ગંધ
મારી પાછળ-પાછળ ફરી રહી છે
અને રૂમાલ હોટેલમાં ભુલાઈ ગયા છે.

આમ છોડવા માટે
એ જોડા પણ છોડી શકું છું,
બિલ અને બસની ટિકિટો પર
પગ મૂકીને
રસ્તો બદલી શકું છું,
પણ દુકાનો બંધ છે
અને મારે મારી કિંમત ચૂકવવી છે.

## એક નગરની અજાયબ ઘટના □ ભાનુપ્રસાદ પંડ્યા

ચારેકોર પથરાયેલા
ડામરના રસ્તાઓની
કોખ્રિક્ષા ચૂડની પરવા કર્યા વિના,
રણશિંગાની જેમ હોર્ન વગાડતાં,
માતેલા સાંઢની જેમ ધસતાં
વાહનોની અવગણના કરીને;
હજી તો ગયે વર્ષે જ
મજબૂત પથ્થરીલી મરામત પામેલા
ટ્રાફિક આઈલેન્ડ પર
(જ્યાં વધસ્તંભ પરના
ઇસુની મુદ્રાનું વારંવાર
અનુકરણ કરતા ટ્રાફિક પોલિસના
બૂટની શિસ્તબદ્ધ અણીવાળી
એડી ઘસાયા કરતી હતી ત્યાં) તિરાડમાં
હજી તો આષાઢ પૂરો
વરસ્યો ના વરસ્યો તેવામાં તો
એક લીલા તરણાએ
ડોકિયું કર્યું!

## એક કવિતા □ જ્યોતિષ જાની

એક પતંગિયું
શહેરમાં આવ્યું
વાત વાતમાં ઊડતું ઊડતું
લહેરમાં આવ્યું શહેર વચાળે
ચક્કર ઊડ્યું જઈને પેઠું
ભમ્મર ઊડ્યું આવ અજાણે
શહેરની હવા બગલા જેવું
વા હવા હ થઈને બેઠું!

ન્યૂયોર્ક, ઓ ન્યૂયોર્ક, ઓ ન્યૂયોર્ક, ન્યૂયોર્ક !
બોટલ ઓફ સ્કોચ, કોનિયાગ એન્ડ ગ્રીક,
મારટિની ડ્રાઈ— [અહીં જરા ઊંચે સ્વરે હવેની
લીટી બોલો]
વિથ આઈસ ઈફ યુ ટ્રાઈ;
વિથ મેક્સિકન રમ, એન્ડ બૂરબોન ઓન રૉક,
લાખ લાખ એ બૉટલના ઊઘડતા કૉર્ક,
ક્યાં ઈંગ્લૅંડનું સોસ નાનકડું અસલનું ચોક !
એના ચિપ્સ એન્ડ ધ ફિશ એન્ડ ધ સોસ
એન્ડ ધ ફ્રૉક
અને પૂર્વમાં પાંગર્યું આ ન્યૂયોર્ક, ન્યૂયોર્ક !
ઓ ન્યૂઉઉઉ યોર્ક !
રસ્તા પર દેખ બે તો રેસ્ટોરેંટેર,
ઓપન એર ચાહીએ તો, નહીં ઓપન એર,
લિફ્ટ ઉપર લિફ્ટ ઉપર ચલે જાઓ કહાં.
મીલી તો ઠીક, નહીં તો માની લો વહાં
ઓપન એર ન્યૂયોર્કમેં ખરીદીની સહી,
ખરીદી કરતે ભી, એર મીલી નહીં !
ભૂગર્ભમાં ઊતરો તો હોટેલના બાર,
બૉટલની મિજલસના વિવિધ આકાર,
કૂંડીમાં ફરતી છે બેઠકની હાર,
અડધિયા ચન્દરનો અર્ધ ગોલાકાર.
ઝળકિયા બેઠક પર ગઠિયા અનેક
કેંસાસ ને ટેક્સાસના રાક્ષસી શેક,
વચગાળે એકેકની પડખે છે નાર,
પુરુષના ખભાનો એને આધાર.
નાનકડા ગ્લાસ મહીં ચળકે છે સ્પોર.
નાજુક છે હાથ મહીં ચળકે લિકયૅર.

પિયે જા પિયે જા જામ ઉપર જામ,
પીવાને શણગાર્યાં કંઈક આવા ધામ
એવી છે રંગત અને એવા છે શોખ
આ ન્યૂયોર્ક, આ ન્યૂયોર્ક, તું એક જ ન્યૂયોર્ક!
ઝેઝ કહો ઝાઝ કહો, એક હી હૈ બાત,
સંગતમાં ગીત ભળે ખોખરાયેલો સાદ,
ઝાંઝ ઉપર પડઘમની ઢ્રમઢ્રમની ભીંસ,
ઝણઝણતા તાલ ઉપર સરગમની ચીસ,
ઝાંઝ ઉપર ઝાંઝ લયે, ઝમ, ઝમ, ઝમ,
હો હો હો, હા હા હા, એક સરીગમ
ગીત ફિયું, થાટ ફિયો મૂકીને લય,
લક્કડની ટપટપી કરે ટપાટપ.
એકેકી એવન્યુ ને આડી છે સ્ટ્રીટ,
સિદ્ધપુરના બ્રાહ્મણોની રસોડા રીત,
ઈટાલિયન અસ્પાનિયા મેક્સિકન જાત,
ક્યાંક વળી કોક મળે અમેરિકન ભાત,
રેસ્ટોરે રેસ્ટોરે ભભકભર્યાં બાર,
બેઠા ભલે ખાઓ, ગમે ઊભી લંગાર
હારલેમ કે ટાઉન ડાઉન દુનિયાની ચીઝ
માનવની જાત મહીં અવળી હિપીઝ
રુદ્રાક્ષની માળ ફરે, ધંધો વિશાળ—
"હરે કૃષ્ણ" ધૂન કરે, નહીં કો જંજાળ,
એલ. એસ. ડી. અંગ ભરી ગાંજો ચરસ,
હરિ હરિ નામ જપે છીપે તરસ,
પિયોજી પિયોજી હરિનામ રસ,
વૈકુંઠ ક્યા જાના ચે અહીં મૂલાધાર,
વહાલું છે વ્રજ મને મીઠો સહચાર,
મોજ કહો, ન કહો, લવનું બજાર,
અનીતિ કે નીતિનો કોઈ ન પૂછે સાર.

આઈ લાઈક યુ એન્ડ આઈ લવ યુ
ઓ બોટલ એન્ડ કૉર્ક !
ઓ ન્યૂયોર્ક, ઓ ન્યૂયોર્ક
તું એક જ ન્યૂયોર્ક !
હે હો ન્યૂયોર્ક, ઓ ન્યૂયોર્ક, વાહ ન્યૂયોર્ક સિટી !
નદીઓએ માનહાટન લીધું વીંટી.
[એમાં] મિનાર પર મિનાર પર ઊંચાં ઊંચાં ઘર
દિવસમાં સૂરજ ને શહેર થકી પર
રાખીને કિરણને અળગાં અદ્ધર,
[જેમ] સૂરજને ગ્રસે છે રાહુ ઉપર,
એમ રાહુગણ જેવા આ થર ઉપર થર
માળ ઉપર માળ ઉપર માળ ઉપર માળ
આડી અવળી ભોંય ઉપર રસ્તાની જાળ
ભોંય ઉપર, ભોંય નીચે, નદીઓની પાર
વકરાતી કતરાતી લાગી કેવી કતાર
ટ્રેન નહીં તો બસ, નહીં તો મોટરની હાર
એક ઉપર એક નહીં તો પાછળ લંગાર
રસ્તા ઉપર દડદડતી ભભકની ધાર
આગળ છે ઘોળા, જો દીપકની માળ
સરકતી મરકતી મોટરની ચાલ
ટ્રેનોના ડબ્બામાં મોટરની હાર
ચારેકોર જુઓ તો કાર તણો ભાર
રસ્તો છે પહોળો પણ મોટર ન માય
મોટર જ્યાં ચાલે ત્યાં માનવ ક્યાં જાય!
માનવના કરતૂકે શોધ્યો છે આ ખેલ,
મોટર ઓ મોટર – આ મોટરની રેલ,
એક ચલી, એક વળી, સૌ ફરી, સૌ સરી,
એક ફરી, સૌ ફરી: મંદીલી જાય જરી
હાઈવે પર માઈલો પર માઈલો ફરી જાય

વાયુ ને વીજ બેને મોટર આંટી ખાય !
ઊંટ જેવી ડોક નહીં, પીઠ મહીં પોલ
લાલ ઊભા પંપ પાસે પીએ પેટ્રોલ
કાંટાળી આંખ ઉપર લખ્યાં માપતોલ
ભાઈ પીએ કોલા, તો બાઈ કરે કોલ !
ડૂંડાળા પેટ પાછળ નાક નળી બહાર
ઉનાળા શ્વાસ કાઢે, ન અટકે લગાર
શ્વાસ ઉપર શ્વાસ ચઢે, કાળોટિયા થર
એથી ઘણાં ઘર મહીં માળિયાં અંદર
શહેર તણા ફેફસામાં કેન્સરનાં દર !
એમાંથી જીવ સરી માનવ અંતર
સરકીને સર કરે હાડકામાં ઘર
એથી તો થેંક ગોડ ! ચાલુ છે આજ
કેન્દ્રોની હારમાળા, સંશોધન કાજ
એક દી એ કરશે આ કેન્સરને સર
કહે છે એવો છે-ઍટ લીસ્ટ-ઇશ્વરને ડર
ઓ ન્યૂયોર્ક ! ન્યૂયોર્ક, તું ન્યૂયોર્કનું અલબેલું શહેર
ઈશ્વરની તારા પર છે ડોલરની મહેર !

મુક્તક ☐ નીલા પટેલ 'સ્મૃતિ'

શબ્દના લાખા ભુવનની રાખમાં રોતું ગગન !
પાનખરમય સાંજની ભૂરાશમાં રોતું ગગન !
વેદનાનું આ નગર સળગી રહ્યું ભડકો બની—
ને સમયની શૂન્યતાના શ્વાસમાં રોતું ગગન !

રંગબેરંગી પથ્થર
માયાવી દાનવની કાયાની જેમ
ઊંચે અને ઊંચે  વચ્ચે જાય
ને વેંતિયાં લાગતાં જાય
રડ્યાંખડ્યાં તરુ!
ઓશિયાળું મનેખ બિચારું
એને ટળવળતું જોઈ રહે!
રસ્તાઓય અહીંના
દુકાળના દહાડા જેવા પહોળા ને લાંબા—
અનેકમુખી અસુરના જડબામાંથી
લાંબી થયેલી જીભ જેવા!
એમાં આ ધસમસતાં વાહનને જન
જાણે ઓરાતાં જાય!
ચીમનીએ ચીમનીએ નિશ્વાસના ગોટેગોટા,
ધબકે છે કે નહિ એની ખબર નથી
પણ હૃદય ડસ્ટબિન જેવાં-સાંકડાં-છોટાં!
ઔપચારિકતાને અહીં
થોરની જેમ ફૂટે છે વચન!
પણે કોઈ ઉદ્યાનમાં કરમાય
કંઈ કેટલાંય પ્રસૂન!
એને તમે ગીત નહીં કહેશો,
એ તો કોઈ બીબકતું ખગ હોય
બેઠું ક્યાંક સૂનમૂન!

☐ સુરેશ દલાલ

માઈલોના માઈલો હું ક્યાંય પણ જાઉં, પણ મુંબઈને તેડીને જાઉં છું;
લીલાંછમ્મ પાંદડાંનાં બટકેલાં ગીત, ઝાડને ઉખેડીને ગાઉં છું.

ફૂલો અહીં આપમેળે શોભતાં નથી,
એને ફૂલદાનીના રિવાજ આપે છે શોભા;
ખુલ્લી બારી કરતાં પડદાનું જોર,
ને ફર્નીચર માણસના મોભા.
ઘરની દીવાલમાં ગૂંગળાતો જાઉં, પણ હોટેલના રૂમમાં સમાઉં છું;
માઈલોના માઈલો હું ક્યાંય પણ જાઉં, પણ મુંબઈને તેડીને જાઉં છું.

પ્લાસ્ટીકના કાર્ડની મારી કરન્સી,
મારા ગજવામાં બેન્ક લોન હાંફે;
કાળા અજવાળાનો દરિયો ઓળંગીએ
લાંચરૂશ્વતના તોતિંગ તરાપે.
હું મારા જ અરીસામાં જોયા કરું, ને મારાથી હું જ નજરાઉં છું;
માઈલોના માઈલો હું ક્યાંય પણ જાઉં, પણ મુંબઈને તેડીને જાઉં છું.

ઇવનીંગ ન્યૂઝ ☐ જ્યોતિષ જાની

એક પતંગિયાએ
એકસોએકાવનમે માળે
ફૂલ વિના
ઝૂરીઝૂરીને
કરેલો આપઘાત.
પોલિસ તપાસ
ચાલુ છે.

(મરાઠી)

બનાવટી શહીદની જેમ
ચાલું છું હું નીચું માથું રાખીને
આ દૂર દૂરના શહેરમાં....
હું ચાલું છું અધોલોકમાં
ભયસૂચક ઘંટનો ઘણણણ અવાજ સાંભળતો.
હું શનિની દૃષ્ટિવાળો
કરવતથી કાપું છું મારો ભૂતકાળ.
આગળના બધા દિવસો અસ્વસ્થ,
પ્રાચીન હસ્તલિખિતની
લિપિ જેવા અનુચ્ચારિત.

હું ચાલું છું આ અંતર્વક્રાકાર રસ્તા પરથી,
શોધવા છોડેલા કૂતરા જેવી આંખોથી
શોધું છું મારી હસ્તરેખાઓ કોરનારું દિવ્ય હથિયાર.

આ ભવ્ય કીટકગૃહ જેવા શહેરમાં
હું જીવતો પુરાયો છું
વામણા પાપભીરુ જ્યાં
પિષ્ટપેષણ કરે છે શાસ્ત્રોક્ત વચનોનું;
લટકે છે તેમની ડોકની કંઠમાળ
છેકી નાખેલા અક્ષરો પર
—જેની પર ઢોળાયું છે મારું ઊકળતું લોહી
બપોરના સૂર્યે કાળા પાડેલા મોઢામાંથી.

આ પાપસંક્રામક
ગળું સૂઝી ગયેલી સારિકા જેવા બદલી નટ
હણહણે છે કમ્મર હલાવતા
બૂમબરાડા પાડે છે ખોટા દુઃખથી
ચારે તરફ ફરીને છેતરે છે.

અપાર સ્ફોટ થાય છે અસ્તિત્વના,
વહે છે બહાર બહિષ્કૃત શરીરયાતના.

હું સાંભળુ છું મારા કાન ફૂટે ત્યાં સુધી
પોકળ ન્યાયતત્ત્વની જર્જર ધ્વનિમુદ્રિકા,
ગણગણાટ કરે છે અવિરત
કૅપિટાલિસ્ટ જ્યૂકબૉક્સમાં.
ઊકલે છે હર ક્ષણે વકીલી સંતાકૂકડી,
માગણભિક્ષુકોના સ્વાર્થી દાવપેચ
નિકાલની દરેક કૂહડીમાં.

ઓહો ! O Hell...

કાળાભમ્મર કાગડા જેવા
છાપાળવા વિદુષક
ભેગાં કરી રાખે છે ભયાવહ સમાચારોનાં કાતરણો;
ભૂતના હાથમાંના દીવાના પ્રકાશમાં
પ્રેતવાહક ગાડી સાથે મોટાં બીબાંમાં
દેખાડ્યો છે નરકનો કૂતરો
કૈવલ્યની પ્રમાણિક પણે સંભાળ રાખતો.

હું, દીંટીયું તૂટેલા આ શહેરમાં
અંધકારનો રાજકુમાર, Prince of the Hell,
જમીન ખોદીને બહાર કાઢું છું
મારો આનંદ, મારો ઉલ્લાસ.

☐ સુનંદા ભોસેકર ☐ ભાર્ગવ કાનાણી
(મરાઠી)

એકાએક અર્ધાં જગત પર
તડકો પ્રસરે છે
અને ધીરેધીરે તપતાં તપતાં
નિ:શબ્દ થઇને પડી રહે છે
અસ્તિત્વના અવશેષો પર ...

ગતિમાન ચક્રના આરા ગણતાં ગણતાં
હું પોતાને સતત સમજાવતી હોઉં છું
કે પૃથ્વી એક વિકસનશીલ ગ્રહ છે
તે જ કથા
તીવ્ર હિમવર્ષાની રાતની....
શહેરના રસ્તા પરથી
રઝળપાટ કરતાં
મને એક વાર તુકારામની કવિતા મળી.

સમગ્ર આયુષ્યમાં બનેલું
આટલું જ મહત્ત્વનું.

ભર બપોરે— ☐ જ્યોતિષ જાની

કન્સલ્ટીંગ ગાયનેકની ડિસપેન્સરીમાં
એક જેન્ટલમૅનનું
સિઝેરીયન ઑપરેશન થતાં શું થઈ ગયું તો
જન્મ્યું આખું શહેર....
હુવાં.... ઉવાં.... હુવાં

વિહારોના શહેરમાં ☐ –'અગમ' પાલનપુરી

ધુમ્મસ ઢળેલ અશ્વ સવારોના શહેરમાં,
શું સૂર્યનો દમામ વિકારોના શહેરમાં!

સજ્જડ કમાડ જેમ ટકોરાય સૌ અહીં,
કે પણ સુણે ન કોઈ પુકારોના શહેરમાં!

આંખોનાં આંસુએ જ ઠરે વિશ્વ-દેવતા!
ડૂબે તરસતો સૂર્ય તુષારોના શહેરમાં.

તૂટી પડે બધાં જ પછી રક્ત-રાત પર;
ભીંસાઈ જાય સૂર્ય કતારોના શહેરમાં.

હું શું કહું કશુંય; 'ફરે તે ચરે' ....વિશે!
લૂંટાઈ પણ જવાય લટારોના શહેરમાં!

નામે નફો અનંગ નજરના નગે નગે,
સૌ સ્વાર્થના ગુલામ બજારોના શહેરમાં!

ખુદ ચોટને જ ચોટ દિલે વાગતી રહે,
પથ્થર સુધી થવાય પ્રહારોના શહેરમાં.

હું એકલો, બધાં મને પરછાઈ પૂરતાં,
અળગો જ ઓળખાઉં હજારોના શહેરમાં!

ઇન્સાન વિણ કશું નહી, ઇન્સાન કૈં નહીં!
સળગ્યા કરે મસાણ.... મઝારોના શહેરમાં.

હું હાસ્ય ખડખડાટ સડક જેમ પાથરો–
લોહીલુહાણ દર્પણી દ્વારોના શહેરમાં!

કડવાં કુરૂપ દૃશ્ય 'અગમ' ઓર ખિલખિલે,
દિલ-દર્શ દિલખુશાલ વિહારોના શહેરમાં.

મુંબઈ નગરી ☐ નિરંજન ભગત

ચલ મન મુંબઈ નગરી,
જોવા પુચ્છ વિનાની મગરી!

જ્યાં માનવ સૌ ચિત્રો જેવાં,
વગર પિછાને મિત્રો જેવા,
નહીં પેટી નહીં બિસ્ત્રો લેવાં;
આ તીરથની જાત્રા છે ના અઘરી!

સિમેન્ટ, કોંક્રીટ, કાચ, શિલા,
તાર, બોલ્ટ, રિવેટ, સ્ક્રૂ, ખીલા;
ઇન્દ્રજાલની ભૂલવે લીલા
એવી આ સૌ સ્વર્ગતણી સામગ્રી!

રસ્તે રસ્તે ઊગે ઘાસ
કે પરવાળા બાંધે વાસ
તે પ્હેલાં જોવાની આશ
હોય તને તો કાળ રહ્યો છે કગરી!

ગઝલ: કોમળ નગર મળતું નથી ☐ રાઠોડ પ્રવીણકુમાર પી.

કોઈ મીઠી યાદનું કોમળ નગર મળતું નથી
વૃક્ષ, ડાળી પાંદનું કોમળ નગર મળતું નથી.
હુંય મુંબઈ જેમ વિસ્તરતો રહ્યો છું ચોતરફ
એટલે આહ્લાદનું કોમળ નગર મળતું નથી.
ઘર બધાંયે તાસનાં પત્તાંથી જાણે ગોઠવ્યાં
વ્હાલ કે વિષાદનું કોમળ નગર મળતું નથી.
હું જુહુ-કાંઠાની વેળુંમાં ગયો છું આથમી
એટલે ઉન્માદનું કોમળ નગર મળતું નથી.

શહેરમાં માણસ આખો બની ગયો રે કીડી રે.... ☐ દિલીપ જોશી

એક આંખમાં દરિયો છે ને બીજી આંખમાં ભમરો છે ને ત્રીજી આંખમાં શહેર,
—શહેરમાં માણસ આખો બની ગયો રે કીડી રે....
અજવાનો તોતિંગ ઓરડો જોતજોતામાં ખૂલ્યો ત્યાં તો ઊડયાં હવામાં ખંજર ને શમશેર
—શહેરમાં માણસ આખો બની ગયો રે કીડી રે....
ફૂલોના શણગાર ગયા ક્યાં? ખુશ્બુના મેદાન થયાં છે ખાલી, આજે ભીડભાડથી ઊભરે છે રસ્તાઓ, માટી મળે નહીં શૈશવની
ભડભડતું જંગલ રાખ થયું ને ખેતર સહિયર ખાખ બન્યું ને સીમે સહિયર મકાન ઊભાં આડા એકોત્તેર
—શહેરમાં માણસ આખો બની ગયો રે કીડી રે....
સિગારેટની ફૂંકો વચ્ચે, મિનાર જેવી મિલો વચ્ચે, ધુમ્મસ જેવું હરરોજ સાંજે હાથ વચાળે મસળું છું ને
હડસેલું છું ખાંસી ખાતા પગ....
ઇચ્છાઓનું નામ લઈને જીવ્યે જાવું, સપનાંઓ જોઈને પળપળ તૂટ્યે જાવું, નવું નથી કૈં જૂનું છે અંધેર
—શહેરમાં માણસ આખો બની ગયો રે કીડી રે....
પગલે પગલે પહાડ જેવડા લવકારા છે, પડકારા છે, હોકારા છે, દેકારા છે, માણસને ક્યાં ચેન મળે આરામ મળે?
પથ્થર જેવા પથ્થર સામે કતલ કરેલા હાથ અજાણ્યા થરથર ધ્રૂજી યાચે ખમણી ઉત્સુકતાથી અઢળક મ્હેરેમ્હેર
—શહેરમાં માણસ આખો બની ગયો રે કીડી રે....
સણુકે સણુકા ઊપડે છે ને રગેરગોમાં આળસ મરડી સોળ વરસના કુંવરી છાકમછલ્લો થઈને નીકળે છે રે નીકળે છે
પાર વગરના તડકા–છાંયા, પાર વગરનાં ચોમાસાંઓ, પાર વગરનાં વળગણ સહુને વળગે છે ચોમેર
—શહેરમાં માણસ આખો બની ગયો રે કીડી રે....

૩૪મું કોરસ ☐ જેક કેરૂઆક ☐ સુરેશ દલાલ

(અંગ્રેજી)

"મારી પાસે કોઈ યોજના નથી
કોઈ તારીખો નથી
કોઈ મુલાકાતો નથી કોઈ સાથે

એથી તો હું એશઆરામથી તલાશું છું
આત્માઓ અને શહેરો

ભૌગોલિક રીતે હું છું
એ જૂથનો
જેને પેન્સિલવિનયા-ડચ કહેવામાં આવે છે

હકીકતમાં તો હું નાગરિક છું
વિશ્વનો
જે સામ્યવાદને ધિક્કારે છે
અને લોકશાહીને સહન કરે છે

જેને માટે બે હજાર વર્ષ પહેલાં
પ્લેટોએ કહ્યું હતું
કે લોકશાહી એ વાહિયાત સરકારનું ઉત્તમ સ્વરૂપ છે

હું તો કેવળ તલાશું છું
આત્માઓ અને શહેરો
ચંદન મહેલના શુકનિયાળ કેન્દ્રથી

આટલું પૂરતું છે, નહીં?

વૃક્ષો મહાન શહેરનાં ☐ દ. ભા. ધામણસ્કર ☐ ધનવિદ્યા મહેતા
(મરાઠી)

ઊંચી ઇમારતોવાળા, ડામરના રસ્તાઓવાળા
આ અઘાવત મહાન શહેરમાં તમે
કેટલી એકનિષ્ઠાથી માટીનાં થઈને રહ્યાં છો!
ફાવે ત્યાં ખૂણેખાંચરે.
ઈમારત-ઈમારત વચ્ચેની ખુલ્લી જગામાં
માટીનું મૌનસામર્થ્ય ઊભું કર્યું...
કેટલાં ધરબાઈ રહ્યાં બીજ થઈને
સૂર્યનાં થતાં પહેલાં, એ
ભૂગર્ભનો આર્દ્ર અંધકાર જ કહેશે.
તમારી પર તો તેનું નામનિશાન પણ નથી.
તમે ફક્ત
સૃજનની અનિવાર્ય કૂંપળ
ઝીણાંઝીણાં પાંદડાંમાં લઈને આવ્યાં
અને હવે આ ઋતુપ્રાપ્ત ફૂલો–
જેમને જોઈને અનાદિ સવારે
આદિમાયાએ પ્રથમ ફૂલો (માથે) પહેર્યાં હશે....
એ બધા શહેરી અકિંચન રસ્તાઓના
ધ્યાનમાં આવે ન આવે,
પણ આવશે ત્યારે તે
ચોક્કસ જ અસૂયાથી ઘેરાયેલા હશે,
કૉંક્રીટનાં ઘરો પણ નિષ્પર્ણ
વ્યથામાં ડૂબેલાં હશે,
તેમની ભીંતોમાં સ્વપ્નમાંનાં ફૂલોથી
આડી ઊભી તિરાડો પડી હશે....
તમે તો શાંત, સહજ
શ્રદ્ધામય પુરુષ જેવાં.
કારણ કે તમે કાંઈ જ કર્યું નથી,
તમે ફક્ત
ઇમારત-ઈમારત વચ્ચેની ખુલ્લી જગામાં
માટીનું મૌનસામર્થ્ય ઊભું કર્યું...

## પ્રવાલદ્વીપનંદિની ☐ રાજેન્દ્ર શાહ

દાદીમાની કથાની રૂપરૂપનો અંબાર
એવી રાજકન્યાને વરવાના મનોરથે
(બાપુની લાકડીના)
પાણીદાર પંચકલ્યાણી અશ્વ પર અસવાર થઈ
એની વાયુવેગીલી-રવાલ ચાલે
સો સો જોજનના વનવગડા ને પહાડ વીંધી
વૈતરણીની પેલી પાર
વિશાળ-પટ ઉલ્લાસનાયે સામે તીર થઈ
ક્ષાર સમુદ્રની મધ્યમાંના પ્રવાલદ્વીપની
આભ ઊંચા મહેલની મોહમયી નગરીમાં આવી
તોખારના તંગ છોડેલા મેં.

ઓહો....હો....હો....
દોડયે જાય છે
ડોક લંબાવીને
ઊંચે શ્વાસ
કેટકેટલા મુરતીઆઃ નગરચોક ભણી!

સૂર્યના પ્રત્યેક સાતમા દિવસે
પડો વાગે છે,
રાજકન્યાને વરવાની શરતનો :
'એક જ રાત્રિના વચલા ત્રણ પ્રહરમાં
પોતાની ટચલી આંગળીના નખના પ્રહારે
સાત જોજન ઘેરાવાનું જલ છલોછલ સરોવર
જે પ્રગટ કરશે
તેને કંઠ વરમાળા ધરશે
પ્રવાલદ્વીપનંદિની :
અન્યથા
બીડું ઝીલનારને આજન્મ કારાગાર.'

અનુત્તર રૂપવતીના ગુણાનુવાદે
હજાર હજાર આવે છે રોજ રોજ.
મંત્રહીન યંત્રની ઉપાસનાથી
કારાગાર ઊભરાય છે કીડિયારાની જેમ.

પડો વાગે, ને બોલ સંભળાય : પણ
બોલનારો દેખાય નહીં ક્યાંય.
દાદીમાની જાદુઇ દાબડી હતી મારી પાસે.
અધીરની જેમ આગળ ધસેલા
મસમોટા ટોળાની પાછળથી, છેડેથી
માયાવીને પૂછયો મેં પ્રશ્ન;
બંધ હોઠના પ્રતાપે.
'કોણ છે ? ક્યાં છે રૂપસી કન્યકા ?
વાણીના અંતરપટે નહીં
સામેમુખ સૂણવી છે મારે એની પ્રતિજ્ઞા.'
આછી વાદળીના આવરણે ઝંખાયું
એનું સુધા નિસ્પંદતું મુખ. પણ....
ને.... મેં દાબડી ઉઘાડી....
ક્ષારસમુદ્રની ગંધને હડસેલો મારી
ચોમેર ફેલાઈ ગઈ
વનવગડાની બોરસલીની મહેક.
ને પ્રાણને પૂરક
ઓર ખીલી, –સોહી રહી એની કલા; –અવિચલ
નયને નયન પરોવાતાં આપોઆપ
જમણા હાથની હથેલી ઊઘડી એની કને.

ઇચ્છાથીયે અદકેરા વિસ્તારનું જલ છલોછલ સરોવર
લ્હેરિયાં લેતું હતું એમાં....
આનંદની એક લહર લજ્જતનો રાતો રંગ લઈ
ઊછળી આવી એના કોમલ કપોલ પર....
ને હવે

દૂર મેલી સાગર, ઉલ્લાસ, વૈતરણી,
વનવગડાની આ મેર, મારે વતન
જોઉ છું એને
શંભુના સદનની સોડના તળાવની પાળે
લાલ માટીનું બેડલું ભરી લાવતી ભૂરાં જળે.

એક કવિતા ☐ જ્યોતિષ જાની

ન્યૂઝ પેપરના ફાઈવલાઈન ટાઈપમાં
સૂર્યોદય થયો—
જાગો રે, જાગો!
ચહેરા વગરના ચહેરે ઊગી દાઢી
ચકલીનું ચીં ચીં શેવ કરો!
ફ્લશ થયું ત્યાં હારયો ઘૂઘવ્યો
ટૉયલેટના તળિયે!
જીવન નામની ચીજનાં પડીકાં બાંધો
સૂટકેસના ગળિયે!
યમનિયમનો આ પ્રાણાયમ
'બાય, ડાર્લિંગ!'
રાત પડે ઘર આવો સાજન પૂછે–
જિંદગીના ઢસરડાનું નથી
ઉપડતું આ ભારે તગારું
કહે, કહી દે – બસ! બસ!
કોણ વગાડે પાગલ સરીખો
નગર વચાળે નગારું?

તાન્કા ☐ રમેશ પટેલ

સમુદ્ર પણ
ચેઈન્જ મેળવવા
આપણી જેમ
લટાર મારવાને....
નીકળે છે: ચોપાટી!

## અવશેષ ☐ પ્રજારામ રાવળ

મહા સઘન આમલીવનતણા
સૂકા, પરણહીન, મૂક અવશેષ આંહીં ઊભા;
વિશાળ ધરતી પટે અહીં તહીં જ વેરાયલા.

ઉઘાડી ધરતી: પ્રચણ્ડ મયદાન: કોરું બધું:
ધગેલ ધૂળ: સોંસરો પથ વિશાળ ચાલ્યો જતો
અગણ્ કૈં જતા આવતા
સમૂહ જનના થતા ખડખડાટ ગાડાંતણા:
જતી જ પૂરપાટ ગાડી કંઈ; વાહનો; મોટરો;
–થતી પથપરે ધમાલ સહુ વિશ્વની ન્યાળતા
મહાસઘન આમલી વનતણા
સૂકા, પરણહીન મૂક અવશેષ આંહીં ઊભા.

## એક કવિતા ☐ જ્યોતિષ જાની

સ્યુગરનો એક કણ ઊંચકતાં
કીડીબાઈને કૌતક થયું
સૂટકેસમાં શિંગડાં નાખી
ચર્ચગેટથી બોરીવલી
માણેકચોકથી મેમનગર
બડાબઝારથી માણેકતોલ્લા
જતા–આવતા
ટાઈસૂટમાં અદ્ધર ઝૂલતા
લોકેલોક થોકેથોક
કીડિયારું થઈ
કામણગારા સ્કાયસ્ક્રેપરમાં અલોપ થાતા—
જાતા કયાં?

ઓળખડા બુરજ
મ્હેલોને મોઢે તાળાં
કટાયેલાં કાળાં ચાવીહીન....

ફસડાઈ પડેલા ઊંટડિયા પહાડોને
બાંધતો સર્પાકાર કોટ જીર્ણશીર્ણ
ગઢના! ચ્હેરા પર ગાબડાં
પિશાચના પડછાયા તરે
ખપી ગયેલા સૈન્યની ખોપરીઓ :
પથરીલી સ્મૃતિઓ રઝળે....

તમસ તડકાનાં વસ્ત્રો લ્હેરાય
રૂઠેલી રાણીનો એકદંડિયો આવાસ શૃંગે
વાદળમાં ભળે
બળે દીવાઓ ગુફાઓમાં
રાણીની રૂપે મઢી વાણી
પાણી પાણી થઈને વહી આવે
રણકી રહે મૌન
ખંડિત વાપી-કૂંડા
શબની ફાટેલી આંખો
અવાવરુ ઓરડે ચોરડે નાગચોકી
ઝરૂખે ટાંકેલા મોર ટહુકે
હવડ અંધકાર થરથરી ઊઠે

નીચે પથ્થરનું નગર
રૂપેરી પ્રકાશમાં વહી જાય
શેરીઓમાં પૂતળાના અશ્વો
તલખે તળેટી પાર જવા

ઘૂવડ ઘૂરકે
રાજદરબાર વીખરાય

અમૃત ઘાયલ

માધવસિંહ સોલંકી



અભિજિત જોશી





જ્યોતિષ જાની,
સુરેશ જોશી

જ્યોતિષ જાની

સુમન શાહ



મ્યાન થાય તલવારો
બારણે કોરેલા દ્વારપાળો ખોંખારે
રૂમઝૂમતી હવા-
ઝાંઝર ખનકાવતી આવે/જાય
તરવા લાગે ગઢ લોહીમાં....

ચોક ઊભરાય
લોકોના ચ્હેરા કળાય ના
કોતરાયેલી કળા પર લીલના થર
તામ્રપત્રો : કટાયેલાં પતરાં કાણાં
કેડીઓ ભૂંસાય
જીર્ણ લૂછાય
ને
ઝળહળી ઊઠે ગઢ-
ખંડેર શો !

• ગરસરાઈનો મુકામ □ રાજેન્દ્ર શુકલ

ઘોર ઘોંઘાટે સમય ગાતો મળ્યો,
મૌનમાં હું મુજને મલકાતો મળ્યો.
ગૂંગળામણની ગલીકૂંચી મહીં
ભીડ ભરચકમાં પવન વાતો મળ્યો.
ને હથેલીમાં જ પાછો હોઉં હું
કેટલી વેળા તો વીખરાતો મળ્યો.
અજનબી લોકોની વચ્ચે એકદા,
સાવ સાચા શ્વાસનો નાતો મળ્યો.
હું દીવાલો પર ગઝલ લખતો ગયો,
હું સરાઈમાં ય સચવાતો મળ્યો.
દૂરને ડુંગરથી જે આવ્યો હતો,
નાચતો કરતાલ લઈ જાતો મળ્યો !

અગર નગર વિશે મારે બે વાત કે એકાદ કવિતા જેવું કરવું હોય તો કરી શકું – એય, જો કે સહેલું નથી. પણ શહેરને મારા વિશે, જ્યોતિષ જાની નામે ઓળખાતા એક માણસ વિશે કહેવું હોય તો શું કહે? સુરત જે કહે, એ મુંબઇ માને નહિ અને મુંબઇની વાત અમદાવાદ તો સ્વીકારે જ નહિ. વડોદરા ડાહ્યું થઈને કહે તો કહે કે હવે તો હું કહું એ જ સાચું – બાકી, કાચું કાં પાકું. ચારેય શહેરને સાથે બોલવા દઈએ તો કશુંય ન સંભળાય એમ બને. ભલું હોય તો કોલકત્તા, દિલ્હી અને ત્રિવેન્દ્રમ પણ એની પીપુડી વગાડવા બેસી જાય. પીજ, ભાલેજ, ઇટોલા ને નાપાડ જેવાં ગામડાંઓને ખોટું લાગે તોય આજ તો નગર–મહાનગરને મારા વિશે જે કાંઇ કહેવું હોય એ ભલે કહે—

નાનપણમાં બાગને બાંકડે બેઠાં બેઠાં નાળિયેરીનાં પાન ચાવવાની આદતને કારણે આ માણસને 'ડબલડેકર'માં (બસ સ્તો) બેસતાં કદી આવડ્યુ નથી ટ્રબલડેકર થવાની, થશે ત્યારે એને કેવી ટ્રબલ થશે, એ ચિંતા મારે જ કરવાની ને? વાહનોથી ખીચોખીચ રસ્તો ઓળંગતાં મેં મારી ગરજે એને શિખવાડ્યું છે. છતાંય ક્યારે ક્યા રસ્તે જવું કે ફંટાઈ જવું, એનું એને સાનભાન કે સૂઝબૂઝ નથી (એના સંદર્ભે રાજમાર્ગ અપ્રસ્તુત છે.) ટાઈ પહેરીને, સૂરજમુખી સામે આંખ મીંચકારતાં, કુમળી કાકડી રસ્તા વચ્ચે ખાતાં એ અનેકવાર હરાયાં, રખડતાં ઢોર સાથે ભટકાઈ પડ્યો છે. ઘણાં શિંગડાં વાગ્યાં છે, ઉઝરડાય પડ્યા છે, પણ આજદિન સુધી મેં એને બચાવી લીધો છે. હવે લાઈફ ઇન્સ્યોરન્સ નહિ કઢાવે તો, એની વાત એ જાણે!

ટોળું જોઈને એ ફફડે છે, દાંત પીસે છે, દાંત કચકચાવે છે. હાંફે છે; લથડિયાં ખાય છે. ભૂંડ જોઈને ભડકે છે.
હ્રામ હ્રમ ટ્રીમ ટ્રીમ જેવા તંત્ર–મંત્ર બોલવા માંડે છે, ઠૂંઠા જેવો બૂઠો થઈ જાય છે. માણસ જેવો માણસ થઇને ચાર પગે દોડતો હોય, એવા તાલ કરે છે.

બૅન્કની બસની, કેરોસીનની કે સ્યુગરની ક્યુમાં એ કદી ઊભો નથી રહેતો, એના કારણે અન્ધારાના ઓરસિયે ચકમક ઘસતો હોય, એમ ઘસ્યે જાય છે.

કોઈને કહેવું તો શું કહેવું પણ આ માણસ—એક કવિનો પૂતસપૂત—મારી માને પૈણી બેઠો છે ત્યારથી છોરૂ કછોરુ થાય, એવો ઘાટ થયો છે. બાકી. શૉપિંગ સેન્ટર ખુલ્લાં છે, ડબ્બલ ડેકરો દોડે છે, ટોળું મોટું મ્હાલે છે, રંગરોગાન ચાલે છે–

બાગના બાંકડે બેઠાં બેઠાં, ઠૂંઠાં થડ સાથે દોસ્તીનો નાતો નિભાવતાં, નાળિયેરીનાં પાન ચાવવાની આદતના કારણે ડબલડેકરમાં બેસતાં હજી આજેય એને કયાં આવડયું છે?

કહો, એને મારો નકશો અને નકશીકામ કયાંથી ખબર હોય?

નગર : એક દૃશ્ય ☐ જ્યોતિષ જાની

હવે રાત પડી છે–
શહેર સઘળું હાંફે છે
હાંફતાં હાંફતાં સ્ટ્રીપટીઝ
કરતા શહેરના ખૂણે
એક વૃદ્ધ
દિનભર અવળી બનેલી
દેહની કરચલીઓ

સવળી કરવા
મથી રહ્યો છે.

## શ્હેરનો સૂર્ય ☐ નલિન રાવળ

ચાલું હું સ્વપ્નમાં કે આ ચાલે છે સ્વપ્ન રકતમાં,
સંધ્યાનું ચીસતું નાસે હાંફતું શ્હેર નેત્રમાં,
અંધારી વાસના ઘેર્યા રસ્તાઓ આંધળા ધસે ,
મકાનો જંગી તોતિંગ શ્વસે
હો પ્રેત લોહના–
લાંબા થાય જે ટૂંકાં જાડાં તો વળી પાતળાં
પ્રવાહી ગોળ થઈને જે વાંકાચૂંકા વળે
બધે,
કોસાનું આભ છે ઊભું
પંખીના ટહુકા ભુસ્યું,
ઉદ્ભ્રાન્ત માનવી ટોળાં –
વિચિત્ર ધૂમ્રગૂંચળાં
ધકેલાઈ આમથાતેમ એકમેક પરે
પડે,
કાચની કરચો જેવા
તીક્ષ્ણ પીળા પ્રકાશમાં
ચમકતી રંગબેરંગી કલબો, હોટેલ્સ, થિયેટરો,
દુકાનો
વૈભવી ચળકે મહિલી નારીની
તીખી તોફાની આંખના સમી,
મલકે અવનવા વસ્ત્રે લલનાઓ શોકેસમાં
અંગારા વેરતા
ભડકે હજારો રાક્ષસી ડોળા—
ઓર્ડઝનાં બોર્ડઝ કારમા,
ગરજે ચોમેર ગરજે છે પશુઓ ઘોર અવાજના.
ત્રસ્ત હું સરતો દૂર
છાયાઓ પૂંઠળે મૂકી છાયા–જેવો ધપું દૂર..
નશીલી ભવ્ય જે ઊભી તાજ કોન્ટિનેન્ટલ

સરેલો તન્વી હસ્તેથી પડયો હોય રૂમાલ
કો
એવો આ દરિયો
દિસે,
મ્હેકતી રમણીઓના વસ્ત્રમાં ફરફરે
પવન –
લુચ્ચા કો હાથના જેવો સ્હેજે ના ધરતો શરમ.
આ....
આ....
સ્મૃતિમાં આવતાવેંત કાપિની
ચાલી જે ગઈ
દૃષ્ટિમાં રણકે કેવા!
પિયાનો સૂરના જેવા
સ્તનો રમ્ય મુલાયમ,
સન્મુખ
લુછાતું ચુંબને લિપ્સ્ટીક
બગીચે વૃક્ષની તળે,
પગથીના એક ખૂણામાં કણસે
કોક અપાહિજ.
પશ્ચિમે પશ્ચિમે દૂર
ફસડાતા કિરણો....સૂર્ય
સબર્બન ટ્રેનની નીચે આવતાં આવતાં બચ્યો
કોલેજો–વેશ્યાગૃહો - ઓફિસો - રુગ્ણાલયો –
મંદિરો-મસ્જિદ-અડ્ડાઓ
જુગારના, દારૂપીઠાઓ, તુરંગો સચિવાલય
ઓળંગી આવતા હાંફ્યો
ગડથોલું ખાઈને પડયો
પાણીની ક્ષિતિજે ઊંડે ફસડાયો સૂર્ય શહેરનો.
લોહીના કોગળે ભીંજયા રાત્રિના ક્ષુબ્ધ તારકો
લોહીના ટશિયા ફૂટયા કોકના નેત્રને ખૂણે
લોહીના અક્ષરો દૂઝયા કોકના અંતરે ઊંડે.

એક પરોઢે— ☐ જ્યોતિષ જાની

આંખો ઓઢી સૂતેલા એક સસ્સારાણા
પાંથી પાડી પેહરરોડની પગથી પરથી
પડઘમ ઉપર
થાપ આપતા, પાન ચાવતા
મોર્નિંગ સ્ટ્રોલે નીકળ્યા'તા
તાતા થૈયા, તાતા થૈયા
છૈયાંછોકરાં સૂતાં'તાં
પવનપ્રદૂષિત વાતા'તા
ઊંઘરેટા સહુ લોકના
મોઢે ફીણના ગોટા થાતા'તા!

સાગર જેવા સુંવાળા
એક હાથી ઉપર
સસ્સારાણા
સાત માળની હવેલીઓને
દાંત વચ્ચે કચક-ચાવી
મોર્નિંગ સ્ટ્રોલે....
તાતા થૈયા, તાતા થૈયા

ગટર વચાળે ગલુડિયું એક–ઝીણું અમથું, ટગરટગર
આળોટીને, ઊંચું થઈ, વાંકી પૂંછે
કૌતુક જેવું જોતું'તું
સસ્સારાણા નાક ઉપરથી નાક ઉપરથી નાક ઉપરથી
નાક ઉપાડી
નળિયા ઉપર નળિયા ઉપર નળિયા ઉપર નળિયું મૂકી
પડઘમ ઉપર થાપ આપતા, પાન ચાવતા
તાતા થૈયા તાતા થૈયા તા—

નગરજીવન ☐ કૈલાસ પંડિત

( મુક્તક )

ટોળાની બ્હાર, અમથા સ્હેજ, નીકળ્યા નહીં,
વાતો કરીને વાતમાં, કહેવા, ભળ્યા નહીં.
"કૈલાસ" હું તો, લાગણી, પ્હેરીને, નીકળ્યો,
રસ્તામાં આજે કોઈ, પ્રવાસી, મળ્યા નહીં.

( ગઝલ )

ભીંતોની વચ્ચે એકલો, જીવું છું, પીર જેમ,
મારામાં કોણ હોય છે, બીજું, શરીર જેમ.

સાંજે મળીને થાઉં છું, હુંયે, ભર્યો ભર્યો,
તુંયે હસે છે, ફૂલમાં, વ્હેતા સમીર જેમ.

કહેવાને માટે, કોઈ નથી, બંધનો છતાં,
જીવી રહ્યો છું શ્હેરમાં, કોઈ અમીર જેમ.

આવીશ, ત્યારે સાંજના, ઢગલો, થઈ જઈશ,
નીકળું છું ઘરની બ્હાર, હું, છૂટેલા તીર જેમ.

ભાગી રહેલા, લોકને, ફુરસદ નથી, જુએ,
સૂરજ સવારે, શ્હેરમાં, ફરશે, ફકીર જેમ.

મુક્તક ☐ રમેશ પટેલ

આ સમય ટપકી રહ્યો છે ચોકમાં,
શ્હેરના ટાવર થકી અટકળ રૂપે,
આ નગર આખુંય ખાલીખમ હતું–
છે હવે બસ ભીડ આ પળપળ રૂપે!

ગોવા ☐ સુરેશ દલાલ

દેવળના આ ઘંટનાદમાં સવાર ડૂબે,
બંધ દુકાને આળોટે બપ્પોર;
સાંજ તો આવે ત્યાં તો સરી જતી
ભર્યા વ્હીસ્કીના શ્વાસમહીં અહીં રાત તરે છે.

ખાલી થઇને પડી રહ્યો છે ચાંદ
નારિયેળીનાં અહીં ઊમટતાં વંન
અને અહીં ઊછળે છે દરિયો;
આ બન્નેની વચ્ચે સૂરજ
હજી નથી અવતરિયો;
દેવળના ડંકાઓ અહીંયા લથડે,–
—એને માફ કરી દો!

નગરજીવન ☐ કૈલાસ પંડિત
(ગઝલ)

બદલાતાં રોજ કેટલાં, સરનામાં, હોય છે,
મળવાનું આમ પૂછો, તો, રસ્તામાં, હોય છે.

મૃગજળની ઝાંય એટલે, અહેશમાં, હોય છે,
ભાગી રહેલા લોક સહુ, તડકામાં, હોય છે.

સંબંધ, એક લાકડી, ટેકામાં, હોય છે,
આખા જીવનનો થાક, અવસ્થામાં, હોય છે.

સૂરજ સવારે, ઊગતો, સાંજે, ઢળી જતો,
માણસ બિચારો, કાયમી, દ્વિધામાં, હોય છે.

ઝરણાંની જેમ, ફૂટતું, પાણી, એ શું હશે?
આંસુ તો કોઈ, આંખના, ખૂણામાં, હોય છે.

ક્યાંથી જડે, આ લોકને, રસ્તામાં, આમ એ!
આખું શહેર તો, કોકના, ખિસ્સામાં, હોય છે.

## શહેરમાં □ લલિત ત્રિવેદી

ક્યારે બની ને ક્યાં બની ઘટના શહેરમાં ?!
વૃક્ષો હતાં ત્યાં થૈ ગયા રસ્તા શહેરમાં !

ભીંતો ઉપરથી ઊખડી જતાં પોસ્ટરો સમા,
ઊગ્યા કરે છે અર્થ નવા મારા શહેરમાં !

ધારી જગાએ પ્હોંચવું મુશ્કેલ છે નહીં,
હરરોજ નીકળે નવા રસ્તા શહેરમાં !

તારી સમીપ કેમ કરી પ્હોંચવું હવે ?
આંખો મહીં ભર્યા ભર્યા રસ્તા શહેરમાં !

ચરણો વિનાની સફરની તો શ્વાસ જેમ ટેવ,
આંખો મીંચું કે પ્હોંચી શકું તારા શહેરમાં !

પાછા વળી જવાય તેવી શક્યતા નથી,
ક્યારે ભર્યાં, કેવા ભર્યાં પગલાં શહેરમાં !

## નગર : અડસઠમું તીરથ □ જ્યોતિષ જાની

ટોળું મળ્યું ટોળે
મોટે મોટે ડોળે
એક બીજાને ખોળે

ખોળતાં ખોળતાં
ભૂલું પડ્યું
ટોળે વળેલું
ટોળું

ટોળામાં એક ત્રિકમશી
માથે મોટું ત્રિપુંડ
ટોળાથી બીને ચાલે–
વચમાં ચાલે ભૂંડ

ભૂંડ વગાડે ભવાઈ
જોવા જેવી નવાઈ

ત્રિકમશીને કરવાં તીરથ
નગરવચાળે જઈને બેઠા
હરિઓમ્‌નો આવે રથ ?

ત્રિપુંડ ઉપર તડકો ખર્યો
અડસઠ તીરથ જઈને સર્યો !

(જય સચ્ચિદાનંદ)

અલૌકિક હતાં અહીં, નગર કૈંક સોને મઢયાં.
હતાં ભરતભોમમાં, અમર શિલ્પ વૈવિધ્યથી
સુસ્વચ્છ, અતિરમ્ય ભવ્ય પ્રભુધામથી કીર્તિત
ઊગી પુરવમાં કરી જગતનાથનાં દર્શન
વહે ઝટ પ્રવાસમાં નજર ઢાળવા દ્વારિકા
ત્યહીં કનકકોટના ચળકતાં કરી કાંગરા
જતો રસળતો પછે સૂરજ સાંજરે પશ્ચિમે.
સુવર્ણમય કાળ એ ભરતખંડમાં સ્વપ્ન શો
હવે નગર દેખવા, નગરમાં વસ્યાં ગામડાં
વિશાળ ધરતી હતી ફળફૂલે ભરી અન્નથી
ત્યજી પરમ શાંતિ સૌખ્ય ભૂલી ભાન ભેગા મળી
વહ્યા નગર બાંધવા ઝટપટે ત્યજી ગામડાં.
અસંખ્ય ત્યજી ભોમને, ભભક રોશની મોહમાં
વિશાળ ત્યજી ભાવના પરમ દૃષ્ટિ મર્યાદને
હવા નહીં ઉજાસ કે જળ ન શુદ્ધ પીવા મળે
જતી અરધ રાતડી, કંઈક પાછલી ષટ્ઘડી
ટીપાં ટપકતાં રહે જળ ભરાય ત્યાં ગાગરે
ન નીંદ, નહીં વાયુ સ્વચ્છ, નહીં પ્રાણને પોષક,
અરાઢ કદી એકવીશ મજલા મહીં માળીઆ
ત્યહીં કુકડિયા હજાર થકી ત્રે વધુ ઓરડા
શિરે છત રહે ફક્ત વ્હેંત બે વેગળી,
કુટુંબ કબીલો વસે, સતત ભીડ વાધે હજી.
વિશાળ પથરાયલી સુખદ ખેતની જે મજા
ઊગે સૂરજ દેખવો, મધુર રાતનો ચાંદલો.
હવે ગગનચૂંબતી ફક્ત સાંકડી જે ઊંચે
ઇમારત જતી ત્યહીં ગગન દેખવા શેં મળે?
કરે ઉપર આવ જાવ વળી બાળકો ખેલતાં
પુરે પિંજરમાં ચીસાચીસ થતી ચોદિશે

ધમાલ ઘૂમતી રહે, સહજમાં રડારોળની
નવા વીજળી પિંજરે રમત આ નવી જે મળી.
ચઢે ઉપર જોશમાં ઊતરતાં ધણાકો કરે,
હસે ગમ્મતમાં સહે વીજળી યંત્ર હોહાઠીઠી.

કદીક નદીને તટે કદી તળાવ પાળે ભરી
ચસેચસ જગા, મળે ન તસુ ભીડ ધક્કે ભરી
કરે ગલીપચી છૂંદી પગની આંગળી મ્હાણતો
નવા વજનદાર બુટ થકી ભારની લિજ્જતે
કદી ગણુગણે ભણાય નહીં શબ્દ ગાળે બગ્યા
જુએ અવરને કહે, કહીંક લોક સંબોધતો
વિના શરમ છેલ કો, અટકચાળિયા હૈં યુવા!
ઠઠેઠઠ બધે, ચઢે સહજ ચીઢ કયાં બેસવું?
નથી મિલન મેળ કે લગન કયાંક સંમેલન!

અનેક પલટા થયા અહીં નગરજીવને સૌ રીતે
રહેણાક નવી, વહીવટ નવો, નવજીંદગી
થતાં નગરની જીભે પલટ ત્યાં રસાસ્વાદમાં
ફરે નયન ચોગમે હળદી રંગ જોતાં લળે
ચટાકચટણી છીણેલ મિરચાદિની વાનગી
મરી લવણુ જીભને વિવિધ થાળ કે ખૂમચા
નિમંત્રણ કરે રસે સકળ જીભ – ઉત્તેજિત
પણે ઘરરસોઈના ફક્ત થેપલા શા ગમે?
અહો! ખમણ, ભેળ સેવ ભજીયાં, તળ્યાં પાતરાં
સુગંધ નવલી તરે વિવિધ સ્વાદ સંતોષતી
અનાજ તલ તેલ ઘી જણસ સર્વ દારૂ દવા
મળે અરધ ભાગમાં અસલ, ત્યાં ભળે મિશ્રિત
દવા અસલ જો મળે નસીબદાર માની રહો
બધે નકલ વેપલો મનુજને કરે નિર્બળો
થતી અવદશા બૂરી સઘનઘોર જયાં મેહુલો

રહે વરસતો પૂરો દિવસ રાત હેલી રચી
નવેસર થકી થતો વિવિધરોગમાં ઉત્સવ
બધા નગરમાર્ગમાં જળપ્રવાહ રોક્યા રહે,
વહે ગટરમાં નહીં; વરસતો ભયેં કીચડ
અને સકળ દેશમાં ખરજવા ગણો કેટલા !
વધે છ વધતાં રહે ઝરપતાં રહે રોગના
અનેક વિષરોગથી પરિપક્વ જંતુગણો
ગણ્યા નહીં ગણાય એ દૂષિત રક્તથી મિશ્રિત
મથે ભલભલી દવા કડક એ થકી ડામવા
પરંતુ ન વળે કંઇ જીવજીવાણું જીવ્યા જતાં
પ્રમાણ ઘટતું નહીં વિવિધ રોગ ફાલ્યા જતાં :
પડે મુશળધાર હૈં છમછમાવતાં ઝાપટાં
વહે ન જળ બહાર ક્યાં નગરમાં રૂંધાતા જળે
મળે ન ક્યહીં માર્ગ એ ગટર પ્રાણનો કુંભક!
અને નગરના વધે ખરજવા સદા પીડતા
સજીવ ખંજવાળ કીડ ખસ ખુજલી દાદર
દશા બગડતી રહે વરસ ત્યાં વધે વંશજો.

અને નગરમાં વધે ઉકરડા તણુ જે ઢગ
ત્યહીં નિકટમાં વધે મૂતરડી ભણી ગોખલી
અનેક જનની ક્રિયા લસલસે ફીણે ફેંફરા.
વધે જલપ્રવાહ તે નીતરતો જતો ચોગમ
ભલે ન અહીં મદ્યપાન પણ મૂત્રનો સંગ્રહ ગંદકી,
વિચિત્ર સૂચવે શિરેહ સહવાય ના ગંદકી,
વહી નસનસે ફરે શરીર સ્વાસ્થ્ય ખખાકળું
અનેક જીવજંતુની ખદગદાવતી આ ક્રિયા
નવેસર થકી રચે વિવિધ પંચભૂતો ભળી
ભર્યાં વરસનો રહે કિચડગંધ નિત્યે સડે
અહીં છે જનજનાવરો– વિવિધ હાડને પાંસળાં
ગરોળી વળી દેડકા ઉંદરડા તણાં ગૂંચળાં

મરેલ જીરમાં જીવે નવીન સૃષ્ટિ બિહામણી
અહીં નગરની ગલી, ઉભય સામસામી ખડે
વિચિત્ર રૂપ વાહનો, બળદ અશ્વ કે યંત્રના,
ભર્યાં મમત છાકથી સકળ માલિકો સર્વદા
ત્યહીં વગ નથી છતાં લગનમાંડવો છે રચ્યો,
અહીં લગનગીત, ત્યહીં વઢવાડ, વાજાં ભળે
અચાનક જમા થતાં સહુ સમાજના સેવકો,
જીવે ફક્ત એક ધ્યેય નિજ પક્ષને તારવા
વદે સકળસૂત્ર એ પરમ સત્ય સેવા તણા
મળે ન કંઈ દેશદાઝ હૃદયોપિ ત્યાં સ્વાર્થના
ભર્યાં ઢગ રહે બધે સતત કામ ક્રોધ ને લોભના
પછે તડતડે વિપક્ષબળનો ગણી આંકડો
અને હુવસબદ્ધ શ્વાન ઘુરઘુરાટમાં જે લઢે!
વઢે ઝગડતાં રહે ઉભય પક્ષના કારકો
મદ, ધનમદે, ફુલેલ ઇરખાળુ એ સત્તા થકી
અહિંસક કહે, છુરી કમર કે ખભે બંધૂકો
ભરી સહજમાં હણે વગરવાંક નિર્દોષને
અને નગર માર્ગ આ શબ થકી ભરે આ શૂરા
હવે નગરમાં વધે, નગર પાદરે, કો ખૂણા
રસાયન થકી ભરી નૂતન થાય સંશોધનો
નવા કસબથી રચે અણુપદાર્થ વૈજ્ઞાનિકો,
નવી વિષમઝેરની ઝરપતી હવાઈ ઊંચે
પ્રદૂષણ કહો, કરે હરણ તાજગી સર્વની
મનુષ્ય રગમાં વહે શરીરયંત્રને કોતરે
રસાયન જે રચે નહીં પુરાણના રાક્ષસો,
નિશાચર નહીં, ન જીન, નહીં દાનવી દૈત્ય કો
પરંતુ મનુ એકલો સકળ જ્ઞાન સંશોધને
રહે સતત શોધતો હરીફ શત્રુ ઉચ્છેદવા
અને હરીફ ને વળી મનસૂબો જુદો શો કરે?
પ્રયોગ કરતાં રહે ઉભય આંગણે ભિન્ન ના
ધરે હૃદય હોંસ બેય અણુબોંબને સ્ફોટવા.
કરું પલકમાં બધું ભસ્મ આગ જ્વાળા મહીં
પછી નગર શોધવા ક્યહીં જશે કિયો માનવી?

લોસ એંજલ્સ ☐ ઈલીયસી હિલે ☐ ઉત્પલ ભાયાણી

(અમેરિકન)

મોટી બહેનની જેમ તું રૂપાળી પણ નહોતી
અને વધુ રૂપાળી લાગીશ
એવી ક્યારેય અપેક્ષા પણ નહોતી,
તું તારી વિશાળ કાયાને મધ્યયુગના
વ્યવહારમાં ગોઠવી શકે
તોય પૂરતું હતુ.
ગૂંજી ઊઠે એવી નાની બહેનની જેમ
તું સોહામણી લાગે એવી પણ ક્યારેય
અપેક્ષા નહોતી
તારો લચી પડતો કટિપ્રદેશ–
તારા સૌષ્ઠવ અંગે એવું કશુંક હતું જે નાજુક નહોતું
તેની મુલાકાતે હંમેશા
સ્વપ્નિલ ઉમેદવાર આવતા
અને તું હમેશાં બારણું ખોલવા ગઈ હતી.
મોડી બપોરે
તને જે ચાલુ અને કદ્દાવર પ્રેમી મળી ગયો
અને, જેણે તને આખી રાત ગજા બહારનો પ્રેમ કર્યો
એ વિષે તેં કોઈને કહ્યું નહોતું અને
કોઈએ એવું ધાર્યું પણ નહોતું.

એક અવાજે (ગાઓ) ☐ જ્યોતિષ જાની

આ શહેર
માણસનાં ખંડિયેર !
( જોવાની કેવી લહેર )

(બંગાળી)

એક ને એક દિવસ તને નાગડું કરી
ટીંગાડી રાખીશ કલકત્તા
તારી કાંચળી ફાડીને જોઇશ
કયા રસાળ એપલથી મને ઉન્મત્ત કર્યો છે.
એક ને એક દિવસ તારી ખાલ–ચામડી ઊતરડી
ચાબૂક મારીશ, કલકત્તા
તેં જ મને બગાડયો છે કલકત્તા
કોરી કોરી ખાધી છે મારી નિષ્પાપ ભૂમિ
તેં જ મને ભ્રષ્ટ કર્યો છે કલકત્તા
છોતરાં ઉતારી ફેંકી દીધો છે શૂન્યમાં

હવે હું સમડીની જેમ ઊડતાં શીખ્યો છું
અચાનક ઝાપટ મારવાનું અઘરું કૌશલ્ય શીખ્યો છું.
હવે હું કરોળિયાની જેમ જાળ બીછાવી શીખ્યો છું.
સોનેરી માખીનું ખૂન કરવાની ઘાતકી નિપુણતાભરી રીત શીખ્યો છું
જો કે હું તો એક દિવસ માણસ જ બનવા માગતો હતો.

એટલું જ નહીં પોતાની બે આંખો ઊંચી કરી
અંધને માર્ગ કરી આપવામાં પણ
મને વાંધો નહોતો એક દિવસ!
નાગડું કરી ટીંગાડી રાખી
એક ને એક દિવસ તને ચાબૂક મારીશ કલકત્તા.

મારી ફ્રાઈલ્સના આકાશમાં
રોજ સવારે કાગળના ડૂચા જેવો
એક સૂર્ય ઊગે છે
અને ચંદ્ર તરફડે છે.
ચંદ્ર એકલો એકલો બબડે છે.
અહીં રાત પડતી નથી
અને દિવસ ઢળતો નથી.

સમુદ્ર
પથ્થરો પર માથું પછાડે છે.
અને
ઝીણુ ઝીણુ થઇને વેરાઇ જાય છે
—જાણે સમયનું પરચૂરણ હોય એમ

નસેનસમાં લોહી નહીં
પણ ટ્રાફિક વહે છે.
શહેરના રસ્તાનો કાર્ડિયોગ્રામ કાઢી શકે
એનું કોઈ મશીન ક્યાં?
અહીં
માણસનું હૃદય મીની
દેખાવમાં મેક્સી
જાણે આખું નગર
એક વૃદ્ધ તવાયફ.......
— ભાડે ફરતી ટેક્સી.

વંશ વગરનું નગર □ જગદીશ ચતુર્વેદી □ સુજાતા ગાંધી

[હિંદી]

કેટલા ભયભીત દેખાય છે બધા લોકો
છાતી પર હાથ બંધાયેલા, ગભરાયેલા જેવા,
નીચે માથે–
જાણે કે શૂળી પર (ગિલોટિન) ચઢાવાયા હોય.
નગરમાં કોલાહલ છે.
ઝેરી ધુમાડો આંખોમાંથી નીકળે છે
બધા પુરુષોએ ચીતરી ચડે એવા કાચબાઓની જેમ ખોળ પહેરી છે.
કરચલા – જેમ સંકોચાઈ રહી છે રતિક્રાન્ત યુવતીઓ
બુઝ ચેલા બલ્બની હારમાળા જેવું તીડનું ટોળું.
નપુંસકોની ભીડ
કોઈ હસે છે
કતારમાં નહીં નેપથ્યમાં
કોઈ થૂંકી રહ્યું છે
(પુરુષ નહીં, કોઈ બળદ હશે)
અહીં તો બધા ચહેરા પર નિરાશાનું પ્લાસ્ટર ચઢ્યું છે.
વંશવગરનાઓનું ક્રંદન!
મને લઈ જાવ
આ પોકળ નગરથી બહુ દૂર,
મારાં હાડકાં ગળી રહ્યાં છે
મારી જિંદગી ક્ષીણ થતી જાય છે
મારા છેલ્લા શ્વાસ ઘૂંટાઈ રહ્યા છે.
મને ઊલટી થઈ રહી છે.
અહીં કોઈ જ નથી....
....કોઈ નથી,
બધા છે કપાયેલાં ઝાડ
ક્લોરોફોર્મની ટ્યૂબમાં પૂરાયેલા ગભરાયેલા જેવા કીડા
અહીં કોઈ જ નથી,
કદાચ હું પણ
વંશ વગરનાઓનું એક પ્રેત છે–
શાપિત પ્રેત!!

લંડન, ૧૮૦૨ ☐ વિલિયમ વર્ડ્ઝવર્થ ☐ નૂતન જોશી

(અંગ્રેજી)

મિલ્ટન! તારે આ પળે જીવતા રહેવાની જરૂર હતી
ઇંગ્લન્ડને તારી આવશ્યકતા છે: એનામાં ખરાબી છે
અંધિયાર જળની, પવિત્ર સ્થાન, તલવાર અને કલમ,
ઘરસંસાર, બહાદુરીભર્યાં વિશાળ દીવાનખાના અને મંડપે
ખોઈ છે પોતાની પ્રાચીન અંગ્રેજ આત્મીય આનંદની
પહેરામણી. આપણે સ્વાર્થી મનુષ્યો છીએ;
અમને ઊર્ધ્વ દિશાએ લઇ જા, અમારી સમક્ષ પાછો ઉપસ્થિત થા;
અને અમને સદાચાર, સદ્‌ગુણ, મુક્તિ ને શક્તિ આપ.
તારું હૃદય તારલા જેવું હતું, અને રહ્યું અલિપ્ત;
તારો અવાજ સમુદ્રના અવાજ જેવો હતો:
પવિત્ર હતો સ્વર્ગની નગ્નતા જેવો, ભવ્ય, મુક્ત.
તેં પ્રવાસ કર્યો જિંદગીના સામાન્ય માર્ગે
આનંદમય ધર્મનિષ્ઠામાં; અને છતાં તારા હૃદયે
સાવ સામાન્ય કર્તવ્યો પોતા માટે સ્વીકાર્યાં

મુક્તક ☐ રમેશ પટેલ

આ નગરના લોકથી સાવધ રહો,
વ્હાલ થોકેથોકથી સાવધ રહો,
કોણ ટહુકે આ  અમારી ભીતરે?
હર્ષ જેવા શોકથી સાવધ રહો!

* કવિમિત્ર શ્રી 'અમર' બુલારીકરને અર્પણ

## સમૂહગીત ☐ સુરેશ દલાલ

મુંબઈમાં હું રહી રહીને થાકી ગયેલો માણસ છું
હું પૂરેપૂરો કરૂણ નથી ને ફિક્કું-ફિક્કું ફારસ છું

હું દોડતી બસની ટિકિટ છું
ને હું રેલવેનો પાસ છું
હું ટેક્સીનું મીટર છું
ને મર્સીડીસ - ડફાસ છું
ઈરાની હોટેલથી માંડી ફાઈવ-સ્ટારની સિફારસ છું
મુંબઈમાં હું રહી રહીને થાકી ગયેલો માણસ છું

હું જીવતો-જાગતો રસ્તો છું
ને ઢળી પડેલ હાથગાડી છું
હું બિયર છું ને વ્હીસ્કી છું
ને કન્ટ્રી છું ને તાડી છુ
છું છું તોયે કાંઈ નથી હું બુઝાઈ ગયેલું ફાનસ છું
મુંબઈમાં હું રહી રહીને થાકી ગયેલો માણસ છું

હું છાપું છું ને ટેલિફોન
ને ટેલેક્સ છું ને અફવા છું
હું રેડિયો, ટી. વી., એરપોર્ટ
ને ઝૂંપડપટ્ટી... અથવા છું
હું નટ વિનાનું નાટક છું ને સાવ નપુંસક વારસ છું
મુંબઈમાં હું રહી રહીને થાકી ગયેલો માણસ છું.

ઇથાકા □ સી. પી. કાવાફી □ ઉત્પલ ભાયાણી.
(ગ્રીક કવિતા)

જ્યારે તમે ઇથાકા તરફ પ્રયાણ કરો
બંદગી કરો કે તમારો પંથ લાંબો હોય
સાહસોથી ભરપૂર, શોધખોળોથી ભર્યોભર્યો
લેઇસ્ટ્રિગોનિનાસ*, સાયક્લોપ્સ*,
ક્રોધિત પોસાયડન*-- એમનાથી ગભરાશો નહિ.
જ્યાં સુધી તમારા વિચારો ઉમદા છે
જ્યાં સુધી તમારો જીવ અને તમારો દેહ
વિરલ ઉશ્કેરાટથી જાગૃત છે
ત્યાંસુધી એવી વસ્તુઓ તમારા માર્ગમાં નહિ આવે
લેઇસ્ટ્રિગોનિનાસ, સાયક્લોપ્સ
વિકરાળ પોસાયડન–તમારો એમની સાથે મુકાબલો નહિ થાય
સિવાય કે તમે એમને તમારી ભીતર જ લઇ આવ્યા હોય
સિવાય કે તમારો આત્મા જ તમારી સમક્ષ એમને ઊભા કરે.

બંદગી કરો કે તમારો પંથ લાંબો હોય
શક્ય છે કે એવી ઘણી ઉનાળુ સવાર હોય
જ્યારે તમે પહેલી જ વાર જોયેલા બંદરમાં પ્રવેશ પામો
શક્ય છે કે તમે ફીનીસીયનનાં બજારો આગળ અટકી પડો
અને સરસ ચીજો ખરીદો
છીપલા અને માણેક, તૃણમણિ અને અબનૂસ
વિવિધ પ્રકારનાં કામુક અત્તરો
તમારાથી શક્ય હોય એટલાં બધાં કામુક અત્તરો;
શક્ય છે કે વિદ્વાનો પાસેથી મળેલા જ્ઞાનથી
તમારી જાતને તૃપ્ત કરવા માટે
તમે સંખ્યાબંધ ઇજિપ્શિયન શહેરોની મુલાકાત લો
પરંતુ હંમેશાં ઇથાકાને મનમાં રાખો
ત્યાં આવવું એ જ તમારી નિયતિ છે

પણ પ્રવાસમાં સહેજ પણ ઉતાવળ કરશો નહિ
વર્ષો પસાર થઇ જાય એ તો બહેતર છે
જેથી ટાપુ પર પહોંચતા સુધીમાં તમે વૃદ્ધ થઇ જાવ
રસ્તામાં તમે જે પ્રાપ્ત કર્યું એનાથી જ સંપન્ન થતાં
ઇથાકા તમને શ્રીમંત બનાવે એવી અપેક્ષા પણ ન રહે

ઈથાકાએ તમને અદ્દભુત પ્રવાસ આપ્યો છે
એના વગર તમે પ્રયાણ કર્યું જ ન હોત
એણે હવે આ સિવાય કંઇ આપવાની જરૂર નથી

અને તમને એ દરિદ્ર લાગે તો
ઇથાકાએ તમને છેતર્યા છે એવું ગણાશે નહિ
ત્યાં સુધીમાં તમે એટલા અનુભવી
અને એટલા શાણા થઇ ગયા હશો કે
ઇથાકા એટલે શું એ તમને સમજાઇ ગયું હશે

---

*લેઇસ્ટ્રિગોનિનાસ – ગ્રીક પુરાણમાં એક જંગલી રાક્ષસ
*સાયક્લોપ્સ–ગ્રીક પુરાણમાં એક જંગલી આંખવાળો રાક્ષસ
*પ્રોસાયડન – ગ્રીક પુરણમાં સમુદ્ર અને અશ્વોનો દેવ

## મોહમયી ☐ ઈન્દુકુમાર ત્રિવેદી

નગરી આ તો હિંડંબાશી માયાવી કો રમણી રે
ગગન ભોંકતા આવાસોનાં પડખાં ડાબા જમણી રે
કહીં દેખાતી વરવી ઝાઝી કહીં દેખાતી નમણી રે
દિવસથીયે રાતે ચગતી મત થઇને બમણી રે
લખલખ વાહન-યંત્ર થકી તો ધમધમતી શી ધરણી રે
કરતી એ તો આઠે પ્હોરે કૈં જાતભાતની કરણી રે
સહેલાણીને લાગે જાણે નવતર સુખની ઝરણી રે
જેવી એને જોઈ જાણી એવી રે કંઇ વરણી રે

[ પ્રગટ થતા કાવ્યસંગ્રહ 'સંનિવાસ'માંથી ]

કેલિફોર્નીયામાં એક વિરાટ બજાર ☐ એલન ગીન્સબર્ગ ☐ ઉત્પલ ભાયાણી
(અંગ્રેજી કવિતા)

આજે રાતે હું તમારા શું વિચારો કરું, વોલ્ટ વ્હિટમન, કારણ કે
માથાના દુઃખાવ સાથે, પૂનમને સભાનતાથી નીરખતો
હું વૃક્ષોથી આચ્છદિત ગલીઓમાં ચાલ્યો જાઉં છું

મારા ભુખ્યા થાકમાં અને કલ્પનોની ખરીદી કરવા માટે
તમારી ગણતરીઓનું સ્વપ્ન જોતો હું રાતાં ફળોની મંડીમાં ગયો હતો

શું પીચનાં ઝૂમખાં અને શું અલ્પાભાસો! રાને ખરીદી કરતા
સહકુટુંબો! પતિઓથી ઊભરાતા વચલા રસ્તાઓ!

એવો કેડોમાં* પત્નીઓ, ટમેટામાં બાળકો!– અને ગાર્સિયા લોકો
તમે કલીંગરોની નીચે શું કરો છો?

મેં તમને જોયા હતા, વોલ્ટ વ્હિટમન, નિઃસંતાન, અટૂલા, વૃદ્ધ વેઠિયા
રેફ્રિજરેટરમાં માંસાહારની વચ્ચે ખાંખાખોળા કરતા અને
મોદીના છોકરાઓ પર નજર રાખતા

મેં તમને દરેકને પ્રશ્ન પૂછતાં સાંભળ્યા હતા: કોણે ડુક્કરનું માથું
કાપ્યું હતું? કેળાંની શું કિંમત? તમે મારા દેવદૂત છો?

ચળકતા ડબ્બાઓના ગંજમાં તમારો પીછો કરતો હું આમતેમ
ભટકતો હતો અને મારી કલ્પનામાં સ્ટોરના જાસૂસ દ્વારા
પીછો થતો હતો.

આપણા એકાકી તરંગમાં આર્ટિચોકને* ચાખતાં, પ્રત્યેક થીજેલું
માધુર્ય મેળવી અને કેશિયર પાસેથી ક્યારેય પસાર થયા વિના
આપણે અનેક દરવાજાવાળી ખુલ્લી પરસાળોમાં સાથે જ
આંટા મારતા હતા.

આપણે ક્યાં જઈએ છીએ, વોલ્ટ વ્હિટમન? એકાદ કલાકમાં
દરવાજા બંધ થાય છે આજે તમારી દાઢી કઈ દિશા ચીંધે છે?
(હું તમારા પુસ્તકને સ્પર્શું છું અને આપણી બજારની
કષ્ટદાયક યાત્રાનું સ્વપ્ન જોઉં છું અને નિઃસારતા અનુભવું છું.)

(*એવો કેડો અને આર્ટિચોક ફળનાં નામ છે)

## શહેર ☐ સી. પી. કાવાફી ☐ ઉત્પલ ભાયાણી

(ગ્રીક કવિતા)

તેં કહ્યું: હું કોઈ બીજા સ્થળે જઈશ, કોઈ બીજા સમુદ્ર પાસે જઈશ
આથી વધુ સારું શહેર શોધી કાઢીશ
હું જે કંઈ પણ કરું એ ખોટું પડવા જ સર્જાયેલું છે.
અને કશુંક મરી ગયું હોય એમ મારું હૃદય મારી અંદર દટાયેલું પડયું છે

ક્યાં સુધી મારું મન આ રીતે બળ્યા કરશે ?
જ્યારે જ્યારે હું પાછું વળીને જોઉં છું
મારી જિંદગીના કાળા પડી ગયેલા અવશેષો નજરે ચડે છે
અહીંયાં, કેટલાંય વર્ષો વીતી ગયાં– વેડફાયેલાં, સમૂળગાં નાશ પામેલાં

તને બીજું સ્થળ, બીજો સમુદ્ર મળશે નહિ
શહેર તારો પીછો કરશે
તું એ જ રસ્તાઓ પર ચાલીશ, એ જ પાડોશમાં ભિટરીશ
એ જ ઘરો તને ઘરડો થતો જોયા કરશે
તું અંતે તો આ જ શહેરમાં આવીશ
બીજે ક્યાંય શોધવાનું રહેવા દે

તારા માટે કોઈ જહાજ નથી, બહાર નીકળવાનો કોઈ રસ્તો નથી
અહીં, આ નાનકડા ખૂણામાં જેમ તેં તારી જિંદગી બરબાદ કરી
જગતમાં બધે જ હવે આમ જ તેં એનો નાશ કરી નાખ્યો છે.

અજાણ્યા નગરમાં ☐ રમેશ કૌશિક ☐ માલા કાપડિયા
(હિન્દી)

વૃદ્ધ માછીમારના
ક્ષત – વિક્ષત વ્હેલ જેવા
ઘવાયેલા અહમ્‌ને લઈને
હું ખોવાઈ ગયો છું
કાંગારુની જેમ
એક અંધારા અજાણ્યા જનાકુલ નગરમાં
અણુ અને પરમાણુ
વિઘટિત થાય છે
જેના ઘર-ઘરમાં
કોઈ પણ પ્રગટાવતું નથી દીવો

કારણ જ્યોતિવાહી હાથોને
મોકલી દેવાય છે
સાર્વજનિક વિદ્યુત-શબ-દાહ ગૃહ માટે
લાગે છે કે અહીં
અંધકારનો કાળો સમુદ્ર
હજી થશે ગહનતર
ડૂબી જશે આખું નગર
પરન્તુ માછલીઓ પર શું થશે અસર
પાણી ઊંચું જાય
સો મીટર હજી જો ઉપર

વિવિધ વિષયોનું નગર ☐ નૂતન જોશી

ઘડિયાળના બાર આંકડા
મારા નગરની ભૂગોળ છે.
ટી. વી. માં અપાતા ન્યૂઝ
બે મિનિટ પહેલાંનો ઇતિહાસ છે.
કેલક્યુલેટરમાં થતા હિસાબ
મારા નગરનું ગણિત છે.
કોમ્પ્યુટર થકી મેળવાતા જવાબ
મારા નગરનું વિજ્ઞાન છે.
એરપોર્ટ પર થતી મધુરી એનાઉન્સમેન્ટ્સ
મારા નગરનું અંગ્રેજી છે.
રોજિંદા અનુભવો,
મારા નગરની લાગણી છે.
જે રોજ મરે છે ને રોજ દફનાવાય છે
એક જ કબરમાં.

ખોવાયેલું નગર ☐ ઇન્ગ્રીડ જોન્કર ☐ નૂતન જોશી
(આફ્રિકન)

વરસાદમાં વહી ચૂક્યા છે
દૂરના દિવસ અને એક વૃક્ષનાં ફૂલ
તથા પ્રભાતને ભરી દેતા કબૂતરોવાળું ખોવાયેલું નગર

મારા હાથ હતા એક નાની ખિસકોલી
શરમાવામાં ચપળ પરંતુ
દૂરનાં દિવસ અને ખોવાયેલા નગર માટે સજ્જ

બધા લોકોમાંથી તમારું આગમન થયું છે.
સરળ સ્મિત સાથે
જાણે કે લાંબી મુસાફરીએથી આવ્યા છો
અને વરસાદ જે વહી ચૂક્યો છે
મારા અંગોને આલિંગી સ્વયં પામ્યો છે હૂંફ
ધુમાડા અને ફિક્કી પીળી માટીનો વરસાદ

તમારા સ્વચ્છ ધોયેલા હાથની ગંધ પ્રસારે છે
હૂંફાળાં કબૂતરો અને
આકાશનો ખુલ્લો કેસરી ખસખસનો છોડ.

ફળ ☐ જયન્ત પાઠક

ન ગળ, મૂરખ ન ગળ–
કહેતું રહ્યું નગર
ને
અમે તો ગળી ગયા
આખેઆખું ફળ !
સેતાન–
જોયા કરે ટગર ટગર !

## સામ્ય-ભેદ ☐ નૂતન જોશી

મારા ખુલ્લા ઘટાદાર વાળ જેવું
શહેરી આકાશ
પણ,
મારા વાળની સુંવાળી ખુશ્બૂ એમાં
કદી મહેકે નહીં.
મારી નરમ, પોચી હથેળી જેવી
શહેરી ધરતી
પણ,
મારી હથેળીની ગુલાબી ઝાંય એમાં
કદી છવાય નહીં.
મારા મીઠા મધુરા સ્મિત જેવા
શહેરી મેદાન
પણ,
મારા સ્મિતનો અંકુર એમાં
કદી ઊગે નહીં.
મારી કાળી ઊંડી છલકાતી આંખો જેવો
શહેરી વિસ્તાર
પણ,
મારી આંખોના અથાગ ઊંડાણનો મર્મ એમાં
કદી ઉકેલાય નહીં.

## શહેર ગીર ☐ ફિલિપ ક્લાર્ક

મધ્ય રાત્રીએ
'ઝૂ' માંથી
સંભળાતી
સિંહની ગર્જના
ધીરે.... ધીરે...
ફેરવાઈ જતી
એન્જિનના
અવાજમાં....

અશાંત ગલી ☐ જ્હોન ગૉઉલ્ડ ફ્લેચર ☐ માલા કાપડિયા

(અમેરિકન)

દિવસે અને રાત્રે આ ગલી બેચેન છે;
પાછળ ટમટમતા લાલ દીવાવાળી બસો,
ચમકતી આંખોવાળી ટેક્સીઓ,
એનું કદરૂપાપણું છુપાવતી દોડે છે.
પૈડાંના ચીલાથી એની પર પડી છે કરચલીઓ,
ટ્રાફિકથી એના પર શીળીનાં ચાઠા જેવા ખાડા
પડ્યા છે,
એની પાસે સૂવા માટે સમય નથી.
મકાનોની વચ્ચેના આકાશ તરફ જોઈ
જૂની પુરાણી મુદ્રાકિંત લેખડને યાદ કરી એ
નિસાસા નાખે છે.
અને ક્યારેય એક શબ્દ પણ બોલતી નથી.

વરસાદી રાત્રિઓમાં
એ આછી ચમકે છે:
સાપની ઠંડી નિસ્તેજ કાંચળી જેવીઃ
અને એની ઉપર ઝળુંબે છે દીવા
કાળી ડાળી પરનાં ભૂરાં - સફેદ મૃત્યુપુષ્પો જેવા.

નગર ☐ પ્રવીણકુમાર રાઠોડ

તાકેલી બંદૂક છે ને છે નગર
હોઠ સહુના મૂક છે ને છે નગર
સરઘસો, હડતાલ, હુલ્લડ, કર્ફ્યુ
પ્રશ્ન તો નાજુક છે ને છે નગર

કુમારી કન્યાને રહેલા
પરિવાર અળખામણા ગર્ભ જેવી,
આંખની કણી જેમ ખૂંચતી હતી
મ્યુનિસિપલ કોર્પોરેશનને
નદીકાંઠાની એક સાંકડી
ને અસહીસલામત નધણિયાતી
પટી પર વિસ્તરેલી
તે કંગાળ ઝૂંપડપટ્ટી

એક સવારે
એને તોડી પાડવાની
નોટિસ સાથે આવી ઊભા
મ્યુનિસિપલ કર્મચારીઓ

ઝૂંપડામાંનાં સ્ત્રી-પુરુષો
ગયાં હતાં મજૂરીએ;
પાછળ રહ્યાં હતાં
મૂઠીભર અપંગો, વૃદ્ધો
ને બાળકો.

તેમની આજીજી, કલ્પાન્ત,
બાળકોનાં ડૂસકાં—
કશું કશું જ સ્પર્શ્યું નહિ
કાયદાના એ રખેવાળોને;
ને એમના મજૂરો મંડયા
સહેજ ધક્કો લાગતાં
જમીનદોસ્ત થઇ જાય એવી
એ ઝૂંપડીઓને તોડી પાડવા.

ત્યાં એકાએક
ભયસૂચક સાયરન!

ચેતવણીઓ ઉપર ચેતવણી!
પૂર આવે છે પૂર આવે છે—
બેઉ કાંઠે સંભળાતી કારમી બૂમ-
કપડાં ધોતા ધોબીઓની
જીવ બચાવવા નાસભાગ,
ઝૂંપડપટ્ટીમાંથી નાસવા અશક્ત
અપંગો, વૃદ્ધો ને બાળકોની આવતી ચીસ
ને ગર્જના સાથે ધસી આવતા ઘોડાપૂરથી
બેઉ કાંઠે જોતજોતામાં
છલોછલ થઈ વહેતી થયેલી
ગાંડી બનતી નદી.

જોઈ રહ્યા
નદીની એક ઊંચી ભેખડ પરની
સુરક્ષિતતામાંથી
નગરના રખેવાળો
તણાઈ આવતાં ઢોરઢાંખર
જનજનાવર ને ઝાડઝાંખરાં
ને ઝૂંપડપટ્ટી પર ફરી વળ્યાં
ઘૂમરી ખાઈ ડહોળાતાં
મટોડિયાં પાણી.

ત્યાં લલાટ પરના
તાજા ચાંલ્લા ને અક્ષત સાથે
રૂઢિસાધ્યાં બંધનોમાંથી
મુક્તિ મળ્યાનો આનન્દ લૂંટતું
આવી ચડયું એક પ્રણયી યુગલ,
ને બેઉ કિનારા પરના

રળિયામણા બગીચાના
એક બાંકડા પર.

નદીનો વિશાળ પટ
ને હિલોળા લેતાં મોટાં મોજા જોતી
થનગનતા હૈયે બોલી ફિયાન્સી*
"ઘડી પહેલાં
કેવા હતા એકબીજાથી છેટા
અને અલગ નદીના બેઉ કિનારા !"
તે આગળ બોલે તે પહેલાં
બોલી ઊઠયો તેનો ફિયાંસ-
"હા, તે હવે કેવું પામી રહ્યા છે
તે ઐકય આ પૂરથી !"-
બોલી ફિયાન્સી- "જેમ
બની રહ્યાં છીએ આપણી
પ્રણય-ભરતીમાં આપણે
બેમાં એક !"

ને

તેના ફિયાંસે તેનો ગૌર નાજુક કર
હાથમાં લઈ નાખી નજર
ઘૂઘવાટ કરી રહી જતા ઘોડાપૂર પર-
ઘડી પહેલાં હતી જ્યાં તે
ઝૂંપડપટ્ટી.

---

* ફિયાન્સી – વાગદત્તા

આગળ વધો ☐ વિલિયમ પ્લોમર ☐ માલા કાપડિયા

પુલોની નીચે તેમણે સંભોગ કર્યો, શૈયાવિહોણા,
અને એન્જિનની સીટીએ તેમનું લગ્નગીત ગાયું,
અચાનક વેધક આંખોએ જોયા એમના ચહેરા લગોલગ,
પોલીસોએ તેમને કહ્યું આ અપરાધ હતો,
અને જ્યારે તેઓ જાહેર બગીચાની બેઠકો પર સૂતા
ત્યારે તેમને કહ્યું, 'બગીચામાં ઉપાધિ ન કરો.'
ભિખારીઓ, પોલીસની માફી માગતા,
બોલ્યા, એમને થયું કે એ અંધારા પછી–

આ સાંભળીને કાયદો ગુસ્સે થયો અને ફરમાવ્યું
ગુનેગારો જે કાયદાનું અપમાન કરે તે શેતાનો છે,
એ પર તે પ્રેમીઓ ફક્ત ઊભા રહ્યા અને તાકયા કર્યું;
જે તેઓ કરે, કારણ કશો દુષ્ટ ઇરાદો તો તેમનો નહોતો;
'આગળ વધો', કાયદાએ કહ્યું. તમાશો નિવારવા
તેઓ આગળ વધ્યા. અને આ રીતે આપણે
આપણાં શહેરો સ્વચ્છ રાખીએ છીએ.

☐ પ્રવીણા જોશી

કુંવારી માતાના બાળકની જેમ
કોણ મને
આ શહેરના પગથિયે મૂકીને
ચાલ્યું ગયું હશે ?
આંસુના આકાર જેવું આ શહેર
માદળિયું બની લટકી રહ્યું છે
સૌના ગળામાં !
આમ તો—
આ શહેર વિશે
થીસીસ લખવા જેવી છે પણ
બે અંતિમો વચ્ચેના
એનસાયક્લોપીડિયામાં હજુ મને
જિંદગી નામનો શબ્દ જડયો નથી.
બ્રેન હેમરેજમાં ગુમાવેલી સ્મૃતિઓ
પર ટકી રહેલું આ શહેર
મ્યુઝિયમમાં સાચવી રાખવા
જેવું થઈ ગયું છે !
મને જરૂર છે
એક આંગળીની
કે જે
દોરીને લઈ જઈ શકે મને
મારાં ગામડાં તરફ !
અહીં ફેલાયેલાં ધુમ્મસને ભેદી
મારે મારા ગામડા સાથે
હસ્તધૂનન કરવું છે !
આંગણામાં રમતી નિયતિ
ક્યારની બૂમ પાડી રહી છે :—
"કોઇનું કઇ ખોવાય છે ?"
ને અચાનક
હું મૂંગી થઈ જાઉં છું !

મુંબઈ □ મેલિનિયા સિલગાર્ડો □ અભિજિત જોષી

(ભારતીય – અંગ્રેજી)

તું પશુની જેમ હાંફે છે

તારા સ્વાભાવિકતાથી ગોઠવાઈને ભેગા થયેલા ટાપુઓને
કોઈ કાળો ઇશ્વર
અસ્થિર અસમાન મનુષ્યોને તારા એક ખૂણે ગોઠાવીને
તારી કમ્મરે લાત મારી વિભાજિત કરે છે.

તેઓએ તારી કોન્ક્રિટ-દાંતની ક્ષિતિજ બાંધી છે,
લાતો વડે એને અર્પણ કરી છે
એમના દેવોને
તેઓએ કાગળનો ચંદ્ર ચોંટાડી દીધો છે
તારા કાર્બનના બનેલા આકાશમાં.
તારું ભવિષ્ય દસ માળની ઊંચાઈએ
અને ભૂગર્ભમાં વહેતી ગટરની પાઈપોમાં ઘસડાઈ રહ્યું છે.
ઘણાં બિનઅધિકારે જીવે છે,
તેઓનાં બાળકો ચૂસણી ચૂસે છે,
અને અંગૂઠાનું હાડકું ઓગળી જાય ત્યાં સુધી, રંક બાળકો અંગૂઠો ચૂસે છે.

અને મુંબઈ, તારા વિષમ કિનારા સાથે
જ્યારે જ્યારે સમય આવશે ત્યારે તારી ભીતર
દરિયાને તારામાં ધસી આવવા દેજે.

ત્રણ કૃતિઓ ☐ ઉશનસ

૧. શહેર એ તો

'શહેર' એ તો
'સહરા'નું બીજું નામ
કાનાવગરનું;
સહરાના અફાટ મૃગજળમાં ચંચળ
પ્રતિબિંબિત આભ સી, અસ્વચ્છ
નામ 'શહેર' વંચાય
પણ થોડુંક આમતેમ ચલિત, હાલી ગયેલુ
'સહરા'મા.

૨. સોસાયટીમાં ઘર

સોસાયટી, લગભગ એન્ટીસોશ્યલ;
અહીં બધીને પરસ્પરતા ઘટી ઘટીને
અશેષ મટી જવા પ્રતિ....
એન. એ. થવા પૂર્વે અહીં એક વાર હતું કોઈ વૃક્ષ,
હતું ઘાસ,
ઘાસની લીલી ખુલ્લાશોની ને આકાશ;
આકાશી ખુલ્લાશોની કઈ ભીતિ, કંઇ પ્રીતિ
એટલે પછી ઉઘાડ વાસ, ઉઘાડ વાસ
આકાશની; પછી....
છતો અને ભીંતો, છતો અને ભીંતો....
—ઈંટો ઈંટો ઈંટો....
પ્રકાશની પ્રીતિ, આકાશની ભીતિ;
ભીતિ પ્રીતિ, પ્રીતીભીતિ: ચીંચી અને તીતી
ઇતિ ઇતિ ઇતિ..
બારણે બારી.... બારણે બારી
આવી ગઈ લોખંડની જાળી; ગ્રિલ....
સમષ્ટિ વચ્ચે-સમસ્તના સંદર્ભે
ઓછીને ઓછી થતી અસ્તિત્વની રોમાંચક ગ્રિલ....

### ૩ નાગરિકાનો પ્રેમ

તું તો નાગરિકે, સોસાયટીની કન્યા;
અને વન્યા મારી પ્રીતિ.
હું તો વગડાઉ કણ્વાશ્રમનો કોઈ આદિવાસી,
બહુ બહુ તો વૃક્ષ; તારે બારણે ઊગવા ઉત્સુક
તારા બંધ બારણાના ગગનચુંબી ફ્લેટમાં
બધું જ ફ્લેટ સપાટ ચોરસ સ્કવેર ફીટમાં
તારું હૃદય સુદ્ધાં અનબ્રેકેબલ....
ચોરસ ભીંત જેવું જ ચણેલું સખત સિમેન્ટમાં,
મારા ઘાસનું તણખલુંય ના ઊગી શકે એની
પૂરી કાળજીવાળું;
તારા થડકારાય પાલતુ,
તારી પલક પણ ફાલતુ. પ્લાસ્ટિકની....
તારો ચહેરોય બંધ કમાડ જેવો જ જડેલો
ચોરસ,
તારી આંખ પણ બારણામાં જ મૂકેલી
તે આંખ જેવી જ શંકાશીલ ઝીણી, નીરસ;
હું તારે બંધ બારણે, બહાર આગંતુક;
મને જુએ તારી આંખ મૂક
કંઈ પ્રેમે–વ્હેમે, – વ્હેમે–પ્રેમે....
જાણે બધું જ પેલીપાર ને પાર પડી ગયેલું
અનુત્સુક વિલંબ.... વાર....
દ્વાર ખૂલે નહીં કેમે....

## માટી, કાળું ગુલાબ ને ત્રીજી આંખ ☐ ઇન્દુ પુવાર

મારી પાસે એક મુઠ્ઠી માટી છે.
આ માટીમાં પાણી નાખી નાખી હું મસળી રહ્યો છું.
માટીને મસળવાનું ગમે છે મને
માટી મસળાતી મસળાતી વાગે છે મને ઠક ઠક ઠક
આ માટીનો અવાજ નથી
મારી અનુભૂતિએ ઉછીનો આપેલો અવાજ છે.
માટી અવાજલેસ છે છતાં વાગે છે અથડાય છે
પછડાય છે ચૂરેચૂરા થાય છે.
માટીને હું રમાડું છું.
ના, માટી મને રમાડે છે
મારા આખા શરીરે રગદોળાય છે
મારા એકાંતને ટેકો આપે છે
મારી મૂંછોને રંગ આપે છે
આંખોને અંગ આપે છે
જીભને જંગ આપે છે.
લંગડી રમવાનું મન થાય એટલે લાલ બસની
લાઇટના ઝગઝગ બે ઝગારા મારી આપે છે.
નાગણો વનમાં વિલાપ કરે છે
કાળી નાગના મસ્તકે રહેલી
ઝેરની કોથળીમાં કાળું ગુલાબ ધીમે ધીમે ત્રીજી આંખ
ખોલે છે.
હું માટીમાં આંગળી નાખું છું સ૨૨૨૨ક કરતીકને
ઊંડાણમાં છોડ રોપાઇ જાય છે પછી ફૂલ આવે છે
આખો એક બગીચો મારી સગવડ માટે માટી મને
ઉગાડી આપે છે.
હું બગીચામાં બાગેશ્વરી ગાવા માંડું છું.
મારા આખા ઓરડામાં હું એકલો છું

પંખો એકલો છે
રેડિયો વાગે તોય એકલો છે.
ચોપડિયો ઘણી બધી હોવા છતાં એકલી છે ખચોખચ
ખીચડી જે ખાઇ રહ્યો છું એમાં અનેક કણો છે ખચોખચ
તોય એકલા બિચારા !
ખવાતી ખીચડીમાં દૂધ
દૂધમાં પાણી
પાણીની સાથે માટી મસળાતી મસળાતી
હું માટીમાં ટપકું છું આકારલેસ છું અવાજલેસ છું
ગતિલેસ છું ટપકું છું
હું એકલો નથી માટી મારી પાસે છે હામ છે હિંમત છે
લાગે છે કે જીવનની કોઈ કિંમત છે એ ભાઇ પરચૂરણની
તંગી છે છૂટા પૈસા આપો !
કાપો જો મને તો લોહી ના નીકળે
નીકળે બસ માટી મસળાયેલી મસૃણ મસૃણ
મારી માટીના પર્વતો છે મસૃણ મસૃણ
મારી માટીની ખીણો છે મસૃણ મસૃણ
એમાં વચોવચ છે કાળું ગુલાબ, ત્રીજી આંખ ખોલતું મસૃણ મસૃણ
આ કાળું ગુલાબ એટલા માટે કહું છું કે એની વ્યાખ્યાની ખબર છે અને
ત્રીજી આંખનો ચોક્કસ એક અર્થ છે મારી પાસે મસૃણ મસૃણ
નાગણો વનમાં વિલાપ કરે છે
કાળીનાગના મસ્તકે રહેલી ઝેરની કોથળીમાં
કાળું ગુલાબ ધીમે ધીમે ત્રીજી આંખ ખોલે છે મસૃણ મસૃણ
જ્યારે ઈમેજીનેશન ઓવરફ્લો થાય ત્યારે મેં ટરબંધ કરવાની જરૂર નથી
ભલે ઓવરફ્લો થાય/માટી પલળશે/મસળાશે/બગીચો ખીલશે
હું બગીચાનો માળી છું/રક્ષણ કરું છું
ઘણી વખત આખો બગીચો ચોરાઈ ગયો છે/પાછો આવ્યો છે/ચોરાઈ
ગયો છે મસૃણ મસૃણ
પંખો એકલો એકલો ભલે ઓવરફ્લો થાય

ચોપડિયોમાં અક્ષરો ઓવરફ્લો થઈને મારા પગની પાનીએ સ્પર્શે છે
ને ખીણમાં રસ્તો થઈ જાય છે.
'ટેન કમાન્ડમેન્ટ્સ'માં સેસીલ બી ડમીલે સમુદ્રમાં રસ્તો બતાવ્યો હતો
રસ્તાની આસપાસ સમુદ્ર ઓવરફ્લો થતો હતો તે સમયે
હું સ્કૂટર ચલાવતો હતો
ને મારી પાછળની સીટ પર બગીચો ઓવરફ્લો થઈને મને વાગ્યા કરતો હતો.
'હતો' ક્રિયાપદ અહીં વાકયરચનામાં ફીટ થવાના કારણે મૂક્યું છે
બાકી 'છું' કે 'છે'માં રસ પડે છે એવો રસ કમળાની બીકે પીવાતો નથી.
તો સજ્જનો! કવિતા લખવાની છે એટલે કોન્ટેમ્પરરી મૂલ્યો સાચવવા
કમળો અંદર આવી જાય છે
પણ માણસને પીળા પડી ગયે કંઈ કેટલાંયે વર્ષો વીતી ગયાં છે
એટલેસ્તો માટીને મસળવાની વાત છે.
હું ટાઉન હૉલના બાંકડે એકલો બેઠો છું
આમ જુઓ તો લાઈનમાં આખું અમદાવાદ બેઠું છે
અમદાવાદ કોઈક પ્રસંગ ઊજવી રહ્યું છે/ઠાઠ ભપકો એજ છે/વાતો ચાલે છે
આંખોમાં લાલ બસની લાઇટના ઝગ ઝગ ઝગારા વાગે છે
યદૃચ્છા વ્યાપારમાં હું બીડીને દબાવી દબાવી હોલવી રહ્યો છું
જોઈ રહ્યો છું દબાતી ઍસને
ઍસ આકૃતિલેસ છે અવાજલેસ છે ગતિલેસ છે
તોય આકાર આપી દઉં છું ટેબલનો/સામેની ગેલેરીમાંથી થતા ઈશારાનો
અથવા મનના મહેલના ઝુમ્મરોમાં દીવા સળગે છે એની જ્યોતનો
માટીનું કામ સળગાવવાનું છે/સળગાવશે તમને/પાણી પવન પ્રકાશ સાથે ભેળવશે
ને છેલ્લે કહી દેશે તમારા સમયને કાળું ગુલાબ ફૂટયું છે
એની ત્રીજી આંખમાં હું વનમાં વિલાપ કરતી નાગણોને વિલાપ
બંધ કરવાનું ફરમાન કરું છું
કાળીનાગ મારો રાજ્યાભિષેક કરી ઝેરની કોથળી ભેટ આપી દે છે
હું કાળા ગુલાબમાં મારી માટી ટપકાવી દઉં છું ટપ ટપ ટપ
બસ ત્રણ વખત કારણ કે એને ત્રીજી આંખ છે.
હું આ લખી રહ્યો છું ત્યારે પેનનો રંગ પણ કાળો છે
એમાંથી લખાતા અક્ષરોનાં અંગ પણ કાળાં છે
તમે વાંચી રહ્યા છો ત્યારે તમારી કીકીનો રંગ પણ કાળો છે

માટે હે કાળા નગરનાં કાળાં નગરજને કાળા ગુલાબનો રંગ પણ કાળો છે
હું કાળા માથાનો માનવી ઢંઢેરો પીટું ને હું ઢંઢેરો સાંભળું, એવું છે.
માણસ મર્યાદાલેસ છે એમ કહેતાં વાગે છે ઠેસ કે
હું આંખોમાં માટીનાં પૂમળાં મૂકી દઉં છું, હાશ ઠંડક થઇ!
શું થાય કમળાનાં કારણે પાણી ઠંડું પીવાતું નથી
જેથી થમ્સ અપ પીને ચલાવી છીએ
મારી માટી જે ફેન્ટસી આપે છે એને ફૂલ લગાડવાનું કામ હું કરું છું
કાળીનાગ મર્દનનો અધ્યાય માટી મારી તરફ ફેંકે છે
હું ઝીલી લઉં છું / થેંક યુ એમ બોલું છું / તમને બધાને.સોરી કહું છું
ભાષા ભાડૂતી બાઈ છે ભાડું આપો ત્યાં સુધી તમારી પાસે પછી બીજાની પાસે
મારો અવાજલેસ અવાજ વાયરલેસમાં ટીક ટીક ટીક ટીક થયા કરે છે
છેલ્લે આટલું કહેવાનું કે હું સ્કૂટરને કીક કીક મારું છું
પછી જે થવાનું હોય તે થાય મારા વાલમા / દમદાટી આપે માટી.ભલે આપે
એના મસ્રણારણાના સ્વાદને ચાહું છું તેથી થોડીક થોડીક વારે
હું જીભ ફેરવ્યા કરું છું
આ જે લખી રહ્યો છું એને એક મોટો અર્થ આપી શકાય
વિધ્ વિધ્ ડાયમેન્શન દઇ શકાય
Complexity/Modernity/ Absurdity/Reality/Clarity/
ખૂબી લિટી / રસની અનુભૂતિ / જીવન /
નળમાંથી ટપકતા પાણીને જોવાનું વિસ્મય / રોમાંચ / રોમાન્સ
માટી માટી માટી બસ સાચી છે એ જ મારી માટી માટી માટી
છેલ્લે એક ફૂંદડી / એક કાલાતીત વાક્ય–
અર્થોની ઠાઠડી બંધાઈ ગઈ છે
ઊંચકનારાઓમાં મારી સાથે મારી ત્રણ પેઢીના પૂર્વજો/અનુજો
તૈયાર રહેજો હાઓઓઓ....
સજ્જનો ને સન્નારીઓ!
હું કશું કરી શકવાને શક્તિમાન નથી.
હાઈવે પર સ્કૂટર એકલું મૂકી મૂતરી શકતો નથી
બોલો આવાજ દો હમ એક હૈં / કહતે હૈં કિ હમ નેક હૈ
પૂર્ણ વિરામ એટલે ટપકું / ટપકું એટલે?
કોઈ પૂછશો નહીં હાઓઓઓઓ.

## અંધકારના હાથ ☐ ભબેન બારુઆ ☐ કિશોર શાહ

(આસામી)

રાતના આસપાસના રસ્તા પર
ગીતના ભટકેલા લય જેવો
તારા હાથનો સ્પર્શ
થીજાવી મૂકે એવી ઠંડી જેવો.

તારા હાથનો સ્પર્શ
કુત્તાના દાંતની વચ્ચે
જકડાયેલા ચામડાનાં ચીથરા જેવો

તારા હાથમાં
પીળાં પાંદડાની ધ્રુજારી
તારા હાથમાં
પવનથી ભાંગતા કાચનો અવાજ

સમુદ્રના ભયભીત ભૂરો ધ્વનિ
ઊતરે છે ઢળે છે તારા હાથ પર
અને મારા શરીર પર ફરી વળે છે

કાંટાળા તારની વાડમાં
મારા એકાંતના જોજનોમાં
કેવળ પવનનો અવાજ
કેવળ પવનનો અવાજ

ભૂરાં જળનાં વિસ્તારમાં
સાપના શ્વાસ દ્વારા
તારા હાથમાં
મૃત્યુ વિહોણી નિદ્રાનાં કમળો ખીલે છે

કાંટાળી તારની વાડ પર
ચાંદની ચળકે છે.

વગર કાવ્ય મુજ, શું ના નીકળે નગરકાવ્યનો અંક?
સંતાડે મ્હોં વાત સાંભળી મુજ કવિતા તો રંક.

નગરકવિતા ! લાખ જીભથી પૂરી ન જે કહેવાય
કોટી કોટી કલમ-કાગળે પણ જે લખી ન જાય.

ખાપડી મારીને તો ના આવડતું હરવું ફરવું
નગર વિશે અથડાતી, એને લાગે અડવું અડવું.

ગણુતાં ગરબંડ થાય, ઝટાપટ અલોપ વાહન થાય
ચંચલ ચ્હેરા ઝમાક દીવે અધકૂકા વંચાય.

રસ્તા-ઉપર સ્વર્ગ ભણી ને પતાળ પેઠા જાય
કયાંના કયાં નીકળે ! અક્કલને અચરજ મોટું થાય.

ડુંગરથી ઊંચેરાં અદ્ધર મકાન જોતી જાય
ખખોલખોઠાંની ના વૃત્તિ-પ્રવૃત્તિ પરખાય.

ભરચક રસ્તે ભોળી કોકને પઢ દઇને પૂછે :
કોણ પડ્યું પાછળ તે દોડો ? હાથ પસીનો લૂછે.

ઉત્તરમાં અવકાશ; નગર તો કયાંનું કયાં જૈ પૂગે !
એક આથમે તે પહેલાં તો સો સો સૂરજ ઊગે !

મનમાં મનમાં કહે કવિતા : આ ખાવું-ખટપટવું-
એથી તો ભૈ ભલું સપૂચું માણસમાંથી મટવું.

નગર કવિતા થૈને મારે આ જોવું આ કહેવું ?!
તેનાથી તો ભલું વગર કવિતા થૈ સુખ્ખે રહેવું.

કોઈ પણ એક નગર અથવા અમદાવાદ ☐ માધવ રામાનુજ

જળ રે વહેતાં પાતાળે ગયાં....
જળ રે પાતાળે જઈ વહેતાં રહ્યાં,
નદીમાં વહેતું રે હવે ઘાસ,
રેતી ચણતરમાં ચણાઈ ગઈ,
ઉપર ઊગ્યાં રે આવાસ....
વસેલા નગરમાં વસતું માનવી!

પંખીડાં વિનાનાં ખાલી પાંજરાં,
ઝૂલે કાંચ વડલાની ડાળ,
છલોછલ સરોવર સમણાનાં ભર્યાં,
કાંચ ચીતરેલી પાળ....
–ભીંતે ઝૂલે રે ત્રણસેં સાઠ દિ!

ભીંતે ઝૂલે રે ત્રણસેં સાઠ દિ,
લાલ લાલ રજતઉંનાં આંક,
પાળી બદલાતી સગપણની અહીં,
ઘડી–પળ બની બેઠાં રાંક....
–કલરવનાં બાંધ્યાં કોલબેલ બારણે!

કલરવનાં બાંધ્યાં કોલબેલ બારણે,
માપસર ફરકતું સ્મિત,
બાંધી રે વેળા ને બાંધી લાગણી,
અદ્‌ભુત ઉમળકાની રીત....
વસેલા નગરમાં વસતું માનવી!

ઊંડી રે પોળો ને ઊંડા ઓરડા,
એથી ઊંડા જીવતરના ઘાટ,
દહેરે, દરગાહે, મંદિર ચોકમાં
દોમદોમ ભગતીના હાટ....
–મસાણે મૂરતિ મીરાંબાઈની!

મસાણે મૂરતિ મીરાંબાઈની, *
બાગમાં મળે પ્રેમી જીવ,
ક્યાંકથી દેખાતું થીગડું આભનું,
વાયરો વાતો રે નિરજીવ....
–સાવ રે નનામી છૂટે ગોળિયું !

સાવ રે નનામી છૂટે ગોળિયું,
પાધરી પહોંચે મૂકામ,
પથ્થર ફેંકાય–ફૂટે કાળજાં,
ક્યારે પાછા વળશે રે રમ ...
–વૃદ્ધોનાં ભીનાં રે સંભારણાં !

વૃદ્ધોનાં ભીનાં રે સંભારણાં,
પોળનાં નાકે ઠરતાં નેણ,
કોણ રે આવીને વન વેડી ગયું !
પૂરી થઇ બધી રે લેણ–દેણ....
–ભૂલકાંઓ ભાર વહે ભાવિનો !

ભૂલકાંઓ ભાર વહે ભાવિનો,
માંહ્યલો રસું રસું થાય,
ઝૂંપડે ઝૂંપડે રે ઝાંખા દીવડા,
પડછાયા લંબાતા જાય...
વસેલા નગરમાં વસતું માનવી !

કોણે રે વસાવ્યું, ક્યારે વિસ્તર્યું;
કોણે કીધાં રે જતન,
કોણે રે શણગાર્યાં, કોણે લૂંટિયાં
એનાં મોંઘેરાં રતન....
–વસેલા નગરમાં ડસતું માનવી !

---

* હમણાં અમદાવાદમાં સપ્તર્ષિના આરે સ્મશાનમાં મીરાંબાઈની એક સુંદર મૂર્તિ મૂકી છે.

## તમારા શહેરમાં □ કરસનદાસ લુહાર
[ગઝલ]

અઘરા છે ઝાળ ઝાળ તમારા શહેરમાં!
કોને કહું : “પલાળ....” તમારા શહેરમાં!

બેસી અને એકાદ જ્યાં ટહુકો મૂકી શકું,
એવી મળી ન ડાળ તમારા શહેરમાં

હું એક પછી એક બધા ઓઢતો ફરું-
જે જે મળે છે આળ તમારા શહેરમાં.

ફૂટપાથિયા પરિચયોની ભીડમાં મને
સારી રહી ન ભાળ તમારા શહેરમાં.

તમને–નગરને સાવ અનુરૂપ છું હવે
ઉલાળ ના ધરાળ તમારા શહેરમાં!

## ઘસકારા □ નીતા રામૈયા

આસપાસ
સંભળાતા
ઘસકારા
તે બીજા કોઈના નહીં
પણ
રાત્રિના અંધકારમાં
દિનભરનાં
ધૂળોટિયાં સંભારણાંને.
ડચૂરો થતાં
અસુખ અનુભવતાં
પડખાં ઘસતાં
શહેરના.

કિયા નગરની અમે હવેલી,
કિયા નગરનો ચોક?

કિયા નગરની હવે પરબડી,
કિયા નગરના લોક?

મનજી, પૂછ્યું-ગાછ્યું ફોક
અમે અમારા સગ્ગે હાથે
પહેરાવેલી ચૂડી,

અલ્લક દલ્લક છાલક છલ્લક
તળાવડી એ બૂડી;

પીઠી ચડેલી પીલુડીની
કોણે મરડી ડોક?

મનજી, પૂછ્યું-ગાછ્યું ફોક
બચકી બાંધી લઈ આવેલા
બટાક ભોળાં પીચ્છાં,

પીંછાંમાંથી ઊગશે પંખી
ટહુકે એવી ઇચ્છા;

'ઇચ્છા તો મસમોટું મીંડું'
શું કામ કહેતું કોક?

મનજી, પૂછ્યું-ગાછ્યું ફોક.



૧

ભીડમાં હસે
એકાંતમાં આપડું
રડે નગર.

૨

ફૂલ ગોઠવી
પ્લાસ્ટિકનાં, ફોરમ
શોધે નગર.

૩

ધુમાડા, ઓઢી
સૂતું નગર, જાગે
સ્ટ્રીટ લાઇટ

૪

પ્રેમને મૂકી
સેઇફ વૉલ્ટમાં ક્યાં
ફરે નગર!

૫

પાટિયું જુએ
હાઉસફુલનું ને
ઝૂરે નગર.

શહેર ☐ મંગલેશ ડબરાલ ☐ માલા કાપડિયા
(હિન્દી)

મારા રક્તની અંતિમ છાળ પછી
શરૂ થાય છે
શહેરની મુખ્ય દીવાલો
નિદ્રાની ચોતરફ કિલ્લા અને કબરોને કચડતાં
દોડી રહ્યા છે ઘોડેસવારો
એમના વિકરાળ જડબાં
ઓકે છે ચારેકોર કાળું આકાશ
એમના તૂટેલા કવચમાંથી ઝરે છે સમય
અને તેઓ આવે છે
પોતાની ક્રૂરતાથી ચમકતા પ્રસંગોથી
સ્ત્રીઓને ફોસલાવવા માટે
એમની અંતહીન કરુણા દબાવીને

અગાશી પર ચમકતા કાચના ટુકડાઓમાં
લાંબો સમય થંભી જાય છે
એક લોહીલુહાણ દૃશ્ય
અને એના પછી લોકો
ભવિષ્ય તથા મૃત્યુની પ્રતીક્ષામાં રોકાયેલા હોય છે
અંધકાર અને વંશવૃદ્ધિથી બનેલી ગુફામાં
શહેર સીટીઓ વગાડે છે
સૂનકારમાં ગરકાવ રસ્તા પર સરકતો હું
આ નાટકના અંતમાં ઘૂસું છું
અને એક આકસ્મિક ભયની સામે ઊભો રહી જાઉં છું:

ક્યાં છે મારા હિસ્સાના પ્રેમસંબંધ
રેશનના ખાલી વાસણો રેલના પાટાઓ
ચોપડીઓ અને નોકરીઓ

અને ભવિષ્ય રચનારા રોમાંચ
ક્યાં છે મારા હિસ્સાના કારતૂસ
હું પૂછું છું અને શહેર મારી ઉપર પહેલાં
રાતું-પીળું થાય છે પછી લીલું થઈ જાય છે
જેમાં નાશ પામતાં મેદાન છે અને બચેલા લોકો

હમણાં આ જ સારું છે
કે આપણે છત સાથે અથડાતા નથી
અને એક દરવાજો આપણને
બહારની જડતા સાથે જોડી રહ્યો છે
પ્રત્યેક રાતને એક અંતિમ રાતની જેમ અનુભવતા
આપણે નિઃશબ્દ રોટલીઓ કાતરીએ છીએ
આપણા કરમાયેલા પગ ભેગા કરીને
આપણે એકબીજાની પીડાઓ પર ઝૂકીને ઊંઘીએ છીએ
તમામ જરૂરિયાતો આપણા નખોની નીચે તપી રહી છે

અને શહેર આપણને
પોતાના મનવાંછિત બીબાંમાં ઢાળી રહ્યું છે
પોતાના કૃત્રિમ અંધકારમાં શહેર
ભયના અવાજમાં બદલાઈ રહ્યું છે
એક ભીડમાં શહેર
લાકડીઓની જેમ આપણી પર તૂટી પડ્યું છે.
એક જાસૂસની જેમ હંમેશાં
આપણા વર્તાવનું પગેરું કાઢતું
ફૂગની જેમ ફેલાઇ રહ્યું છે
શહેર આપણી ઉપર.

☐ બાન્દ્રા ☐ સલીમ પીરદીના ☐ માલા કાપડિયા
( ભારતીય અંગ્રેજી )

હું ચાહું છું તારા શરીરના

પરિઘને

અને એની વિવિધ સૂક્ષ્મતાઓ હું ઓળખું છું
પ્રત્યેક ચેષ્ટા, ક્રિયા, પ્રત્યેક ખરાબ વિચાર
છતાં હું ક્યારેય નહીં સમજું

તારા મૂળભૂત હેતુને. મારી ઇચ્છા પણ નથી
તને સમજવું એટલે તારી જરૂરિયાતથી છૂટી જવું. તારી
અપૂર્ણતાઓ, વિસંગતિઓ જ છે જે
મને તારી સાથે બાંધે છે.

એક વેળા તું હતું દરિયાકિનારાનું શહેર
જે વિસ્તર્યું રેલ્વે સ્ટેશનના
સરિયામ રસ્તા સુધી અને વધ્યું આગળ
એનાં રમકડાંનાં મિનારાની પાર....

કોલોનીઓ સુધી, જે ઊગી તારી હથેળીઓમાં
છઠ્ઠી આંગળીઓની જેમ.

પાછું ફર્યું અને દોડયું
વસાહતોમાં
દુકાનોની, કોફી હાઉસોની, સિનેમાઓની, ચર્ચોની,
હોસ્પિટલોની, શાળાઓની બગીચાઓની.
તારો કાદવ વૈશ્વિક છે.

*

મસ્જિદના શીતળ મિનારાઓની છાયામાં ફૂલવાળો
ચહા અને તમાકુથી અસ્તિત્વને ટકાવી રાખે છે.
ટ્રાફિક પોલીસ પોતાનો યુનિફોર્મ થાબડે છે,
પોતાના હાથમાં લેતાં પહેલાં
શહેર અને પરાં
પ્રબળતાથી વહેતાં એકમાંથી બીજામાં

શેકેલા લીવર અને સીખ-કબાબની વાસ
પાર્ક કરેલી ગાડીઓમાંથી પરફ્યુમની સુગંધને
હરાવે છે.
હાય-વેના પટ્ટા પરના
ગમાણોમાંથી આવી
ઘેટાં અને લીલાં પાંદડાંઓની સુગંધ
બદલાઈ જાય છે
બણબણતી માખીઓથી ઊભરાતાં
માંસ, લોહી અને આંતરડામાં
એ વળાંક પર તું ફટકારે છે પૂંછડી
અને ફેરવાઈ જાય છે
કતલખાના પર ફરતાં ગીધડાંમાં.
સાંજના અગાશીમાંથી
મુલ્લા પોકારે છે બાંગ
નીચા નમી નમાજ પઢે છે
મજલિસ
ઈશ્વરને પ્રાર્થનાનું ચોથું ખાણું અર્પે છે.

*

તારા ઉકરડાયુક્ત મહોલ્લાઓમાંથી ફૂટી નીકળે છે
ગંધાતા રસોડાની ગટરની વાસ
તારું ગૌથાન સ્વાભાવિક સગું
છે પ્રત્યેક મૂતરિયા ગલીનું
તું નવોસવો જ ગરીબ છે
તું સાચી ઝૂંપડપટ્ટી પણ નથી
તારી પસંદગીની પરે એક જગ્યા છે
તજજ્ઞો એને એશિયાનો સૌથી ઉત્તમ
વિસ્તાર કહે છે
વિકરાળ વાસ્તવિકતાના ગટરના પાણીમાં
ઊછરેલો તમે જોઈ શકો

કોઇ પણ સ્વચ્છ દિવસે ઉત્તર તરફ આવતા ખાડી ઉપરથી:
એનો સૂજેલો હાથ
પરુ નીંગળતા ગૂમડા જેવો સમૃદ્ધ છે.
અન્યત્ર
સમાન વસ્તી વસે છે
કાળી થયેલી લાદીઓના
છાપરાંની ઊંચાઈએ અને પાણીની ટેન્કોની સમાન્તર
ધાબા પરના શયનગૃહની સામે રસોડાની અગાશી
એની સામે અભ્યાસનું કાતરિયું.
તૂટેલી – હારેલી
બારીઓ, ગટરની પાઈપો, અજવાશિયું બધું જ સેળભેળ
અતૂટ નિદ્રામાં પુરાયેલું....
પાલી હિલની ઊંચાઈ પર
અમને ઉઠાડ. એની હરિયાળી
શાંતિમાં અમને સાથે લઈ ચાલ
મોંઘા જૂના બંગલાઓની જંગલી વાડની સાથે
અમને દેખાડ લોકો
જેમના બાગપ્રેમમાં
રહે છે સોગાદ ફૂલો અને ટહુકાઓની

*

અન્ય કોઇ જગ્યા નથી
બેન્ડસ્ટેન્ડ જેવી.
એ દૂર છે
ઘરથી. જો તમે ઑડિટોરિયમમાં પ્રયાસ કર્યો હોય
તો તમે જાણશો કે આ પથરાઓ વધુ જગ્યા આપે છે
ચુમ્બનો કરવા માટે
કપડાં અને માછલીઓ તડકામાં સુકાશે.
ખુલ્લાં કરાયેલાં કુલ્લા ક્ષિતિજમાં ઊતરશે

કાચણા શોધતા છોકરાએ રસપૂર્વક તમને તાકી રહેશે
અહીં તમે અનામી છો.

સુંદર ગોવાનીઝ આયા પણ
રસોઇના ડાઘાઓને કાઢી, અફઘાન સ્નો ઉમેરી
તૈયાર છે ચમકતા રવિવારના પોશાકમાં
સજ્જ રાહ જોઇ રહેલા તેલવાળા ગેરેજ બોયને
મળવા.

*

બધાંને જ આપ
જે તેં અમને આપ્યું છે

સુપરમાર્કેટની દુકાનો, નાની
કરિયાણાની દુકાનો, રસ્તાની ચહલપહલમાં
બેઠેલી ફેરિયાઓની હારમાળા

બધાંને આપ

બંગલો
કોતરણીવાળા રાચરચીલા અને વિશાળ ઠંડી
લોનવાળો

અને વરંડામાં બેસી ડોકું ધુણાવતો વૃદ્ધ પારસી

પ્રત્યેક ખ્રિસ્તી ઘરમાં પિયાનો, ફૂલવાળા પડદા પર

ત્રણ લાકડાનાં પક્ષીઓ, લાકડાનો ક્રુસિફિક્સ

બધાંને આપ

બાંદ્રાની છોકરીઓનું ઝૂમખું:
એમને ભલે ચર્ચમાં મોકલ પણ રાખ
વિશાળ હૃદયના....

બધાંને આપ

ઊંચાં કોન્ક્રીટ મકાનોનો સીધો ઉછાળ
જેને નિમંત્રવાનું ન ટાળી શકો
એવો હીરો-આદર્શ, નવો ઊંગેલો
અને એની મર્સીડીઝનો ઝડપી ઝણકારો
ગલીનો ગુંડો, પુરવાર કરવા માટે
સળવળતો

આછા પ્રકાશમાં હળવી ચાલે જતી વેશ્યા
અપંગની લૂલી સલામ....

એક વાર
દરેક વર્ષે
તારા બીજા પહાડને રોશનીથી છાઇ દે
માઉન્ટ મેરીને એનાથી છાંટ,
છોકરાઓને મેળવવું ગમે છે એવા
જમા કરેલા આનંદવાળા ફુગ્ગાને માંજ
તારા કરચલીવાળા હાથોથી....

*

અમને સંભાળ

દૂર કર
શેતાની જીવાત્માઓને
સ્વીકાર કર ટ્રેનની બારીમાંથી
ખાડીના પાણીમાં
ફેંકેલી અને દરિયાને અર્પણ કરેલી
પ્રાર્થનાને.

સમાચાર ન થઈ શકે એવી એક ઘટના ☐ શિંકાવા કાઝુ ☐ જયા મહેતા

(જપાની)

તમે જોયું, છાયાવાળા જંગલમાં
છોકરીના કૂમળા ફેલાયેલા હાથમાંથી
એક ડાળી ઊગી, પાંદડાં ફૂટયાં
અને ઝડપથી વૃક્ષ બની ગયું ?
તમે જોયું ?
વૃક્ષ પાસે ઊભેલા યુવાને,
પોતાનો ઘેરોભૂરો કોટ ઉતાર્યો
અને ક્ષણભરમાં કબૂતર બની ગયો.

(ટેલિફોન રણક્યા કરે છે, રણક્યા કરે છે.
કોઈ જવાબ આપતું નથી, ત્યાં કોઈ નથી આજે
રવિવાર છે.)

પરાની ગાડીઓમાં બત્તી ચાલુ થાય છે ત્યારે
લોકો પોતાની ઑફિસનાં મકાનોમાં પાછા આવે છે.
મનુષ્યનો ચહેરો પહેરીને.

તમે એ વાત નથી સાંભળી ?
નજીકના મેદાનમાં
એક કે બે અજાણ્યા ઘોડાઓએ રઝળયા કર્યું છે
રજા પછીના આ દિવસોમાં

(ટેલિફોન રણક્યા કરે છે રણક્યા કરે છે. કોઈ જવાબ આપતું નથી.
ત્યાં કોઈ નથી. છેવટે આજે સોમવાર.

ન્યુયૉર્ક પંખી □ એન્દ્રી વોઝનેસન્સ્કી □ નીતા રામૈયા
(રશિયન)

ચંદ્રકિરણનો હાર પહેરેલ
એલ્યુમિનિયમનું પંખી—
વિમાનનાં ચોકઠાનું
શરીર–
મારી બારી ઉપર ઊતરી આવે છે,
અને પેચવાળી ખીલ્લીની ગરદન ઉપર
એક સ્રીનો ચહેરો
ઝબૂકે છે
વિરાટકાય લાઈટરની
લપકતી જીભ જેવો !
(મૂડીવાદી ચાદરમાં ઢબૂરાયેલ
મારો દોસ્ત ઘસઘસાટ ઊંઘે છે.)
તું કોણ છે ચસકેલ યંત્રજાળ ?
અર્ધ યંત્રમાનવ ? અર્ધ મનુષ્ય-જીવ ?
અવકાશી સામ્રાજ્ઞી અને
ઊડતી રકાબીનું મિશ્ર રૂપ ?
અમેરિકાનો આત્મા, કદાચ,
જલસેજલસાથી થાકેલો કંટાળેલો ?
તું કોણ છે ભર યુવાનીમાં આવેલ કાર્ડિયાઅરા,*
દાંતમાં ભેરવેલ સિગારેટ ?
પણ મટકું માર્યા વિના જોયા કરે છે –
રાતનો લપેડો હજુ ભૂંસાયો નથી –
લેઈક મિશિગનની કોઈ એક છોકરીની પેલી આંખો.
તે છોકરીની આંખ નીચે
કેવી ગેસયુક્ત કોથળીઓ છે.
પંખી તું શું ભવિષ્ય ભાખે છે ?
જૂઠ્ઠું બોલ નહીં હવે, પંખી

તું જે જાણે છે તે કહી દે અમને.
બીજા યાન સાથે જોડાતાં અવકાશયાનની જેમ
બાહ્ય દુનિયામાંથી એક ઘણી વિચિત્ર વસ્તુ
મારામાં ઉપર ધસી આવે છે.

બેડરૂમમાં અણુયુગ ઘેરા નિસાસા નાખે છે....

હું ચીખું છું. અને, ગાળ દેતી
મારા રૂમની સહભાગી, છેદાયેલા માથે
ગાદલામાં સટાક કરતી બેઠી થઈ જાય છે.

---

* કાઈમિઆરા : ગ્રીક દંતકથામાં બકરાનું શરીર અને સર્પની પૂંછડીવાળું પ્રાણી

રાબેતા મુજબ ▢ જયન્ત પાઠક

સ્કૂટર ને કાર
ટ્રેઇન ને ટ્રામ
બધુંય ગતિમાં–બેફામ
-હે રામ!-
પગ વીજળી વેગે દોડે
મન એની ય આગળ
-ચડ્યું ના હોય કાળથી હોડે!-
કેમ પહોંચવું
ક્યાં પહોંચવું
ક્યારે પહોંચવું
બધા પ્રશ્નના ઉત્તર જાણે લોક;
પણ....
પ્રશ્ન બાપડો 'શા માટે?' —અંજાણ
ભીડમાં ગયો ચાલવા બે ડગ
ચડ્યો ચકની અડફેટ....ચપ્પટ
-અને બધું રાબેતા મુજબ....

સ્કિઝોફ્રેનિક ☐ સુરેશ દલાલ

આવ, ભાઈ, હરખા
શ્હેર બધાંય સરખાં

મુંબઈ, દિલ્હી, કલકત્તા
બાદબાકી કે કરો વત્તા
રૂપિયાનો હોય રૂઆબ, સત્તા
સત્તાના જ અભરખા
શ્હેર બધાંય સરખાં

આવ, ભાઈ, રડીએ
આંસુ ખરીદ કરીએ.

સ્મિતનો પણ અહીં ભાવ હોય છે.
દોસ્તીમાં પણ દાવ હોય છે.
પથ્થરના અહીં તળાવ હોય છે.
નડીએ અને કનડીએ
આવ, ભાઈ, રડીએ.

આ શહેરમાં ☐ સાલ્વાતોર ક્વાઝિમોદો ☐ નીતા રામૈયા
[ ઈટાલિયન ]

આ શહેર પાસે એક મશીન પણ છે
ભલભલાં સપનાંને ચપટીમાં દળી કાઢે તેવું : એક અમસ્તો
કસરકો, દર્દનો નાનકડો ઘુમરાવો.
ઘડીના છઠ્ઠા ભાગમાં ગયા તમે, આ ધરતી ઉપર,
લવારો કરતાં ટોળાંમાં સાવ અજાણ્યા :
સમજોને દાનવોનું ચકડોળ જ
શંખની ધરી ઉપર તેઓ ગોળ ચક્કર
ફેરવે ત્યારે તેના લોચે લોચા કરી નાખતું.
એ રહ્યું છેક ત્યાં દારૂના પીઠામાં ઘટાદાર
વૃક્ષો પાસેના વળાંકે, આ અહીં મારા રાજધાનીના શહેરમાં
કે પછી બીજે ક્યાંક. આવી જાઓ તમતમારે, મશીન ચાલુ છે.

એક નગરમાં એવી ભીડ માણસ નામે વસતાં તીડ
તીડ બિચારાં ઝંખે ચાંદો લમણે સળગે સૂરજ માંદો
સૂરજની પણ રેલમછેલ ઘેર ઘેર કાગળની વેલ
કાગળવેલે ઝૂલે ફૂલ જીવતરની ઝળહળતી ભૂલ
ભૂલ ભરેલા રસ્તે ભટકો ટ્રાફિક જામે, ક્યાંથી છટકો?
છટકી લગરીક સૂરજ ઊગે લોક દોડતું ધંધે પૂગે
ધંધાની ધરખમ સૌ માયા હૃદય વિના હયો ભટકે કાયા
કાયાના પણ છલકે હાટ પાન ચાવતી ઝૂલે ખાટ
ખાટ સમાવે એવી રૂમ એમાં દસવીસ માણસ ગૂમ
ગૂમ થયેલા સૌના કાન કેણ વાતમાં આપે ધ્યાન
ધ્યાન ધરો તો બેડો પાર બાબા-સાધુ અપરંપાર
અપરંપાર અજાયબ લીલા અહીં ઈસુ કમ-આઝા ખીલા
ક્યાંક ખીલા ને વાગે ક્યાંક ગરીબ માણસ નામે રાંક
રાંક રઝળતા સૌના શ્વાસ કોણ કરે છે જાત તપાસ
કોણ તપાસે કોના મૂળ ચોળે છે સૌ સૌનું શૂળ
શૂળ દવાને ડાકતર જાણે માંહી પડયા તે મહાસુખ માણે
માણે પિકચર-વીડીયો-ફોન તોય રહે છે એંગેજ-ટોન
ટોન મળે નૈં થાવ જુદા કોરટમાં મૌજૂદ ખુદા
ખુદા ને ઈશ્વર તાણે વ્હાણ નગર વચાળે સુખની ખાણ
સુખની ઉપર દુઃખના લીડ એક નગરમાં તો પણ ભીડ
ભીડ એટલે એવી ભીડ માણસ નામે વસતાં તીડ

કબૂલાત.... ☐ મહેશ યાજ્ઞિક

ગામ છોડતી વખતે
તેં મને ફૂલ આપેલું....
અને એ સ્પર્શથી
હજારો ગુલાબ
મારી ત્વચામાં ભળી ગયાનું
સ્મરણ તારી આંખમાં
આજે પણ ઝાકળભીનું જ હશે.
—એ ઋતુવંતી પળે
મેં કહેલું:
જ્યારે પણ ફૂલને સ્પર્શ કરીશ
એ ક્ષણે
તારું સ્મરણ મારા શ્વાસમાં
ઊગી નીકળશે...
Sorry,
આ નગરમાં આવ્યા પછી
હું તને
ક્યારે ય યાદ કરી શક્યો નથી!

નગરવાસી... ☐ મહેશ યાજ્ઞિક

આંખ સામે સૂર્ય ઓગળતો હશે
એક પડછાયો પછી ઢળતો હશે

ભીડથી થાકી હવે મૂંઝાય છે
જાતને ખુદ ક્યાં જઈ મળતો હશે

આઠ (×) દસની ઓરડીમાં આઠ જણ
માંદલા અજવાસમાં બળતો હશે

પાન-પંખી-સીમ-ઉષ્મા-ક્યાં મળે
સ્વપ્ન ઓઢી બ્હાર નીકળતો હશે

જાતનું ખોલી પડીકું ભીડમાં
એ અટકળી આશ સૌ ભળતો હશે

શ્રાપ કેવા લ્યો મળે છે કે અહીં
શ્વાસ બીજા શ્વાસને છળતો હશે

એક મુઠ્ઠી જાર જેવું પામવા
જિંદગીભર દેહને દળતો હશે

એક ખીલી જેમ મૂકી જાતને
આ નગરના યંત્રમાં ઢળતો હશે

શહેર □ પ્રેમેન્દ્ર મિત્ર □ નલિની માડગાંવકર
(બંગાળી)

મારું શહેર એવું કંઈ વૃદ્ધ નથી.
ભૂતકાળના અસ્થિ છાપ ચૈત્ય વિહાર કંઈ પણ
નહીં મળી એની માટી ખોદવા છતાં ક્યાંય કરતાં ક્યાંય
એકાએક ક્યારેક નદીને કિનારે વેપારીઓની નૌકામાંથી
મારું શહેર ઊતર્યું હતું કાદવભર્યા પગે.
અરે, આ રહ્યો એ દિવસ, નારિયેળી અને ખજૂર ઝાડના ઝૂંડમાં

અરે આ રહ્યો એ દિવસ, તો પણ જાણે ખૂબ દૂર દૂર
ઘણુંય ઝાકળ ઝરી ગયું છે
ઝાળી ગયો છે કેટલોય તડકો
કેટલીબધી ધૂળથી એના પગ ખરડાયા છે.
ખૂબ ધુમાડાથી એની આંખો ઝાંખી થઈ ગઈ છે.
મારું શહેર ભૂલી ગયું છે
એના જીવનનો આદિ પરમ શ્લોક.

તો પણ જ્યારે અચાનક પાનખરનો દિવસ આવે છે,
ઠંડી હવા ધીમે ધીમે
છાપરે પહોંચેલા વૃક્ષનું માથું સ્પર્શે છે
ત્યારે જાણે કે મારું શહેર થોડુંક
ઓછે ચડેલી તન્દ્રામાંથી જાગે છે.
ચિમની-આંખ્યા ઊંચે મુખે આકાશ તરફ જોઈ
એ શું વિચારે છે એ તો એ જ જાણે!
વિચારી વિચારીને એ શું પોતનો અર્થ પામે છે?
થાંભલા ખોડ્યા છે, યંત્ર બેસાડ્યાં છે. બજાર-હાટ ભર્યાં છે.

રસ્તે રસ્તે પાથર્યા છે ઢગલોએક રંગબેરંગી ઠાઠ.
તો પણ જાણે જંગલી આદિમ જળભૂમિ
આજેય હૃદયના ઊંડાણમાં ભરી પડી છે.

હે અરણ્ય હે મહાનગર ☐ નવકાન્ત બરુવા ☐ ભોળાભાઈ પટેલ

(આસમિયા)

કર્ફ્યુનો સમય થયો
સૂર્ય-સ્નાત નગરીના પાલવનાં છેલ્લાં રશ્મિકણ
શોષી લીધાં રાત્રિના આકાશે;
નિસ્તબ્ધ મરણ ઊતરે છે. નગરીની ધમનીમાં કરું છું અનુભવ
કાઝીરંગા ડબકાના આરણ્યક અપસ્માર
સરીસૃપ ક્રૂર મૃત્યુ....સર્પિલ જીવન;
ભાગેડુ દૈનંદિન-નિયોન ઉજ્જ્વલ ગોધૂલિનું
લાલનીલું નિસ્તેજ મુખ
જેવું જાણે મધુમાલા અને અલકનંદાનું

* *

પથ અને ઉપપથ ગલી અને એવેન્યુ
મૂંગી મંત્રણામાં અંધારી
પિચ્છલ મૃત્યુનો સર્પ પગ નીચેથી પસાર થાય
(પ્રકાશ પ્રકાશ ક્યાં છે?)
ગળાદાબ ટ્રાફિકનાં દૂરનાં સ્પંદન
ભય અને આશ્વાસની જટિલ ઉત્કંઠા લાવે
(અરણ્યમાં વાઘ અને રાની બિલ્લાની આંખ જલે)

જીવન જીવવું જ રહે તો પણ જીવવું જ રહે
અને રહે જીવિકાની ગલીની સમસ્યા રહે
અમૃતના પુત્રો અમે
મૃત્યુસ્નાત હે મહાનગર.

હું જ એક □ નલિની માડગાંવકર

આજે મુંબઈ બંધ ....
હાથ પગ પસારી કેવું શાંતિથી સૂતું છે
મારું શહેર!
ઘણા દિવસે એને ચહેરો જોયો.

આ નિષ્પાપ આકાશને કંઈ કેટલાય ધુમાડાથી મેલું-
દાટ કર્યું છે.

ભૂતાવળ જેવી મારાં દૈનિક કાર્યોની વણઝાર
આજે યાદ કરતાં કેવી કદરૂપી લાગે છે!

ઍરકન્ડિશન્ડ રૂમના પડદાથી સૂરજનું, મોં ઢાંકી અમે
એકબીજાને કહીએ છીએ
"ગુડ માર્નિંગ"!
અને એની સાથે જ....
અમારું સૂતેલું સ્વપ્નીલ સુખ
ઊડી જાય છે પાંખો ફફડાવતું.

પછી તો આખો દિવસ
જીભની સ્પ્રિંગ પર શબ્દોના બસ કૂદકા જ કૂદકા.

અમારા શયનગૃહની દીવાલ પરનાં ચિત્રો....
ઊછળતો મહાસાગર,
ઠંડો હિમાલય, લાલચટ્ટાક ફૂલ
એની છાયામાં ઊછરે છે અમારો પ્રેમ.
બધું કન્ડીશન્ડ.

ખુરશી પર બેસી જમીએ છીએ.
છરી કાંટાથી ટુકડા કરતાં કરતાં
પ્લેટ પરનું ફૂલનું ચિત્ર પણ અમે ઘસી નાખ્યું છે.

ઑફિસમાં 'બૉસ' બનતાં મને આવડે છે.
કિંમતી સૂટના ખિસ્સામાં બેઠેલાં અધિકારોનાં કુરકુરિયાં
કુદાકુદ કર્યા જ કરે, કર્યા જ કરે.
સિગરેટને ધુમાડે અનેકને બાળીને રાખ બનાવતાં
મને આવડે છે,
એ લોકો તો અભિમન્યુના ૭ કોઠાનું જ્ઞાન ધરાવી
સાતમે કોઠે રહેલા મૃત્યુને સત્કારે છે
પણ મારી પાસે તો અશ્વત્થામાનું વરદાન છે!
ઑફિસની ભાષાની કડવાશે જીભને એવી બેસ્વાદ
બનાવી છે કે.
હું આપતા સામાન્ય શબ્દો પણ
થથરતી સલામ કરાવે છે.
પણ,
રૂમને ખૂણે ખીલતી એકાદ કુંપળને જોઉં છું
ત્યારે યાદ આવે છે,
મેંય કોઈક સૂકકા વૃક્ષને વસંતનું વચન આપ્યું છે.
મહાકાય નગરની ઊંચી અટારીએથી
નીચે નજર કરું છું....
મોટા કરચલા જેવી 'ઝૂંપડપટ્ટી'
એમાં અડ્ડો જમાવીને બેઠેલો વિષાદ.
અનેક ઘરોની વેદનાને, લાચારીને માથે ઊંચકી લઈ
જતા ડબ્બાવાળાઓ....
આ બધું જોઉં છું
ત્યારે
આકાશ! તારી નીલિમા તરફ નજર કરવાની
હિંમત નથી થતી.
રિવોલ્વિંગ ચેરની જેમ ઘૂમતા દિવસો સાથે
આજે હું બન્યો છું;

ટેલિફોનનું રિસિવર,
ફરિયાદો પરનું 'પેપરવેઇટ'
કાગળ નીચેનો 'લાલ શેરો'
વ્હીસ્કીનો પેગ અને પાર્ટીઓનો 'ડમી'
શહેરના બધા રાજમાર્ગના છેડા હાથની રેખાઓમાં
આડા અવળા થઈ ગૂંચવાઇ ગયા છે.

આજે તો હું જ
એક બેંકાર દ્વીપ.
(ભગ્ન, નકામી, ખાલી છીપ).

☐ અંકિમ

આમ તો હું શું કરું વાત
પણ છરા જેવો ચંદ્ર
અને કર્ફ્યુ જેવી રાત.
અહીં જખમ–ત્યાં જખમ
આગની લપટો ભભક...ભભક
સળગ્યું આખું આકાશ
કંઈક સ્વપ્નો કંઈક આધાર
કંઈક પ્રણયાસિક્ત ચહેરા ને કંઈક વાત્સલ્યના વહેણ
થઈ ગયા પ્રજળી પ્રજળી રાખ.
હવે સવાર પડશે ત્યારે
વાંદરા તો ત્યાં નહીં હોય
હશે ફક્ત બિલાડીઓ શૂન્ય નજરે એકબીજાને તાકતી
પણ ફૂટેલી ગાગરમાં પાણી રહે ખરું ?

જેવો ઊગશે પાછો છરા જેવો ચન્દ્ર
અને કર્ફ્યુ જેવી રાત
જવા દો ને, વળી પાછી એની એ વાત !

પાટનગરનું સ્વરૂપાંતર □ એમ. ગોવિન્દન □ જયા મહેતા

(મલયાલમ)

એમ કહેવાય છે
હોરેશિયો,
કે બધા જ રસ્તા, રોમ તરફ લઈ જાય છે,
તોયે હું ઉમેરો કરવાની ઉતાવળ કરું છું
રોમ કંઈ શહેર નથી. એ પર્યાય છે
સત્તાના શિખર પર બિરાજતી
બેવફાઈની બહુલતાનો.

રોમ છે વાળી વળે એવી વિકરાળતા.
શકયતાઓની ભ્રમણકક્ષામાં ફરતો ગ્રહ
કૃષિદેવ પોતાનાં બાળકોને ભક્ષી જાય છે,
ફ્રાન્સિસ્કો ગોયાનો ગમગીન ભીષણ ઓથાર,
પાબ્લો પિકાસોની
ચિત્રાત્મક અનિષ્ટ આગાહીઓથી
અર્થગર્ભ અને થડકતો

જ્યાં બ્રુટસ બેધારી અણિયાળી કટારની ધાર કાઢે છે એ
રોમ છે,
જ્યાં કદાચ સ્મશાનયાત્રાના આકસ્મિક ભડકા માટે
માર્ક એન્ટની પસંદગીના વાકયોનું રિહર્સલ કરે
એનો અર્થ એટલો જ કે રોમ ન્યૂ દિલ્હી છે.

તમને જેનો સ્વપ્નેય ખ્યાલ ન હોય એટલું બધું
રાષ્ટ્રીય શીતાગાર મહામંડળમાં આવેલું છે
બ્રુકલિન પુલથી સખત બનેલું એ ખટારાઓના
ઉકરડામાં ઊભું છે,
એક તરફથી ખેંચાયેલું; બીજી તરફ
લોંગ આઇલેન્ડના ધોરીમાર્ગની ભીડ
હું પોતે એમાં સાત વર્ષ પહેલાં ટપકી પડેલો
મધરાતનો રઝળપાટ, ભાગી છૂટવાના પેંતરા, આંચકાઓ
આને રાષ્ટ્રીય સરવાળામાં ઉમેરતા —
ગ્રાન્ટની કબર, આંતરવિગ્રહ, એર્લિંગ્ટન
યુવાન પ્રમુખનું મૃત્યુ

ગોદામોની ઉપર અને તારાઓની નીચે
કવિઓ પુલના તંતુવાદ્ય પર સરકી રહ્યા છે
પણ જુઓ,
તેઓ એક પછી એક રાષ્ટ્રીય શીતાગાર મહાસંડળમાં
પડતા જાય છે. નદી પરથી આવતો પવન બહુ
ઠંડો છે અથવા તો સમય બહુ ખરાબ છે
અથવા તો પુલ જ બેતાલ છે.
અથવા તો શક્ય છે કે જે કંઇ છે-જહાજો, કવિતાઓ,
તારાઓ, આપણી જિંદગીનાં વર્ષો એ બધાંથી
ગોદામમાં જન્મેલા રાક્ષસને ઉછેરવો જ પડે એમ હોય.

વોલ્ડ્રોફ પર આગમન ☐ વોલેસ સ્ટીવન્સ ☐ ઉત્પલ ભાયાણી
(અંગ્રેજી)

ગ્વાટેમાલાથી ઘરે, પાછા વોલ્ડ્રોફ પર
જીવોના ભરાડી દેશમાં આગમન
ત્યાં આખેઆખા આવી જતાં બધાં જ અભિગમ ગાયબ
જયાં રાની કવિતા, જેને પ્રેમ કરું છું અથવા
જેને પ્રેમ કરવો જોઇએ એ સ્રીની અવેજીમાં છે
એક જંગલી આવેશમય રચના, એકને બદલે બીજી બનાવટ
જે રીતે પ્રકાશ કે તડકાને સ્પર્શો છો એમ તમે
હોટલને સ્પર્શો છો.
તમે ગણગણો અને વાદ્યવૃંદ ગણગણે અને
તમે બોલી પડો કે, "જગત લયમાં છે.
જડબેસલાક બંધ થઈ ગયેલી પેઢી, પર્વતો કરતાં
પણ દુર્ગમ માણસો, સંગીત અને ચલચિત્રો અને રંગોમાં
અદૃશ્ય સ્રીઓ,"
પેલા પારકા, છાતી-સરસા, હરિયાળા અને ખરેખરા
ગ્વાટેમાલા પછી.

કોઈક વાર ☐ નલિની માડગાંવકર

ટ્રાફિકથી કંટાળી કોઈક વાર
વિચારું છું,
લાવ, આ મોટી મોટી આંખોવાળા દેડકા જેવી
ગાડીઓની લાંબી લાંબી કતારને
મોઢું ફાડી ગળી જાઉં અજગરની જેમ.
અને સમગ્ર શહેરના સિગ્નલોને
ભરડો લઈ લઉં !

તમને જેનો સ્વપ્નેય ખ્યાલ ન હોય એટલું બધું
રાષ્ટ્રીય શીતાગાર મહામંડળમાં આવેલું છે
બ્રુકલિન પુલથી સખત બનેલું એ બટારાઓના
ઉકરડામાં ઊભું છે,
એક તરફથી ખેંચાયેલું; બીજી તરફ
લોંગ આઇલેન્ડના ધોરીમાર્ગની ભીડ
હું પોતે એમાં સાત વર્ષ પહેલાં ટપકી પડેલો
મધરાતનો રઝળપાટ, ભાગી છૂટવાના પેંતરા, આંચકાઓ
આને રાષ્ટ્રીય સરવાળામાં ઉમેરતા —
ગ્રાન્ટની કબર, આંતરવિગ્રહ, એર્લિંગ્ટન
યુવાન પ્રમુખનું મૃત્યુ

ગોદામોની ઉપર અને તારાઓની નીચે
કવિઓ પુલના તંતુવાદ્ય પર સરકી રહ્યા છે
પણ જુઓ,
તેઓ એક પછી એક રાષ્ટ્રીય શીતાગાર મહામંડળમાં
પડતા જાય છે. નદી પરથી આવતો પવન બહુ
ઠંડો છે અથવા તો સમય બહુ ખરાબ છે
અથવા તો પુલ જ બેતાલ છે.
અથવા તો શક્ય છે કે જે કંઇ છે-જહાજો, કવિતાઓ,
તારાઓ, આપણી જિંદગીનાં વર્ષો એ બધાંથી
ગોદામમાં જન્મેલા રાક્ષસને ઉછેરવો જ પડે એમ હોય.

હું માગું છું ☐ નીતા રામૈયા

નાચગાનથી ધમધમતા
આ શહેરના ધોરી રસ્તા વચ્ચે
ઊભા રહીને
હું માગું છું
મારી જાતનું રખોપું કરી શકે તેવી
એક રાત્રિ અને તેનો નિર્વેદ અંધકાર.

રાત્રિની પંપાળ વિના
અને
અંધકારની ઓથ વિના
મારી જાત
—મને ડર લાગે છે—
ભરભર ભરભર ભૂકો થઈ જશે, કદાચ,
શેરીના કૂતરાની જેમ
ડસડસતા
આ શહેરમાં.

વટકેલ આખલા જેવા
આ છટકેલ શહેરની વચ્ચોવચ્ચ
વીલે મોઢે ઊભા રહીને
હું માગું છું
મારી જાતનું રખોપું કરી શકે તેવી
એક રાત્રિ અને તેનો નિર્વેદ અંધકાર.

☐ સુરેશ દલાલ

ગાર્બેજ ટ્રક જેવું આ શહેર
— ગંધાય.

કુત્તાના દાંત જેવો દિવસ
વેશ્યાના મંગળસૂત્ર જેવી
— આ રોશની
મને અંધકારનો પરિચય આપે છે.
કોઈ ભટકેલા ગીતનો તૂટેલો લય આપે છે.

☐ સુરેશ દલાલ

દેહમાં આખું નગર બળે: અહીં ઠારે એવું કોઈ નથી
પ્રજ્જવળે એ પળેપળે: અહીં ઠારે એવું કોઈ નથી

આ કિયા જનમની રડે વાસના: જાણે એવું કોઈ નથી
સંબંધો અહીં સૂકા ઘાસના: સમજે એવું કોઈ નથી

અહીં દિવસ હડકાયો કૂતરો છે: જાણે એવું કોઈ નથી
અહીં રાતનો ગમગીન મુજરો છે: જાણે એવું કોઈ નથી

અહીં અખબારોમાં દિવસ છપાય: જાણે એવું કોઈ નથી
અહીં ટી.વી. પાછળ સાંજ લપાય: જાણે એવું કોઈ નથી

જાણે તોયે સાવ અજાણ્યા: એવા અહીંયાં માણસ છે,
કોરે કપાળે તિલક તાણ્યાં: વાંઝિયા અહીંયા માનસ છે.

ટ્રિનીટી વિસ્તાર ☐ કાર્લ સેન્ડબર્ગ ☐ ઉત્પલ ભાયાણી
(અંગ્રેજી)

એલેકઝાન્ડર હેમિલ્ટનની કબર ટ્રિનીટીના વાડામાં વોલસ્ટ્રીટને છેડે છે.
એ જ રીતે રોબર્ટ ફૂલ્ટનની કબર પણ ટ્રિનીટીના વાડામાં છે
જ્યાં વોલસ્ટ્રીટ પૂરી થાય છે.

અને આ વાડામાં ધોબી-છોરાઓ મેતરાણીઓ ઇત્યાદિ
લડાઈ અને હવામાનની, બાળકોની, મજૂરી અને પ્રેમની પંચાત કરતા
સમાધિઓ પર બેસે છે અને કબરના ઘાસ પર ચાલે છે

કાંટાળી તારની વાડ....બ્રોડવેની ફૂટપાથો પર એક છેડેથી
બીજા છેડા સુધીની હજારોની માનવમેદની....હલકી ટોપીઓ,
ચહેરાઓ, પગો ...એક ગાતી, વાતો કરતી, ધાંધલ કરતી
નદી.... સમુદ્રમાં પૂરું થતું રાજમાર્ગનું સુખ....
.... એલેકઝાન્ડર હેમિલ્ટનની કબર સુખરૂપ છે.
.... રોબર્ટ ફૂલ્ટનની કબર સુખરૂપ છે.
.... મહાન સરકારો અને મહાન આગબોટો સુખરૂપ છે.

## આ શહેરમાં ☐ નીતા રામૈયા

અહીં

મારી સામે

અનેક

રસ્તા છે :

—એકની મને ચળ ઊપડી છે.
—બીજો રિપ વાન વિંકલની
વીસ વરસ લાંબી નિદ્રામાં છે.
—ત્રીજો મને લપટાવે છે
ખૂબ જ સિમ સિમના પાઠ ભણવા.
—ચોથા વિશે મને ગમ પડતી નથી.
—પાંચમો અર્ટિમીડોરસની જેમ
મને જુલિયસ સીઝર માનીને ચેતવે છે.
—છઠ્ઠો ખેપાની ને ખતરનાક છે.
—સાતમાની મને પરવા નથી

મારા પગમાંથી ફૂટે
તે રસ્તો મને ખપે.
નહીંતર
મારી ઘોર ખોદવા સિવાય
મારા માટે બીજો
એકકેય
રસ્તો નથી
આ શહેરમાં.

–શ્હેર.

–શ્હેરમાં નદી.

–નદી પર પુલ.

પુલ પર પાર વગરનાં પગલાં.. પગલાં....
પગલાં ગણતો પાગલ દોડયો જાઉં
પાછું વળી ના જોઉં !
જોઉં તો–

– પથ્થરના થઇ જાઉં ?!

અંતરિયાળ થકી વળગે કો અગમઅસુરી માયા,
આગળ પાછળ વળગી પડતા અડછાયા-પડછાયા,
વળગે ભૂખ્યા તરસ્યા શ્વાસ !
વળગે વીંછી જેવી વાસ !

પણ—

પાછું વળી ના જોઉં !
જોઉં તો પથ્થર ના થઈ જાઉ ?!

પાછળ—

(હજી હશે ને ?)

—શ્હેર !

આગળ– (ચીખતાં ગીધોની ચિચિયારી !)

(હશે ખરું ને ?)

—શ્હેર !

(સૂસવે શિયાળવાંની લાળી !)

'હટ્ટણુ–પટ્ટણુ....' (પડઘા ખખડે !)

—પગલાં રખડે !....

(પાછું વળીને જોઉં ?

–પથ્થર નહીં થઈ જાઉં ?....)

## આ શહેરમાં ☐ નીતા રામૈયા

અહીં

મારી સામે

અનેક

રસ્તા છે :

—એકની મને ચળ ઊપડી છે.
—બીજો રિપ વાન વિંકલની
વીસ વરસ લાંબી નિદ્રામાં છે.
—ત્રીજો મને લપટાવે છે
ખૂલ જા સિમ સિમના પાઠ ભણવા.
—ચોથા વિશે મને ગમ પડતી નથી.
—પાંચમો આર્ટિમીડોરસની જેમ
મને જુલિયસ સીઝર માનીને ચેતવે છે.
—છઠ્ઠો ખેપાની ને ખતરનાક છે.
—સાતમાની મને પરવા નથી

મારા પગમાંથી ફૂટે
તે રસ્તો મને ખપે.
નહીંતર
મારી ઘોર ખોદવા સિવાય
મારા માટે બીજો
એકકેય
રસ્તો નથી
આ શહેરમાં.

આ શહેર ☐ નીતા રામૈયા

અવનવા ચહેરા,
ભૂરું ભૂરું અંદર,
ઊભા આડા રસ્તા,
ગાંડાના હાથે ગોઠવાયેલ
શુ-બૉકસીઝ જેવા મકાનોનું
આ અખડુંબખડું શહેર
વસંતની વાતને ગણકારતું નથી,
ફૂલને મોકલી આપે છે લિફ્ટમાં
ઑફિસના ટેબલ ઉપર
સેક્રેટરીને રાજી રાખવા,
કોયલને ચપટીમાં કરી દે છે ચૂપ;
ગણકારે છે માત્ર
ક્યારેક ક્યારેક ફરકતી પ્રેયસી જેવી થરકતી
દરિયાઈ લહેરને

અને

સાંભળ્યું ન સાંભળ્યું કરે છે
એકની એક વાત કરતી પત્નીની જેમ
એક પછી એક ટપકતાં
વરસાદનાં ટીપાંની વાતને.

મરીનડ્રાઈવથી ધારાવી લેબર-કેમ્પ
મકાનો ને ઝૂંપડાં બધાંય ધોવાઇ ગયાં છે સાથે આજ.
વરસ દરમ્યાન શહેરનાં ફેફસાંમાં ભેગું થયેલું પોલ્યુશન
અટકીને બેઠું છે ગટરોનાં નસકોરામાં.
ટ્રેન, બસ, ટેક્સી, કાર બધું બંધ
ને મુંબઈ જાણે ધોરી નસ કપાયેલું તરફડતું પ્રાણી.
હવે શરૂ થશે દોર કોલેરા-ટાઈફોઈડનો,
કમળો-મૅલેરિયા-ગેસ્ટ્રોએન્ટેટાઇઝ ને ન્યુમોનિયા
ટાંપીને બેઠાં છે ગીધના ટોળાની જેમ
ટેલિવિઝનના એન્ટેનાથી માંડીને તાડપત્રીઓના છાપરા ઉપર
ટપ્.... ટપ્.... ટીપાંના અવાજમાં ભરાઈ બેઠા છે રોગીઓના ચિત્કાર.
મારાં મિત્રો આજે ખૂબ ખુશ છે
સૌ બેસી ગયાં છે ગળામાં સ્ટેથોસ્કોપ પહેરીને પોતપોતાની ટંકશાળમાં
પેનીસીલીન, ટેરામાઇસીન
ને કંઈક એવાં જાતજાતના ઇન્જેકશનના ઓઠા હેઠળ
ગ્લુકોઝ ઘોંચી ઘોંચીને તેઓ મથે છે મુંબઈને જીવિત રાખવા
પણ એમની ટ્રીટમેન્ટ પછીય એમ કંઈ મુંબઇ મરવાનું છે?
મુંબઈ તો શાશ્વત છે
તમારામાં - મારામાં ને આ કવિતામાં.

લંડન ☐ એફ. એસ. ફ્લીન્ટ ☐ માલા કાપડિયા

(અંગ્રેજી)

લંડન, મારા મનોહર,
મને લાગણીથી ઘેરે છે જે
એ નથી તારા સૂર્યાસ્ત
ન નિસ્તેજ લીલું આકાશ
રૂપેરી વનવૃક્ષોના પડદામાંથી
આછું ઝબકતું,
ન શાંતિ;
એ નથી લૉન પર
પક્ષીઓનું ઠેકડા મારવું,
કે નથી અંધારું
બધી વસ્તુઓ ચોરી લેતું.

પરન્તુ જેમ ચાંદો હળવેથી
સરકે છે
તારાઓની વચ્ચે
વૃક્ષોના ઘટાટોપ ઉપર,
હું એનો કરું છું વિચાર
અને એનુ પસાર થવું
જે પ્રકાશ ફેલાવે છે માણસો પર.

લંડન, મારા મનોહર,
હું ચડીશ
ડાળીઓ પર
ચંદ્રપ્રકાશિત વૃક્ષના ઘટાટોપ પર
કે જેથી મારું રક્ત થાય શીતળ
પવન થકી.

☐ માલા કાપડિયા

રાત
એક પરી
ફેરવે છે જાદુઈ લાકડી
અને
મારું શહેર
સિન્ડ્રેલાની જેમ
બની જાય છે રાજકુમારી
એનાં ઝળાંહળાં વસ્ત્ર
ટમટમતાં આભૂષણ
( તારાઓનું સંગીત )
આકાશની મહેફિલ મંત્રમુગ્ધ
ત્યાં
અચાનક
મિલની છેલ્લી પાળી પૂરી
થવાના સાયરનથી
ઓસરવા લાગે છે જાદુ
સ્તબ્ધ
મરીનડ્રાઈવનો કિનારો
ઝૂરે છે એકલો
ખોવાયેલા સેન્ડલ જેવો....

૧ *સુખના સંગી
આ સૌ શહેરીજનો
મને લાગે,
નાહેલાને તેલ ચોળેલા,
ચોખ્ખા ને મેલા,
જાગેલા ને સૂતેલા
કે,
મોકળા ને જકડાયેલા
લોકો લાગે તેવા.

*

૨ *રાજા માઝા મૂકતો નથી એ સાચું
પ્રજામાં લોકવરણ પણ અકારજ કરતું નથી, એ ય સાચું
તો ય મનડાને મારા લાગ્યો હેવો એકાન્તનો,
ટોળાંથી ઊભરાતું આ નગર
મને લાગે અગનથી ઘેરાયેલું ઘર

---

* નગરમાં પ્રવેશ કરતી વખતે કણ્વઋષિના આશ્રમવાસી શિષ્યોના મનમાં જાગેલા પ્રત્યાઘાત.

નગર ☐ આસ્દા ☐ અરુણ દેશાણી

નગર તમારી ધર્મ-પત્ની નથી,
આખર રખાત પણ નથી,
વરસાદમાં ભીંજાઇને મોહ ઉત્પન્ન કરવામાં નિષ્ફળ
ચીંથરાં પહેરેલી ભદ્દી ભિખારણ છે!
અજ્ઞાત વિવાહની અભાગી નવોઢા છે
મૂંગાની ભાવાભિવ્યક્તિ છે,
વ્યંઢળનું તૃતીય લગ્ન છે.
સ્ત્રીની રૂંવાટી જેમ
જ્યાં ત્યાં ઊગી નીકળ્યા છે! મહોલ્લા!
કૂબડાની ખૂંધાઈ જેમ
આ નગર-સુંદરી તમને આહ્‌વાન કરી રહી છે,
ઘરજમાઈ કરી રાખી લે છે,
દવા પીવરાવી મરદને પોતાના વશમાં—
કરી લેતી જોરૂની જેમ...
તમને મોહી લે છે!
નગર
તમારા પગનું બંધન છે.
તમારો કાળ-કૂટ મકરન્દ છે.

ન્યૂયોર્કમાં દિવસો ☐ શિવ કે. કુમાર ☐ નૂતન જોશી
(ભારતીય અંગ્રેજી)

અહીં હું જીવું છું ઉકરડામાં,
ઈમારતનો પાયો ચણવામાં જમીનમાં ખોસેલો લાકડાનો વજનદાર થાંભલો-
દરેક અઠવાડિયે વધુ ને વધુ મોટો થતો જાય છે
ભાંગેલાં ઘરોની સાથે જેની કરચો દરેક દિશાએ વેરાયેલી છે.
કાળી બિલાડી પડછાયાને કોતરે છે
નીચેના સોંસરવા માર્ગે
એની મૂછનાં ચોભિયાં એંધાણ આપે છે હિમપ્રલયનાં.

નીગ્રો યુવાન કન્યાની આંખોના શ્વેત ડોળા
એ જ એક ચોખ્ખી વસ્તુ છે અહીં
એ સિવાય, ખરેખર, દ્ધધનાં ઓધેણાનો ચોથો ભાગ
પલાંઠી વાળીને નિરાંતે બેઠો છે મારે બારણે.
નગરવાસીઓ આ માનતા નથી
કે ગંગાજળ ચમત્કારિક બનાવનું કામ કરી શકે:
ઓઘેણાના ભાર સિવાય
મૃત માનવોની રાખ અને હાડકાં —
જે રોજ પધરાવાય છે નદીમાં.

હું દરરોજ સવારે મારા પડોશીનું 'ટાઈમ્સ' ઉઘાડું છું,
એના દરવાજેથી ચીલ ઝડપે લઈ લઉં છું
પડોશી જાગે એ પહેલાં.
હાથમોજાં પહેરેલા હાથ કદી આંગળાની છાપ પાછળ મૂકતા નથી.
અને એક તેજાબી અવલોકન કે
આપણી બધી ગઈકાલ એ પાપ નહોતું.

તોફાની ટોળાંએ કરેલાં સત્યાનાશો
હું ક્યારેક ઊભો રહું છું ગ્રાન્ડ સેન્ટ્રલ પાસે પેશાબ કરવા.
એવું કયું સ્થળ છે જ્યાં કોઈ પોતાનાં જ્ઞાનતંતુને આશાયેશ આપી શકે
જ્યારે મૂત્રાશય ભરાઈ જાય છે
બાળકનાં ફુગ્ગાની જેમ?
'પુરુષો માટે'માં દરેક હોય છે પોતાનાં નાના ગોખલામાં
અમે ઊભા રહીએ છીએ વસ્તુને એની મેળે જ ઓછું કરવા.
પ્રશ્નોત્તરી ગોફણની જેમ હવામાં વીંઝાય છે:
'શું તમે પ્યુઇરટો રીકેન છો
જમૈકન છો? કે રેડ ઇન્ડિયન?'

હું મારી ખોપરી ઉપર મૂકવા પીંછા શોધું છું
મારા કપાળ પર એક પાટો વીંટળાયેલો છે.
જે બહુ જ ધીમેથી બોલે છે, 'ના, કાળો ભારતીય, ગાંધીની ભૂમિનો.
અજાણ્યો જલદ ચપળતાથી એના આત્માને બંધ કરી દે છે
અને અદૃશ્ય થઈ જાય છે, પસાર થઈ ગયેલો બૂટ પોલિશ કરનાર
જે ફરી રહ્યો છે સુકલકડી અને લાંબા ન્યૂયોર્કવાસીને ચમકાવવા
જે ઊંચી ખુરશીમાં લિંકનની જેમ કસાઈને બંધાઈ ગયો છે.
અનાયાસે, ગ્રાન્ડ સેન્ટ્રલ પાસે કોઈ ભિખારી નથી
ફક્ત આંખો, આંખો, આંખો,
રસ્તા પરની બત્તીના થાંભલા પર ચોંટાડેલી.

સમી સાંજ પછી ફરી પાછો મારી ગુફામાં
હું મારા દિવસોને થયેલા જખ્મોને પાટાપિંડી કરું છું.
બારીની બહાર વિહંગના વિરામસ્થાન જેવું ભૂરું આકાશ,
અપશુકનિયાળ વિહંગ આચ્છાદાયેલું છે ધુમ્મસના કેન્દ્રમાં.

રાતનાં સમયે અમેરિકાનાં અવાજો
મારી આછીપાતળી ઝડપને તોડે છે,
આ હકીકત ત્રણ વાર ગુણાય છે,
નદીનાં પ્રવાહ નીચે જામેલા કાંપની પકડ 'હડસન'નાં આત્મા પર થતી નથી–
ત્યાં સુધી:
પરંતુ મારો આત્મા હજી મારો જ છે.
માટે, દરેક શનિવારની સવારે હું નીચે ઉતરું છું
મૃત્યુ પછીના પાપએકરારનાં સ્થાને,
અને ત્રણ વિશાળકાય મશીન
જસતના સિક્કાનાં કોળિયા ગળી જાય છે.
અમારાં બધાં પાપ ધોવા.
પરંતુ મારી કાળી ચામડી
ઊજળા થવા માટેનાં દરેક ધોવાણને નકારે છે.
ક્યાં સુધી આ ગ્રહણ ટકશે?

મારાં બધાં ગન્તવ્યો ☐ આલ માહમુદ ☐ નલિની માડગાંવકર

[બાંગાળી]

ક્યાંક જવું છે ધારીને ઘરમાંથી નીકળ્યો હતો.
કપડાં-પહેરવેશ કંઇ નહીં તો મિત્રોના ડાયરામાં જવા જેવાં
સફેદ દૂધ જેવાં ધોયેલાં. સુકાયેલા પહેરણમાંથી
તડકાની ગંધ આવે છે. ખિસ્સામાં થોડાંક પરચૂરણનો ખખડાટ
અને ગડી વાળેલી તાજી લખાયેલી કવિતા સાથે
પાંચેક સિગરેટ.
હવે ક્યાં જવા જેવું છે ?

શહીદ અત્યારે ટેલિવિઝન પર. શામસુર રાહમાન
સંપાદકીય થઇ ગયા. હસનને બંગજનીનું નિલાંબર વણવું છે.
મારાથી નહીં થાય, જાફરભાઇ ઘોડાને ઢિલે હાથ ફેરવી રહ્યા છે,
આરતી, ખ્રિસ્તી છોકરાંઓને બાઇબલ શીખવવાનો ભાર લઇ
રપુચક્કર થઇ ગઇ છે, સેવુ ભારતમાં છે. ભગવાન, ભગવાન
આવું છે મારું મૈત્રીનું સૂત્ર દયામય.

હું આખા શહેરમાં એક મિત્ર શોધતો ફરું છું,
અત્યારે મને એક મિત્રની જરૂર છે,
મારી સમગ્ર ચેતના એક આગળો ખખડાવવા થનગની રહી છે.
એક મિત્રનો ચહેરો જોવાની તીવ્ર ઈચ્છા
એક સ્વરચિત કવિતા સંભળાવવાની નિર્લજ્જતા.
રક્તના શબ્દોની જેમ વહેવા લાગી.
મારા એકાકી આત્માના વીંધાયેલા છિદ્ર બિન્દુ માર્ગમાંથી
લોહીના ઉફાળા જેવો ઊંચે ઊઠયો એક હિબ્રૂ આર્તનાદ.
"એલી, એલી, લામા સબકતાની".
મારાં બધાં ગન્તવ્યો પર એક એક તાળાં લટકી રહ્યાં છે.

સોનાનું શરણ! ☐ પિનાકિન ઠાકોર

ચુપકીદીનું નગર,
કોલાહલ-શૂન્યતાના રાજમાર્ગો,
નીરવતાના આડ રસ્તા, નગરચોક ચૌટાં,
અસ્વતા-શેરીઓ સાંકડી ગલીઓ;
મૌનનાં બાલમંદિરો, શાળાઓ, મહાશાળાઓ, મહાવિદ્યાલયો, વિદ્યાપીઠો,
અશબ્દ એજ કચેરીઓ પેઢીઓ અરે મકાનો.
સમેટાયેલા ઘોંઘાટને સાયલેન્સર ચઢાવી સંકોચાઈ છાનાંમાનાં પડેલાં યંત્રો!
સ્તબ્ધતા શૂન્યતાની હવા નિસ્પંદ સમગ્ર
ઉદ્‌ભવથી માંડીને આજ સુધી આ નગરે
કંઈક આસમાની સુલતાની અનુભવી છે
પાટનગરનાં દોરદમામ ઠાઠ દોમદોમ સાહ્યબી ભર્યું ભર્યું મન!
હર્ષવિભોર સ્મરણ,
છલકતાં, જયનિનાદ આનંદના હુલ્લુધ્વનિ,
રૂવે રૂંવે રોમાંચવિલાસ.

પરદેશી આક્રમણે વીંખાઈ પીંખાઈ એના કાળઝાળ આઘાતે
પીડાગ્રસ્ત દેહના કણેકણે કંઈ કેટલોયે કાળ કઠી કણસ!
વિજેતાની તલવારની અણીએ સજ્યા છે એણે,
પોતાનાં સ્વજન સંતાનોનાં સંહારના વહેતા રુધિરે રંગાયાં નિજ અંગે,
ખોટી ખુશાલીની જૂઠી ઉજવણીના બનાવટી સ્વાંગ.
કદીક નારીઓના જોહરના સતીત્વનાં સ્વાભિમાન ગર્વ,
તો લૂંટાયેલી લાજની નાલેશીઓ નત મસ્તક.
નગ્ન પાશવતા પડકારી વિજયો વર્યાં
તો હરાયાં પરાજયે લજ્જા કેરાં ચીર.
પરચક્રની પીડાઓ સહી
સ્વાતંત્ર્ય ભોગવ્યું કૈં કેટલાં શતક.
અંતિમ એ પરદેશી શાસને વિદાય લીધી.
આઝાદીના ઉત્સવની છાલક છોળો હજી પણ છલકતી.

લોકશાહીની ઉદ્‌ઘોષણા જનતાની સત્તા
એના જયનાદોના પ્રતિધ્વનિ તો આજે યે પથરાયેલા.
ભૂમિ ભૂખ્યા તેજોદ્વેષી પાડોશીઓનાં આક્રમણે સંઘર્ષ કાળે,
સેનાઓનાં શસ્ત્રોના ખણખણાટ રણગાડીઓ ધણધણાટના કંપ
પણ કેયાંઓને તો અદ્‌ભુત અપૂર્વ હતા.
ત્યારના એ કર્ફ્યુ-અરે બેંતાલીશના સ્વાતંત્ર્ય સંગ્રામે,
પ્રજાકીય કર્ફ્યુ તો મહિનાઓ હોંશભેર પાળ્યો હતો સત્કાર્યો હતો-
ને બ્લેક આઉટ, કડક અમલ સહકાર્યો હતો, ઉત્સાહથી હાસમુખે.
શરમથી આજે યે શિર ઝૂકાવી દેતાં કોમી વૈમનસ્યોનાં ઝેરીલાં-
પરદેશી પરચક્રે પોષેલા વિષવંશના પ્રત્યાઘાતો-પ્રગટેલાં દાવાનળો.
ત્યારે દિવસો સુધી સત્તાએ તો સૂચવેલાં હથિયારબંધી, સમૂહબંધી,
સંચારબંધી ને એવી અનેક બંધીઓ-મનાઈઓના ફતવાઓ
છાનામાના સહી લીધા હતા.
અને આજે-
ઉપેક્ષાનો તુચ્છતાનો ભૂખનો ભડકો, અનિચ્છાએ નાછૂટકાએ આપમેળે
ભભૂકી ઊઠયો ટોળાંઓમાં સળવળી સળગી રહ્યો,
લાઠીમાર, અશ્રુવાયુ ગોળીબાર આડેધડ,
લૂંટફાટ વ્યર્થ વિનાશ અજુગતી આગ બુભુક્ષિત અસંતોષો
ઉશ્કેરાટો હિંસક ઝનુન સંહારક વિનાશક બેફામ બર્બરતા
અરાજકતા નિરર્થક અસફલ અવિચારી આવેગ.
નપુંસક
અત્યાચાર આતંક ઉગ્ર આઘાત પ્રત્યાઘાત દ્વેષીલા આચાર.
મારપીટ ટીઅરગેસ બંદૂકો રાઈફલો બેયોનેટ મશીનગન સંચારબંધ.
અસહ્ય અસ્વસ્થતા!
ભયંકર વ્યગ્રતા!
કર્તૃત્વનો તોયે ઊંડે ઊંડે કશો અનુતોષ!
આજે —
શહેર શાસને સેનાનું શરણુ?
અનિવાર્ય અનુયોગ અંતિમ વરણુ?

નગર સમગ્ર ક્રિયાલોપ ચૂપચાપ સૂમસામ આઘાત શૂન્ય!
શતાબ્દીઓના સકલ રવ આજે સ્થગિત!
યુગોયુગોનાં માનવ સ્પંદન આજે લયશૂન્ય.
સાવ અકંપિત!
ગણતંત્રે લોકશાસને જનતા સત્તા સંઘર્ષે
સંક્ષુબ્ધ ચિત્ત ચિત્તે હૃદયે હૃદયે વ્યાપ્ત કોઈ રવશૂન્ય નિસ્તબ્ધ.
મતભેદે મનભેદ
કાર્યકારણ વિભેદે સહજીવનનો સાહચર્યનો છેદ!
વિદ્રોહના આભાસેથી આતંકના ઉત્સર્ગથી માનવતાનો વિચ્છેદ!
અનુચિત અભિકર્મે પ્રત્યાચરિત અધર્મે ચિરંતન સત્યનો ઉચ્છેદ!
પાશવતા પીડા આહત દૂઝતા ઝખમ!
અજ્ઞાત નિગૂઢ વ્યથા!
મર્માંતિક સંવેદના।
અદ્વૈતના ઉત્કૃષ્ટ શાશ્વત સદાચાર વિષે!
આ શો દ્વૈત–દ્વેષીદ્વૈત–નો અનધિકાર અનુદાર અયોગ સંચાર!



ઍલન ગિન્સબર્ગ

ડ્રગસ્ટોર □ બલરાજ કોમલ □ ભાર્ગવ કાનાણી
(ઉર્દૂ)

હું જો શરીર હોઉં તો હું નખશિખ શરીર છું
અને હું જો આત્મા હોઉં તો સમગ્ર આત્મા છું.
સાંજની પવનલહેરો સાથે હું જે રીતે સંકળાયેલો છું
એ જ રીતે હું પરમાત્મા સાથે સંકળાયેલો છું.
અને હું જો લીલું વૃક્ષ હોઉં
તો તે આત્મા અને શરીરનું છે.
દૂરતામાં ફેરવાઈ ગઈ છે
એ બધી સીમાઓ શું છે?
ક્યાં છે મારી ધરા,
સુંદર ભૂરું તેજોમય આકાશ ક્યાં છે?
અને ફૂલોમાં ધીમેધીમે ચૂસાતો તડકો:
એ તડકો કેમ મને
બહુ ગમે છે?
આ બધાનું મને આશ્ચર્ય થાય છે, પણ હું ખાનાઓમાં ગંઠાઈ ગયો છું:
હું નામ શોધું છું મારી વ્યથા માટે
અને આ અસંખ્ય કાચની કતારો માટે
હું પ્રત્યેક ક્ષણે શોધું છું.
પેલા આકાશનું શું થયું?
પેલા લીલા વૃક્ષનું શું થયું?
મારા હૈયામાં હોળી સળગતી હતી,
પણ મારા હૈયાના ચૂરેચૂરા થઈ ગયા હતા,
મારા ટુકડેટુકડા થઈ ગયા હતા અને હું દૂર ફંગોળાઈ ગયો હતો.
આ રહ્યો મારો પ્રકાશ, આ રહી મારી જિંદગી:
રાતાં પીળાં ધોળાં કાળાં ભૂરાં લેબલ્સમાં વહેંચાયેલી,
સાંજની પવનલહેરોના રસ્તા પરથી હડસેલાયેલી.

નગર-નામું... ☐ જયા મહેતા

શતખંડિત અરીસાના ટુકડાઓને ચમકાવતો સૂર્ય પૂર્વાકાશેથી પશ્ચિમ સમદ્રે ડૂબી જાય છે ત્યારે સિગ્નલના ઝબૂક-દીવાને પડછે સળવળતા આસ્ફાલ્ટના રસ્તાઓ પર આકાશચૂંબી દીવાલો વચ્ચે વામણાં લાગતાં વૃક્ષોની સમેટાઇ ગયેલી છાયામાં ભસતાં શ્વાનથી ઍરકન્ડીશન્ડ ખંડોની નિદ્રામાં ખલેલ પહોંચતી નથી કે નીચી નીચી નીચી ને નીચી થતી જતી ભીંતોની પછીતો પડખુંયે ફેરવતી નથી એ જોઈને કાણુંધબ કણસ્યા કરતું આ નગર— આલબેલ....

રોજ સાંજે સૂર્ય ઢળે ત્યારે આ નગરના કોઈ સુંવાળા ને કોઈ કરચલિયાળા, કોઈ કઠોર, કોઈ નેક-નિરાંળા ને કોઈ ...એવા અનેક ચહેરામહોરામાંથી કયો ચહેરો ને કયું મહોરું એ ઓળખાય નહીં તોયે ચક્રગતિએ રામરાવણ ઉત્તરદક્ષિણ દોડયા કરે એકધારું એનો ચહેરેમહોરે ફરફરતો ઇતિહાસ તો લખાયે જાય બંધ પાંપણે એ જોઈને કાણુંધબ કણસ્યા કરતું આ નગર— આલબેલ....

ચહેર ☐ મંગલેશ ડબરાલ ☐ ઉષા પટેલ

(હિન્દી)

મેં શહેરને જોયું અને હું મલકાયો
ત્યાં કોઈ કેવી રીતે રહી શકે છે
એ જાણવા હું ગયો
અને પાછો ન ફર્યો.

જુઓ તમે કેવા પહોંચી ગયા આ જગાએ,
લગભગ કશી જ મુશ્કેલી વિના
અને આંખમાં એકેય આંસુ વિના.
તમારે જાણવું જોઈએ કે
અહીં સમુદ્રની ધીરજ સાથે ઈશ્વર રહે છે.

મંદિરને દ્વારે લઈ જતો પહોળો રસ્તો
એના છેક છેવાડા સુધી
તમારા દુઃખોનું પ્રકાશન કરે છે; મને લાગે છે કે
તમે જ્યારે એના પર ચાલો છો
ત્યારે તમારા કાદવથી ખરડાયેલા પગ
કિનારા પરની ભીની રેતીને વાંચે
તેમ તે વાંચે છે.

ખડકમાંથી કંડારી કાઢેલાં પગથિયાં વડે
પહોંચી જાઓ પ્રેમ સુધી
એ મોટી આંખે જોશે
તમારી શ્રદ્ધા ઉગી જાય, તે જગાએ.
તમારી બાજુમાં ઊભેલા લોકો સામે જોતા નહિ.
એ તમારા જેવા જ ઉદાસ અને એકલવાયા છે.

પંડાઓને તો દૂર જ રાખજો.
શ્રદ્ધાથી ફક્ત તમારી મૂક પ્રાર્થનાઓને જ સ્પર્શો
અને તેમને અવકાશ આપો;
નવા પ્રેમનો મુકાબલો કરવા તે મુક્ત થશે.

રડો, નાના બાળકની જેમ રડો,
તમારાં નાનકડાં આંસુઓ પાછળ
ઘણા સમયથી ખોવાઈ ગયેલો,
સમાધાન કરવા તત્પર
ઈશ્વર દેખા દેશે.

નગર-કથા ☐ ધૂમિલ ☐ ઉષા પટેલ

(હિન્દી)

બધા દુઃખી છે—
બધાની વીર્ય-વાહિનીઓ
સાઈકલોથી ઘસાઈ-ઘસાઇને
દબાઈ ગયેલી છે
દોડી રહ્યા બધા–
સમજદારત્વની વિષમ પ્રતિક્રિયા:
બધાની આંખો સજળ
મુઠીઓ ભીડેલી છે;

વ્યકિતત્ત્વોની પશ્ચાદ્‌ભૂમાં
ભયંકર નગર-સંઘર્ષ મચ્યો છે
આદિમ-પર્યાયોનો પરિચય
વિવશ માણસ
જ્યાં બચ્યો છે.

ઠીંગણાં પદ-ચિહ્નોથી અંકિત
ઊખડી ગયેલા મિલના પથ્થર
દરેક વળાંક પર દેખાય છે,
રસ્તાના ઉદાસ બ્રહ્મા-મુખ
'નેતિ - નેતિ' કહી
ચીસ પાડી રહ્યા છે.

મહાનગર: એક અનુભૂતિ

☐ કન્હૈયાલાલ નન્દન
☐ વિશાખા કોઠારી

(હિન્દી)

આપણે બધાં
મહાનગર નિવાસીઓ
રોજ સવારે
મોતને
ગજવામાં નાખીને
નીકળીએ છીએ.
લોકલ ટ્રેનો,
વિમાનો,
કારો,
ફૂટપાથો પર,
ગલીઓ, ચોક, રાજમાર્ગો પર
ચાલતાં ચાલતાં
પ્રતિક્ષણ ભય રહે છે
કે ગજવું કપાઈ ન જાય!

પરંતુ દરરોજ એમ જ બને છે.
કોઈને કોઈનું ગજવું
રોજ કપાઈ જાય છે
મોત: કોઈકનું
ક્યાંક બીજે ટકરાય છે
અને
એક નવી દુર્ઘટના સર્જાય છે.

મુંબઈ: વસન્ત ☐ બસન્ત દેવ ☐ વિશાખા કોઠારી

(હિન્દી)

એક દીવાલ,
દીવાલ પર જામેલી લીલ,
લીલ પર સૂકાયેલી, કાળી છાયા.

એક મેદાન,
મેદાન : સૂમસામ, હણાયેલું, નિષ્પ્રાણ,
નિષ્પ્રાણ દાહકતાનો ક્યાંકથી સિત્કાર આવ્યો.

એક બારી,
બારી પર ઝૂકેલી એક દુર્બળ છોકરી
છોકરીની આંખોમાં ઉદાસીનો પડછાયો.

એક માતા,
માતાની છાતીએ વળગેલું બાળક
બાળક છે પંગુ : માતાનો સ્પર્શ તંદ્રિત.

એક આકાશ,
આકાશના દેહને ચીરતું જહાજ
જહાજના પડછાયાને પકડવા હાથ ફેલાવ્યા.

એક દીવાલ, એક મેદાન, એક બારી, એક માતા, એક આકાશ.
પથરાયેલી હૂંફાળી હવા
માછલીના તળવાની
રબરના બળવાની
મીઠી-કડવી વાસ.

## નગરનો પદાર્થ છું ☐ અમૃત ઘાયલ

જગનો પદાર્થ છું ન તો ઘરનો પદાર્થ છું,
ભગવાન જાણે હું કયા ખરનો પદાર્થ છું.

છું નામ કે નિશાન વગરનો પદાર્થ છું,
કોલાહલોમાં વ્યસ્ત નગરનો પદાર્થ છું.

કરચોમાં કાચની જ કણસવું રહ્યું હવે,
છું ભગ્ન છિન્નભિન્ન જિગરનો પદાર્થ છું.

આ પંડ જયાં પીડાઉં છું કયાં એય નિજતણું,
કે છું પ્રતિપ્રકારે હું પરનો પદાર્થ છું.

મારી પહોંચ કયાં હજી મિત્રો હૃદય સુધી–
છું નામ પૂરતો જ અધરનો પદાર્થ છું.

નિશ્ચિત સ્થળે તો કયાંથી હંમેશાં મળી શકું !
કે છું સતત ભટકતી નજરનો પદાર્થ છું.

જોવો જ છે મને તો આ બુદબુદને જોઈલો;
એવો જ કૈં સપાટી ઉપરનો પદાર્થ છું.

કહેવાય ના કે કયારે ભળી જાઉં ભસ્મમાં,
કે હુંય બળતાં ઝળતાં અગરનો પદાર્થ છું.

છટકી અને ઉદાસીથી જાઉં તો જાઉં કયાં,
'ઘાયલ' હું આખરે એ કબરનો પદાર્થ છું.

'અગ્નિ'માંથી

## નગર-ઉકિત કાવ્ય ☐ નવનીત ઉપાધ્યાય

મારી છાતીમાં ઊંડે સુધી
હડતાલ ખૂંચી ગઈ છે....
ને મારા શ્વાસમાં રમખાણો ને હુલ્લડો
ઊભાં થયાં છે....
હમણાં
લશ્કર મારા લોહીમાં પ્રવેશ કરશે
બંદૂક લઈને.......

## સૂરજનો હાથ–કેટલાક મુદ્દાઓના સંદર્ભમાં □ જયન્ત પાઠક

કવિ ભલે મૌનનો મહિમા કરે, સ્વભાવથી તો એ બોલકો હોય છે. મૌનની સ્તુતિમાંય એ કેટલો બધો વાણીવ્યય કરે છે! ને છતાં સારો કવિ ઓછાબોલો હોય છે એવું વિધાન કરીએ તો તે સત્યથી બહુ વેગળું નહિ, સત્યથી ઘણું નજીકનું ઠરે. આ ઓછાબોલાપણું એટલે કાવ્યસિદ્ધિ માટે અનિવાર્ય હોય એટલો જ ભાવ-ભાષાનો ઉપયોગ કરવો તે. એમ તો સારા કવિઓ પણ ઘણું બોલે છે, પણ એમાંનું ઘણું બધું તો તેઓ પોતાને જ સંભળાવતા હોય છે ને ઘણું ઓછું બીજાને. કાવ્યસર્જનની ક્ષણોમાં કવિ પાસે કેટકેટલાં સંવેદનો ને કેટકેટલા શબ્દો હાજર થઈ જાય છે: આમાંનું ઘણુંક એ મનમાં સમાવે છે, શમાવે છે ને જેટલું કહેવાનું ને કરવાનું અનિવાર્ય હોય તેટલું જ કહે–કરે છે. જે કવિ આ વાત નથી જાણતો કે જાણીને તેની અવગણના કરે છે તે તેની રચનામાં ઘણી કાવ્યસામગ્રી વેડફી નાખતો હોય છે. વળી કાવ્ય ઓછું બોલે તે સાથે કાનમાં કહે એ પણ કલાદૃષ્ટિએ મહત્ત્વનું ને આવશ્યક છે. કવિ કવિતામાં જે કંઈ અનિવાર્ય હોય તે જ અભિવ્યક્ત કરે એટલું જ નહિ, જે અભિવ્યક્ત કરે તે મુખરતાથી નહીં પણ વ્યંજનાથી વ્યક્ત કરે, ઘણું બધું પ્રયુક્ત શબ્દથી નહીં પણ શબ્દની આસપાસ પ્રસરતી તેની ધ્વનિગર્ભ આભા દ્વારા વ્યક્ત કરે, બતાવે એ ઈષ્ટ છે. તો જ કાવ્ય એક છેડે કવિ સાથે ને બીજે છેડે ભાવક સાથે જીવંત નાતો સાધી ને નિભાવી શકે. ભાવકનું આસ્વાદબોધનું કામ કવિ કરી નાખે તે કરતાં કવિનું કાવ્યજગત ભાવક એની ભાવનશક્તિથી ઉઘાડે, ઉકેલે ને પામે એમાં કાવ્યની સાર્થકતા વધારે છે. અલબત્ત, આવાં વિધાનો મંતવ્ય કે અભિપ્રાયની કક્ષાનાં ગણાય, સિદ્ધાન્તની કક્ષાનાં નહીં. એ ખરું, તથાપિ એના હાર્દમાં ઔચિત્યના, સર્જન પ્રક્રિયાના, પ્રત્યાયનના ગંભીર સંપ્રત્યયો, મુદ્દાઓ, પ્રશ્નો રહેલા લાગે છે. આ બન્ને મુદ્દાઓ શ્રી યોસેફ મેકવાનના કાવ્યસંગ્રહ 'સૂરજનો હાથ'ની કૃતિઓને આસ્વાદવાના પ્રયત્નના સંદર્ભમાં મનમાં ઊઠે છે એટલે આ રચનાઓમાં એ મુદ્દાઓને સંબદ્ધ એવાં કેટલાંક લક્ષણો રહેલાં છે એમ સમજાય છે.

કાવ્યસર્જન પરત્વે સભાન, જાગૃત એવા કોઈ પણ કવિને એની પ્રક્રિયા ને ગતિવિધિ પરત્વે કુતૂહલ રહેવાનું ને આવું કુતૂહલ ક્યારેક કાવ્યમાં વ્યક્ત પણ થવાનું. ભાઈશ્રી યોસેફ મેકવાનની કવિ અને કવિતા વિશેની કૃતિઓ આ ખ્યાલનું સમર્થન કરે છે. સંગ્રહની એમનાં એ વિષયનાં બે કાવ્યો 'કવિનું મૃત્યુ' (પૃ. ૭૯) અને 'કવિતા' (પૃ. ૯૯) જોઈએ. જે કવિ તે પ્રકૃતિનો ચાહક ને વિકૃતિનો તિરસ્કારક; પ્રકૃતિની તુલનામાં સંસ્કૃતિને એ કૃત્રિમ ને ક્લેશકર ગણે ને સંસ્કૃતિ છોડી પ્રકૃતિના અંકમાં જવા કરે,– આવો એક પ્રચલિત, રૂઢ ખ્યાલ છે જે ક્યારેક કવિચિત્તનો સંસ્કાર, સંવેદન અંશ બનીને પ્રવર્તે છે. મોટા મોટા કવિઓએ પણ પ્રકૃતિની પડખે સંસ્કૃતિને ક્ષુદ્ર, માનવીના આત્માને હણનારી ગણીને તેની નિંદા કરી છે. શ્રી મેકવાનની બન્ને કૃતિઓમાં પ્રકૃતિ પ્રત્યેનો તેમનો પક્ષ-

પાત પ્રગટ થાય છે. પ્રકૃતિની આનંદ ને શાતા આપવાની શક્તિ તેમને બુલબુલના ગીતમાં જડે છે તો રેડિયોના ગીતમાં સંસ્કૃતિની વિનાશક શક્તિ પ્રતીત થાય છે. જાતનું ભાન ભૂલીને બુલબુલના ગીતમાં તલ્લીન કવિજન અચાનક રેડિયોમાં ગવાતું ગીત સાંભળીને અસ્વસ્થ થઈ જાય છે, એનામાંનો કવિ તત્કાલ મરણ પામે છે:

ત્યાં રેડિયોમાં ગીત કો' ફૂટયું

પડોશીના ઘરે

એના સ્વરે

મૌન તૂટયું ઓરડાનું

ને થયું મૃત્યુ કવિનું! (પૃ. ૭૯)

અહીં કવિની લાગણીની સચ્ચાઈ ને ઉત્કટતા અંગે વહેમાવાનો પ્રશ્ન નથી, જરા જાડી ને મુખર અભિવ્યક્તિથી કાવ્યને થયેલી હાણનો પ્રશ્ન છે. આ કૃતિની તુલનાએ 'કવિતા' વધારે સફળ કૃતિ બની છે. એમાં સંવેદનને ભારેખમ ને ભાષાને મુખર કર્યા વગર કવિએ એમની અનુભૂતિ ચિત્રોમાં આલેખી છે:

મારી આંખો ગભરુ હરણ થઈ, દૂર ચાલી જાય છે

મેદાનમાં રહેલા ઘાસનાં છીછરાં પાણીમાં. (પૃ. ૯૯)

પ્રથમ દીર્ઘ પંક્તિમાં હરણની દોટ ને તેનું દૂર દૂર જવું દેખાય છે તો બીજી પંક્તિમાં સ્વરવ્યંજન યોજનાથી મેદાનનું ઘાસ ને છીછરું પાણી હરણની ખરીઓથી દબાતું–ઊઠતું જોવાય છે.

વાસ્તવજીવનના વ્યવહારોનું એકધારાપણું, તેમની નીરસતા ને નિર્જીવતા આધુનિક સંવેદના તંત્ર ધરાવતા વ્યક્તિને ક્લેશકર બને છે, વ્યગ્ર કરે છે ને મૃતવત્ દશાનો અનુભવ કરાવે છે. યંત્રોદ્યોગપ્રધાન સંસ્કૃતિનો આ શાપ આપણે સૌ ભોગવીએ છીએ ને એમાંથી મુક્ત થવાનો કોઈ માર્ગ ન દેખાતાં વ્યાકુળ થઈને એની સામેનો આપણો કોપ-ક્રોધ પ્રગટ કરીએ છીએ. આવી મનોદશાની કવિતા પશ્ચિમમાં તો ખરી જ, પણ આપણે ત્યાંય ખાસ્સી લખાઈ છે. એમાં કેટલાક ઉત્સાહથી આગળ ધરે છે તેવો કૃત્રિમતાનો, દંભનો સવાલ પ્રસ્તુત નથી; સવાલ છે તેના કાવ્યાત્મક ઉદ્‌ગારનો. જ્યાં જ્યાં આવી લાગણી કલાની આણમાં રહીને વ્યક્ત થઈ છે ત્યાં ત્યાં સફળ કૃતિ રચાઈ છે ને જ્યાં તે કલાની ઉપરવટ જઈને પ્રગટ થઈ છે ત્યાં નિષ્ફળતાનું કારણ બની છે. કાવ્યમાં સત્યાસત્યનો મુદ્દો એટલો પ્રસ્તુત ને મહત્ત્વનો નથી જેટલો પ્રતીતિકરતાનો છે. કલાકૃતિમાં અસંગતિ, વિચ્છિન્નતા, અપ્રસ્તુતતા, અનૌચિત્ય પ્રવેશતાં તે પ્રતીતિકર રહેતી નથી. આવું બનવામાં ભાષાનો ફાળો મોટો હોય છે. સંવેદન અને ભાષા વચ્ચેની ખેંચતાણમાં અથવા એમ કહીએ કે સંવેદનની અધિકતા ને ભાષાકર્મની ઊનતામાં કૃતિની નિષ્ફળતાનું જોખમ રહેલું હોય છે.

આ ભાષાકર્મની ઊનતા ને કૃતિમાં શબ્દો, અલંકારો, કલ્પનો, છંદલયો આદિની ઊનતા નહીં, એમની ઉચિત વ્યવસ્થિતિની ઊનતા, ભાષાની નહીં, પણ કવિકર્મકૌશલની ઊનતા. શબ્દો, અલંકારો, કલ્પનો આદિ તો પૂર્વકાલીન ને સમકાલીન કવિતાના જાણકાર [કવિને હાથવગાં હોય, તેમને પ્રયોજવાનો ઉત્સાહ પણ એનામાં હોય પણ ઔચિત્ય-વિવેકની ઓછપમાં એ બધી સામગ્રી અવશ્ય જતી લાગે; કૃતિની ચુસ્તીને, તેના દૃઢ બાંધને, તેની આંતરગતિને ને સમગ્રતાને પેલા કૌશલના અભાવે હાણ થાય ને ફલામાં કૃતિ ઊણી ઊતરે. 'રસ્તાના વળાંક પર' (પૃ. ૪) કે I. M. Manનું 'આત્મનિવેદન' (પૃ. ૯) જેવી કૃતિઓ વેરણછેરણ, અંત સુધી જતાંમાં સમગ્રતામાં ને એકાગ્રતામાં ઢીલી પડી જતી લાગે છે તે કૌશલની ઊણપને કારણે. કવિ પાસે એક કહેતાં અનેક કલ્પનો છે, અલંકારો છે, શબ્દો ને પ્રયોગવૈચિત્ર્ય પણ છે. ભાઈશ્રી મેકવાન પાસે કલ્પનો એવાં ધોધમાર ને એટલાં બધાં આવે છે કે એમને કાવ્યને ઉપકારક બને એવી રીતે કેમ પ્રયોજવાં તેની મૂંઝવણ ઊભી થાય છે. કલ્પનો ગમે તેટલાં અસંબદ્ધ, અસંગત હોય પણ એમની વચ્ચે કશોક આંતરસંબંધ તો હોવો ઘટે, પછી ભલે તે તર્કની બહારનો હોય,સ્વપ્નાશ્રયી કે સુરરિયલ પ્રકારનો હોય. એમ ન હોય તો કલ્પન કલ્પન વચ્ચે શૂન્યાવકાશ સર્જાય જેને પરિણામે કૃતિનું આકલન અશક્ય બની જાય. A heap of broken images પ્રયોજે તે ભલે, એની વિચ્છિન્નતામાં પણ કાવ્ય તો અખંડ જ હોવું ને રહેવું જોઈએ, સમગ્રમાં આકલનક્ષમ હોવું જોઈએ, અન્યથા એ એના પ્રયોજનને જ નિષ્ફળ કરે છે.

અંગત પરિસ્થિતિ કે મનોદશાના અસરકારક, તીવ્રોત્કટ નિરૂપણ માટે કવિ કોઈ વાર તેની આસપાસની સાંપ્રત દુનિયામાંથી સામગ્રી લઈને ઉપમાઓ-રૂપકો જેવી યુક્તિઓ યોજે. આવું હરકોઈ યુગનો કવિ કરતો જણાય છે. 'લંચ અવર્સ'માં (પૃ. ૩૯) કવિએ આ યુક્તિનો આશ્રય સારા પ્રમાણમાં લીધો છે. 'પળોનાં ઝાંખરાં,' 'નિઃશ્વાસની નદીઓ', 'ચપરાશીના કોટનાં પીળાં બટન જેવી કીડીઓ' પેનમાંની શાહીની જેમ 'ચુકાવું,' નિકલની આઠ આની જેવું' હસવું - આ બધું ચિત્રાવસ્થાને સરસ ઉઠાવ આપે છે, પણ પછી કાવ્યને સમેટવામાં કવિ એક વધારે આધુનિક ઢબને પ્રયોજે છે જે કાવ્યની સમગ્ર અસરને બઢાવનારી, દઢાવનારી બનતી નથી.

આ નગરમાં વસું છું
વસું છું
ખસું છું
ખસું
ખ
ખ

એવો અંત કાવ્યના ગાંભીર્યને રમત-કરામતમાં ડુબાડી દે છે. આવાં ઘણાં ભયસ્થાનોનો કવિએ સામનો કરવાનો હોય છે. કવિની આસપાસ રચાતી કવિતાથી કવિએ હંમેશાં

સાવધ રહેવાનું હોય છે. આપણે એમાં તરીએ ત્યાં સુધી તો ઠીક છે, પણ એમાં તણાઈએ ત્યારે જોખમ ઊભું થાય છે. જે કંઈ નવું તે સારું જ એવો ખ્યાલ બરાબર નથી. આસપાસની કવિતાના જાતભાતના સૂર ભલે સાંભળીએ ને સંઘરીએ, પણ છેડીએ તેમાં તો આપણાપણું જ પ્રધાનપણે સંભળાવું જોઈએ. આવી સિદ્ધિ માટે, માત્ર ભાઈ મેકવાનનો જ નહીં, હરકોઈ કવિનો આવો સભાન સંકલ્પ હોય :

હજી તો મારે ઘણું ઘણું ચાલવાનું છે. (પૃ. ૭૬)

–૨૧-૭-૧૯૮૪

પ્રિય સુરેશભાઈ,

'કવિતા' ઑગસ્ટ ૧૯૮૪ નો અંક રસપૂર્વક વાંચી ગયો.

પૃષ્ઠ–૩૪ પર પ્રગટ થયેલ ઉદયન ઠક્કરનું ગદ્ય-કાવ્ય 'ખુલાસો' મને શ્રેષ્ઠ જણાયું છે.

આ કાવ્ય શ્રેષ્ઠ લાગવાના કારણમાં તો–જાણે મેં જ આ કાવ્ય લખ્યું હોય એમ લાગે છે. મારા મિજાજનું કાવ્ય છે. મઝામાં હશો.

લિ. વિનોદ

ઊભરાતા શ્હેરમાં ☐ મંગળ રાઠોડ

શું હશે આ માણસોથી ઊભરાતા શ્હેરમાં,
છેક પાસે આવતા ને ગૂમ થાતા શ્હેરમાં !

જિંદગી નામે હજીયે યુદ્ધ ચાલે છે અહીં,
સરઘસોના પાયદળથી ધૂંધવાતા શ્હેરમાં

સ્પર્શથી દૂષિત છે તારું હવે મન કે બદન,
ક્યાં રહ્યા છે કૈંક પેલા સૂક્ષ્મ નાતા શ્હેરમાં ?

રાત પડતાં સૌ બિલોરી રાહમાં કૈં ઝળહળે,
સ્હેજ લીલાં સ્હેજ પીળાં સ્હેજ રાતાં શ્હેરમાં !

શોધ મારી મીત તારા મૌન જેવી છે અહીં,
ક્યાંક ભીતર આપણી ના સંભળાતા શ્હેરમાં !

બ્હાર નીકળવા રહ્યો ના માર્ગ કોઈ પણ હવે,
આંખ સામે પીઠ પાછળ ઊભરાતા શ્હેરમાં !

☐ ઉસ્માન મિલન

માણસો
નગરનાં વસ્ત્રો
ને
નગર
માણસોનું વસ્ત્ર !

☐ ઉસ્માન મિલન

મકાનોનું
ટોળું
એટલે
નગર !

ગઝલ ☐ મંગળ રાઠોડ

આ શહેરના અરીસે નજરે બધું પડે છે,
માણસ અલપ ઝલપનાં દૃશ્યો બની જડે છે!

ધક્કા ઘડીક ખાતું ધક્કા ઘડીક દેતું,
જે સભ્ય છે અહીં જે તે રોજ ચડભડે છે!

છે પ્રગતિ તમારી કેવળ ગતિ અમારી,
એકાદ શબ્દ માટે આખું નગર લડે છે!

લ્યો, હાથ સિગ્નલોના આજે પડી ગયા છે,
જ્યાં સ્હેજ કૈંક ભૂલ્યા કે આદમી ખડે છે!

છે આપણાં બહાનાં સૌ આપણી જ ભીતર,
છુપાવતાં હતાં જે સૌ એ જ બડબડે છે!

નાજુક વેલ જેવી નારી હજી હસે છે,
ક્યાં આદમી નશામાં એના જ લડખડે છે?

ઊંચા અહીં મિનારા ને સાગરી કિનારા,
ધુમ્મસ હજી નજરને હંમેશ કૈં નડે છે!

ઝૂંપડપટ્ટી (સુરતના હોપ પુલ પરથી) ☐ ધીરુ મોદી

સુવર્ણસુંદરીની સ્નિગ્ધકોમલ જાંઘ પર
આ એક પાકી ઊઠેલું ચાંદુ.
નીચે જોયું કુતૂહલથી
તો કોહવાટમાં કીડાઓ ખદબદતા હતા....

આ એક એવું કલંક છે
જેના પર નસ્તર મૂક્યા વિના જ
માણસાઈએ
હાથ ધોઈ નાખ્યા છે.

નગરમાં વરસાદ ☐ મહેશ યાજ્ઞિક

નગર વચાળે ચકલી ખોલે નસીબ નામે પાનું,
હે તાળી કે આજ મળ્યું છે જીવવા જેવું બ્હાનું!

ભરચક ભીડ વચાળે વરસે
મન મૂકી વરસાદ
એક ઘડી સૌ ચહેરામાંથી
શ્હેરપણું કર બાદ

ડામરના રસ્તા પર જોને ઝરણું રમતું નાનું,
નગર વચાળે ચકલી ખોલે નસીબ નામે પાનું!

આભવટો પામીને આવ્યું
આ વાદળ-ચોમાસું
મનની કોને જાણ-પલળતું
વસ્ત્ર નગરનું ખાસું

ઇંદ્રધનુ અચરજથી સૌની સામે મલકે છાનું,
હે તાળી કે આજ મળ્યું છે જીવવા જેવું બ્હાનું!

એક શહેરી રાત- ☐ ધીરુ મોદી

અહીં તો અંધારું પણ
તંદુરસ્ત નથી.
કમળો થઈ ગયેલું હોય એવું
નિસ્તેજ પીળું.... પીળું....
પેટમાં પગ ઘાલીને ઊંઘું પડેલું છે.
રોગ એટલો વધી ગયો છે કે

હવે
તારા ચંદ્ર નક્ષત્રો પણ
એમાં પ્રાણ ફૂંકી શકે એમ નથી.

नगर-वनम् ☐ उमाशंकर जोशी ☐ अनु. जशवंती दवे
(गुजराती काव्यम्)

ईप्सुः वनं नु गमनाय परन्तु भाग्यम्
मां नीतवान् तु नगरं परिगृह्य हस्तम् ।
संध्या स्थिता स्मितयुता विरता क्षितिजे,
आविर्भवन् च क्रमशो रजनी प्रभावः ।
कोलाहला नु शमिताः, पुरतेजः तत्र
शान्तं हि पश्यति उड्डु पृथुलोचनेन
धृत्वा समीरवसनं विरलं, प्रमत्ता
पुरे तु तत्र परिनृत्यति मध्यरात्रिः ।
चक्षुर्गतः स रजनीमद, आसुषुप्त्या
आवेष्टितं हि हृदय क्षणमेव, तत्र
सूर्योदये दिवि नवा प्रसृता किलाभा
रे ! विद्यते न नगरं, वनमेव तत्तु ।
पूर्णं च घोरपशुभिः भुजगैस्तथाऽपि
कूजत्यहो शिरसि कोकिलः कः कृपालुः ।

નગરમાં.... ☐ રાહી ઓધારિયા
(ગઝલ)

કોને છે આરામ નગરમાં !
ક્યાં કોઇ ઠરીઠામ નગરમાં !
કાગળનાં ફૂલો છે કેવળ-
માણસ જેનું નામ નગરમાં.
કાંચન-મૃગનાં ટોળાંઓ છે,
ક્યાં છે કોઇ રામ નગરમાં !
ધોધમાર વરસાદ છતાંયે-
કોરાંકટ સહુ ધામ નગરમાં !
થોક થોક લોકોની વચ્ચે-
'રાહી' એકલરામ નગરમાં !

અ સન્ડે ડ્રાઈવ ☐ માર્ગરેટ એટવુડ ☐ નીતા રામૈયા
( કેનેડિયન )

ચામડી ઊકળે છે, સૂરજમાંથી
ભભૂકતી ગરમીમાં, ભરતીનાં મોજાંમાં;
દરિયો ચપ્પટ ને ગરમ ને અતિશય ચળકતો છે,
ખાબોચિયા જેવો બંધિયાર,
ગુમુતરથી ગંધાતા કિનારાથી ઘેરાયેલો.
ચીંથરે ચીંથરાં થઈ ગયેલાં ને સળગતાં
કોઈ પણ શહેર જેવું આ શહેર છે.
વચ્ચે વચ્ચે એકાદ નવો હજીરો,–
ગોબરો તો થઈ જ ગયો છે, ગૂંચવાડામાંથી માથું બહાર કાઢે છે;
મોટરો અટકીને ચાલે ને બરાડા પાડે છે.
છુંદાયેલી ધરતીમાંથી કચરાનાં ઢગ અને
પતરાં ને ઠરડાયેલાં પાટિયાંનાં ઝૂંપડાં અને લુગડાં
અને કંઈ પણ કચરામાંથી બચાવેલું, ફાટી નીકળે છે અહીં.
ઉકરડાના ઢાળ ઉપરથી ચગાવાતી
આનંદથી ફરકતી ત્રણેક પતંગ
લાલ અને જાંબુડી, અને સ્ત્રીઓનાં કપડાં
જેમ તેમ કરી સાફસુથરાં રાખેલાં,
હૂંફાળાં ને ચમકતાં, અને નાનકડા સિક્કાને
ચૂમતાં અને તેને માથે ને છાતી ઉપર
દાબતાં ભિખારી છોકરાંનાં
ફરજ લેખે અપાતાં ધોળાંફક્ક સ્મિત
સિવાય અહીં દરેક ચીજ ગંદકીના રંગની છે.

અન્કલ, તમને તે બધા બોલાવે છે, મધર.
મારામાં ઓછું માતૃત્વ હોય એવું મને કયારેય નથી લાગ્યું.
આ બધો ચંદ્રદેવીનો પ્રતાપ છે,
સમૃદ્ધિ અને મૃત્યુની
દેવી, અહીં તો બંને સરખાં છે.

શું કામ ઉદ્ધાર કરવો
કશાયનો? આરો કે છેવાડો ન હોય તેવા
કંગાળ માંસના જટિલ જાળામાં
શરીરનો લોચો બફાતો હોય, સોજી જતો હોય,
લંકુરિયાં જન્માવતો હોય ને અનેકગણો થતો હોય
તેવા આ શહેરમાં ડાહ્યો માણસ નિર્મળતા પસંદ કરે છે.
અહીં પવિત્ર થવાની જરૂર વિશે તમને શીખવવામાં આવે છે,
પુષ્કળ ધોયા કરવાનું ને છૂટાં રહેવાનું.
અગ્નિદાહ તે છેવટની અનુકંપા છે:
સડવાનું જીવતાં માટે રાખ્યું છે.
કોઇ ચાહે તેવી ઇચ્છા તે છેલ્લી ભ્રમણા છે:
તે તજી દો અને તમે મુક્ત થશો.

ચૌરંગી □ વિષ્ણુ દે □ નલિની માડગાંવકર
(બંગાળી)

સાંજના તારાઓ પાછા બોલાવે છે શ્યામશાન્ત ઘરમાં
સૂર્યના શાસનથી ખળભળેલા છત્રભંગ છે જેઓ –
ચૌરંગીના છાપરા તળેથી ગાયો, જાન ખોઇ બેઠેલા
કર્મવીર કારકુનો અને દોડધામ પતાવી ચૂકેલા,
શિશુઓ પાછા માની છાતીએ.
આ ઘેરા પ્રહરમાં
કયો ધ્રુવતારક ઇશારા પાથરે છે રસ્તામાં!
એકાકીું છિન્નભિન્ન મન ભટક્યા કરે છે આખાય
નિર્નિમેષ નિર્વિકાર વિરાટ શહેરમાં.
નથી સહેવાતી હવે આ ભારે એકાકી મધુરાલીલા
સ્નાયુઓમાં અરણ્યભીરુ આદિમ આક્રન્દ,
સિનેમા, દુકાન, કાફે, ગલીગલીને વળાંકે
લાખ લાખ રક્તબીજ પાંડુરોગી ઘૂની રહ્યાં છે
ભાગ્યવિહોણાં વેરવિખેર એકતા માટે આતુર–
પણ જાણું છું ભૂકંપે આવી રહ્યો છે કંસનો ખખડાર

શહેરી ☐ મૂ. લે. નિસીમ ઈઝીકયેલ
☐ અનુ. નીતા રામૈયા
(ભારતીય)

ટેકરી હંમેશાં ક્રૂર હોય છે.
તૂટેલા માર્ગો એ જાણે છે, અને
માથામાં કોતરાયેલાં વર્તુળોમાં ફરે છે-
જાગે અને કંઇ કહી શકે એ પહેલાં
જે નદીને ચાહવાનો પોતે દાવો કરે છે
તે સુકાઇ જાય છે, અને બધા પવનો ઢળી પડે છે.

પરોઢિયે શાંતિથી, ફરી જન્મ લેતાં
આકાશ એ ક્યારે ય જોતો નથી.
આંખ ઉપર આંગળીઓ ઢાળતા
રાત્રિના પડછાયાઓને પણ એ અનુભવતો નથી.
એ સૂરજ કે વરસાદને અવકારતો નથી.
એનાં પ્રકૃતિદૃશ્યમાં ઊંડાણ ઊંચાણ જેવું કાંઇ નથી.

વાસનાની જેમ શહેરે બળે છે.
એ સવારે ફરવાનાં સ્વપનાં સેવે છે, એકલો,
અને રેતીનાં મોજાં પર તરે છે.
પણ હજી ય એનાં મગજનો વાહનવ્યવહાર
સમુદ્રકિનારો અને વૃક્ષ અને ખડકોથી વિમુખ થઇને
નજીકના આત્મીય ઘોંઘાટ તરફ ઢળે છે.

મુંબઇ ☐ પન્ના નાયક
કેટલી બધી
ટેકસીઓ
અને
એનો પીળો પીળો ઘોંઘાટ!
હવે તો આંખને પણ ત્રાસ થાય છે....

આ કેવું શહેર ☐ હુમાયુન કબિર ☐ નલિન માડગાંવકર
(બંગાળી)

આ તે કેવા શહેરમાં તું વસે છે, દોસ્ત
આખી રાત ચોકીદારોની આવજા
દૂર-પાસે ખેતરો-ખેડૂતોનો પગરવ નહીં
પંખી નહીં, બાળકો નહીં; અસંખ્ય ગુલામો
સોનાની સાંકળથી રમ્યા કરે.
આ તે કેવું શહેર!

તેં તો કહ્યું હતું પ્રવાસી ગુંબજ છે આ શહેરમાં
આંખ ઠારે એવાં ફૂલોના ઢગલે-ઢગલા દરેક સ્ટ્રીટને નાકે
સાજ સજેલા પાણીના ઝરૂખા
ચારે બાજુ પ્રેમની મોસમ.

આ તે કેવું શહેર જ્યાં ખેડૂતોનો પગરવ નહીં.

કીડીના હોંકારે ☐ વિનોદ જોશી

વારતાયું કીડીના હોંકારે હાલે....

સાંભળે ? ન સાંભળે આ શહેરનાં જ લોક
એક હાથીના આવવાથી ઘાંઘા
ચંપલની ખીલીનો કહેવાતો વાંક
આમ અસલથી પગલાંઓ ખાંગા

એક બે નજીવા બનાવ બન્યા કાલે
વારતાયું કીડીના હોંકારે હાલે....

કેવાં આ લોક ? એને આફત કે જયાફત
કે રેતી કે ખેતી પરબારાં
પડછાયો ચૂંથીને ગોતી લે જાત પછી
પથ્થરમાં જોતાં પરવાળાં

એમને અરીસાઓ એમનેમ ઝાલે
વારતાયું કીડીના હોંકારે હાલે....

ઘરે પાછું ફરવું ☐ સુનીલ ગંગોપાધ્યાય ☐ નલિની માડગાંવકર

(બંગાળી)

રાતના સાડાબારે વરસાદ, બપોરે તદ્દન સૂકો અને ચકચકિત
હતો રસ્તો, વાદળમાંથી કાદવ ઝરે છે, ખૂબ દુઃખી મૂર્તિ એકલી
ચાલી રહી છે રસ્તા પરથી, કાળી ભીંજતી ચૂપચાપ દ્વિધામાં
ટ્રામ બસ બંધ રિક્ષા ટેક્સી ગજવામાં નથી, પૃથ્વીની તલાશી
લેવાઈ ગઈ છે પરમ દિવસે

પોલીસને હાથે હવે શાન્તિ કે પછી નિર્જનતા જ મુખ્ય
અસ્ત્ર છે આ બુધવારની રાતે.
ઘણી બધી મોટર મૂંગી છે, સૂતેલી હેડલાઈટ, ફક્ત પાપપુણ્ય
પ્રચંડ કે લાહલે જાગતાં છે. કેટલીયે સભાઓ પૂરી થઈ છે,
તેઓ ફક્ત ગરદન વગરના અમર ગમાર.

મચ્છરદાનીનો વેપાર કરનારાઓનાં માથાં કપાય છે શોરબકોરમાં
કલરવમાં ઊંઘ વગરની ઊંઘ (લેતાં)
શીખી ગયા છે ટ્રક ડ્રાઈવર. બે બાજુના પ્રકાશવાળા કે અંધારા
ઓરડામાં

જન્મ નિયંત્રણ લોકપ્રિય થયું નથી. નિષ્ફળ યોનક્રિયા પછી
વરંડામાં બીડી ફૂંકી રહ્યો છે બુઢ્ઢો માણસ, વારંવાર ઝબકતો
બીડીનો તીખારો જોઈ

સમજી શકાય છે કે એનું દુઃખ કેવું આકરું છે!
મરણની ખૂબ નિકટ છે —
કદાચ આ માણસ

છેલ્લા દસ વર્ષથી મરી ગયો છે, હું જીવનો છું અઠાવીસ વર્ષે.
સાત માઈલ પગલાંનો અવાજ સાંભળીને કોઈ ગાંડપણની
સીમાને સ્પર્શી શકવાનું નથી.
આ રસ્તો અનંત તરફ જતો નથી, જમણી બાજુ વળીને કામિની
તળાવ પાસે.

બે પુલની નીચે પાણી, પાટલૂન ઊંચું ચડાવ્યું, આ ઠંડો સ્પર્શ
એકલા માણસને ખૂબ પશ્ચાતાપ કરાવનાર છે.

લાઇટના થાંભલા પર ચડી એક જણ બલ્બની ચોરી કરે છે,
એય ચોર, તારા ખિસ્સામાં દીવાસળી છે?
ઘણી વારથી સિગરેટ નથી પીધી તેથી એકલું એકલું લાગે છે,
દીવાસળી લઇ લીધી,
પાછી નહીં મળે હોં!

બલ્બ ચોરીને જ બાપા જલસા કરને. બે જાતનો પ્રકાશ કે અગ્નિ
એક જીવનમાં હોતો નથી!.... ભાગ સાલા........

પેલી બાજુ નીરેનબાબુનું ઘર છે, જવા દે આ સમયે કંઇ
જમવાનું નહીં ચાલતું હોય-ડાકુનો છદ્મવેશ છોડી
ચા માંગું તો ચા તો નક્કી જ પીવડાવત, ત્રણ દિવસ પછી બીજા કોઇ
પ્રસંગે તિરસ્કાર

થોડેક દૂર રિટાયર્ડ જજસાહેબનું રળિયામણું ઘર છે.
દીવાલ સફેદ ચકચકિત, કેવી નવાઇ, આજે પણ સફેદ!
કોલસાના એક ટુકડાથી

લાવ લખી જાઉં, હું આવ્યો હતો, રામદૂત, સૂતેલા જોઇને
પાછો જાઉં છું.
કાલે પાછો આવીશ, એટલીવારમાં માયાનો ફંદો નક્કી તોડી નાખજો.

કૂતરાઓ રસ્તો છોડો, હું ચોર કે ઠગ નથી, અથવા ભૂત-પ્રેત સામાન્ય
માનવી, એકલો પાછો જઇ રહ્યો છું પોતાને ઘેર.
રસ્તો નથી ભૂલ્યો, ઠંડી ચાવી ખિસ્સામાં છે, બંધ દરવાજા સામે થોભી
ત્રણ વાર પોતાને નામે બૂમ મારીશ, અને તરત જ બટન દાબી
વેરવિખેર અંધકારને બાજુએ કરી
અરીસામાં પોતાનો ચહેરો ઓળખી વરંડો પાર કરી
પેસી જઈશ ઓરડામાં

કન્યાકુમારીમાં □ બસુવૈયા □ હસમુખ દવે

(તામિલ)

આજે
ભાગ્યે જ હોય
એવું નિર્મળ આકાશ!
મસમોટો સૂર્ય
જાણે વમળ લોહીનું!

ક્યાંકથી
આવી ચડે છે ઘેટું
અને
મારી અને નમતા સૂર્યની વચ્ચે
રહે છે ઊભું
મૂરખ
અબોધ
જાણતું નથી
પોતાની જાતને પણ.

ખસી જાઉં હું બાજુએ
કે રહું ઊભો જ્યાં છું ત્યાં?

મથું છું
સમસ્યા ઉકેલવા
તર્કશાસ્ત્રથી;
અને જાગીને જોઉં તો
ઘેટું જ દિસે નહિ!
સૂર્ય તો પાછો થયો છે!

નાગરિક □ વિનોદ જોશી

(દ્રુતવિલંબિત)

ખખડજંતર યંત્રપ્રચૂર ખટ્-
ખટક રક્ત વિષે ફરતું સતત્
અખડતું, પ્રતિઘોષિત શ્વાસને
હવડ ફૂગ વળેલ સુગાળવી.

કણસતાં અભિશાપિત ભીતરે
શુંય પડ્યાં શમણાં વળી ટૂંટિયું.
દૃગ અવાવરુ, કેવળ ચીપડે
સબડતી ક્ષણ રંગીન દૃશ્યની!

ધબકવું જ મૂકી સહુ શ્વાસ આ
વિતથ શાં પડખાં ઘસતા, જતા
હચમચી સ્થિર માંડ કરેલ આ
અમુક માપ તણાં નિજ માંચડા

સમય કોઈ ખચાક હુલાવતું
નગર ત્યાં જ અહીં તહીં ભાગતું....

આ એ શહેર ☐ હસમુખ દવે

આ એ શહેર,
કર્કશ, બસૂરા અને બીભત્સ ઘોંઘાટથી
બળાત્કારની ચીસમાંથી ઊઠેલા ચીત્કારથી
છવાયેલાં
આ એ શહેર,
આ મુંબઇ!
આ કલકત્તા!!
મયદાનવની માયાજાળ જેવા
આ શહેરમાં પણ
જ્યાં જળ દેખાય
ત્યાં સ્થળ હોય
અને
જ્યાં સ્થળ દેખાય
ત્યાં જળ!
અને મનુના પુત્રો
દૂર દૂરથી આવે છે
વસવા
આ શહેરમાં
અને જ્યાં સ્થળ સમજી
વસતી કરે છે
ત્યાં ડૂબી જાય છે એના જળમાં.
અધરાતે મધરાતે પણ
નથી શમતા
આ શોરબકોરો,
આ ચિત્કારો
અને પીને છાટકા થયેલા
'કો નશાબાજ જેવા
ચમકૂતો
કો' હેમેન મોંડલના રૂપમાં
કે કો સમદખાનના સ્વાંગમાં
હરી લે છે શાંતિ
આ એ શહેરની.
આ મુંબઈ,
આ કલકત્તા!

ડીઝલની વાસથી ઊભરાતા
કપાયેલાં લીલુડાં માથાં જેવાં
ખાલી ડાભથી છવાયેલા
કો' વૃદ્ધાની ચીમળાઈ ગયેલી
છાતી જેવાં
ઊબડ ખાબડ રસ્તા,
એના પર ચાલતી
'ટીંક ટીંક' કરતી ટ્રામ
એની સામે રસ્તો રોકી
ઊભી રહેલી મીની બસ
એની પાછળ સરકારી બસ
અને એનાં છાપરાં પર
મુસાફરોનું ટોળું
'બાદામ' ખાતું ખાતું
"ઇન્કિલાબ ઝીંદાબાદ, ઝીંદાબાદ"
પોકારતું
અને એને હટાવવા પાતળી સોટી
હવામાં વીંઝતું,

કોઇ કાળે સફેદ હશે એવી ચાડી ખાતું
કાળા ધાબા અને પરસેવાની ગંધથી ઓપતું
ધોળા, ટોપાવાળું, યુનિફોર્મ પહેરેલું, પોલીસનું ધાડું;
મુંબઇમાં
ઝૂંપડપટ્ટીના મોરચાને પહોંચી વળવા,
'ઇન્કિલાબ ઝીંદાબાદ, ઝીંદાબાદ'ના પડઘાને
ડામવા
ધસી આવે છે ત્યારે
કોઇ નેતાના
'બસ્તીકો જલા ડાલો'ના નારાને
શિવાજીપાર્ક પર ભરાયેલી
જાહેરસભામાં
તાળીઓના ગડગડાટથી
નવાજાય છે
અને બસ્તીને જલાવી દેવા
કોઈક ખૂણે કોઈ મનુનો પુત્ર
ભેજવાળી, ટોપકાં વગરની દિવાસળીથી
ક્રાંતિની મશાલ સળગાવવા
મેચબોક્સ પર ઘસી રહ્યો છે.
ઇન્કિલાબ આવશે એ આશાથી!
આવશે ઇન્કિલાબ?
પડઘાશે ઝીંદાબાદ?
કે પછી ઊઠશે નારા
'મુર્દાબાદ મુર્દાબાદ!
મુંબઈ મુર્દાબાદ!
કલકત્તા મુર્દાબાદ!

મુંબઈની સોસાયટી–મહિલા □ પન્ના નાયક

એક ટનના
ભારેખમ એર-કન્ડીશનરવાળા રૂમમાં
પક્ષીઓના ટહુકા પ્રવેશી શકતા નથી
એટલે
ઊઠું છું ત્યારે
સંજીવને શાળાનો વખત થઈ ગયો હોય છે.
બપોરે બ્રીજ–કલબ
કે
gourment cooking...
સાંજે
થોડા ટેલિફોન, થોડું શોપિંગ
અને
મહારાજને આપવાના ઓર્ડર વચ્ચે
વિચારો સોસવાતો ઓસવાતો સમય....

રાતે
ખાણીપીણી
અને બનાવટી દાંતની હસાહસની પશ્ચાદ્ભૂમાં
તીનપત્તીનાં પાનાંની ચડઊતર વચ્ચે
'શ્વાસ ખાવાનીય પુરસદ નથી'ની ફરિયાદમાં
અટવાઈ જતાં અમે....

મોડી રાતે
ભરઊંઘમાં
બેડરૂમનું બારણું ખૂલતાં
માંડ મળેલી પાપણો
એકાદ ક્ષણ માટે ખૂલી
પડખું ફરી જાય છે.

મારા ઘરની બહાર
શ્રી અને શ્રીમતી અરવિંદ દેસાઈના નામનું
ઓનરશિપની જાહેરાત કરતું
બોર્ડ છે.

અહીંના 'આકાશદીપો'—ન આકાશને, ન ધરાને—

કોઈનેય પ્રદીપ્ત કર્યા વિના ધરાશાયી થયાં કરે છે.

દરિયાની

ડુંગર જેવી વાછટથી ન ભીંજાતું મુંબઈ

મુશળધાર વરસાદની ધોધમાર વર્ષામાં આકુળ વ્યાકુળ થઈ ભીંજાઈ રહ્યું છે.

— ગળાબૂડ ડૂબી રહ્યું છે.

ગુડસ ટ્રેઈને. □-□-□-□-□

મકાન હો તૂ કા

ના ટે ટ

ર લી ઈમારતોનો મા

ત

માં લ

ફેંકી દે છે–જેમ

ફેં

કે

છે

ગેસ્ચેમ્બરની યાદ આપતી લોકલગાડીઓ

"માણસ નામના ફૂટાએલા કાટમાલને.

કલાકોના અંધારપટમાંય આ કાટમાલ ઊજળો રહે છે → ગતિ કરે છે.

આ ગડી ગતિને પ્રગતિ માની વધુ ગતિ કરે છે આ શહેર.

— અને,

પોતાની જાતને "જીવંત" માને છે અહીંનો દરેક માનવી !

હકીકતમાં એની વાચા મૂક બની ગઈ છે, સંવેદના બુઠ્ઠી બની ગઈ છે.

આ વાતાવરણને સ્મશાની દુર્ગંધ એવું તો કલુષિત કરે છે —

કે—

—સુગંધની સંવાદિતા કે નાદનો નિનાદ નર્યો કોલાહલ બની જાય છે અહીં.

ચારે બાજુથી ઘેરાએલી સંવેદનાને કવિતા નામની સાહિત્યિક અબોહવા સ્પર્શી શકતી નથી.

ભિન્નભિન્ન અવાજો અને ગંધમાં હટાયેલ આ શહેરને કોઇ કવિના

આર્તનાદની

आवश्यकता नथी.

નિનાદના નાદની अनिवार्यता નથી

અને છતાં ....

આ मुम्वई...ईईई જીવે છે–

કદાચ એથી જ એ જીવે છે.

ટાઇપિસ્ટ ગર્લ ☐ વિનોદ જોશી

(પૃથ્વી)

ટક્ક્ ટક્ ટક્ક્ ટક ટકટક્ક્ ટક્ ટક્ ટક્ક્

ફરે મૃદુલ ટેરવાં ઝડપભેર ટાઈપ પે
ઘસે શત પ્રહારથી ક્ષત ક્ષણે ક્ષણે થૈ જતા
અનેક મુડદાલ કાગળ, દીવાલ ડંકા થઈ
બજે, તરત હિલ્સ સેન્ડલ તણી સરે લિફ્ટમાં
ગલી, સડક, ટ્રામ, ટેક્સી અટકે જુહૂ બીચમાં.
હલો ડિયર ઓહ્ યુ હાઉ બ્લડી યુ નો યુ ટૂ લેઈટ્ ટુડે
યુ સી રિયલી સોરી ડોન્ટ્ બી સિલી કિસ્ મી હાઉ સ્વીટ્ યુ આર

ધૂમિલ અજવાસ રુગ્ણ હળવે રહ્યો આથમી
રહી મલકી તેજપુંજ તણી શૃંખલા ચોતરફ
લઈ સૂરજ બાથમાં ક્ષિતિજ ગાઢ ભીંસે, તહીં
પ્લવંગ સમ ઊછળે ભરતી લોઢ કાંઠા લગી

હજી લક્કડખોદ ક્યાંક ખણુતાં ક્ષણોને સતત્
ટક્ક્ ટક્ટક્ક્ ટક્ક્ ટકટક્ક્ ટક્ક્ ટક્ ટક્ક્

ખોયું મેં તો મનડું મુંબઇ શ્હેરમાં ☐ પ્રફુલ્લ પંડ્યા

જોયું તો જોયું
કાચના યંત્રે જોયું
આંખના તંત્રે જોયું
કેસરી અંતરે જોયું
ખોયું તો ખોયું
મન મુંબઇમાં ખોયું
ખોયું મેં તો મનડું રે એક શ્હેરમાં
લીલા બાવળ કેમ ન ઉગે શ્હેરમાં
છતાં ય અહીંયા
અબાલવૃધ્ધ સૌ રહેતા લીલાલ્હેરમાં
લ્હેર કરે અહીં લાગણી
માલ ખાય બહુ બુદ્ધિ
મારા મુંબઇ શ્હેરમાં
જડે ન શોધી શુધ્ધિ
છતાં એ શુધ્ધ છે
કોણ કહે કે અશુધ્ધ છે ?
છે જરા વિક્ષુબ્ધ છે હમણાં હમણાં
પણ કહેવું જોઇએ
કે શ્હેર ઘણું પ્રબુધ્ધ છે
જો કે ન કોઇ અહીં બુધ્ધ છે !
અહીં હવે ટ્રામ નથી ટ્રેનો છે
ટ્રેનોમાં માણસોનું જંગલ
મકાનોમાં રઝળતી શૂન્યતા
એરકન્ડીશન્ડ ઝુંપડીઓમાં લટકતા વૈભવી ઝુમ્મરો રોજ
રાતના છાનું છાનું રડે છે.
છાનું છાનું હસે છે રોજ રાતના
અહીં સમુદ્ર કિનારો
અહીં સમુદ્રમાં માણસો કે

માણસોમાં સમુદ્ર ખોવાઇ ગયો છે
સમુદ્ર દીવાદાંડીમાં પોતાને શોધે છે
સ્ટીમરોની અવરજવર
ઉછળતા રંગીન પ્રકાશિત પાણીમાં વિદેશોની મુસાફરી
લોંચમાં વાગતું હિન્દી ફિલ્મોનું સંગીત
ઔર ચાબી ખો જાય ..........
આ બધું નિહાળી નિહાળીને થાકી જવાય
આંખોને થાય કેટકેટલું તાણું ?
જો કે એનાથી હું ના કદીય ભાગું
માત્ર શહેર આ એવું
જેના વિશે બહુ હું જાણું--
જાગી જાગીને મેં જોયું છે
જોયું છે જોયું છે—જોયું છે ?
શું ?
દરિયો ફૂંકાતો હોય માઝમ રાતના
ચોમાસું ધોધમાર ઝામ્યું હોય
માર્ગો તળાવ તળાવનું કાવ્ય બની ગયા હોય
બધો જ વ્યવહાર ઠપ્પ થઇ ગયો હોય
ત્યારે પણ
આ ટાપુ પર ફરતા રંગીન ચ્હેરાઓ મેં જોયાં છે
આ ચ્હેરાઓ રોજ સૂર્યને ગાળો ભાંડે
રોજ રાતે ચન્દ્રને સ્મિત કરે (કે કોમ્પ્રોમાઇઝ કરે)
અને પાછળથી મોડી મોડી રાતે રેશમ રેશમ રમતા
રમતા રાત ગુઝારે
રાત ગુઝારે પ્રેમમાં,
મુંબઇ શહેરે રાતનો રંગીન મુગટ
ઝાંઝરના રણકારમાં પડતો એનો વટ

જોઇ છે
એક બીજી ફ્રેમ પણ જોઇ છે આ ટાપુની
જેમાં સમુદ્રના રંગો ઉછળ્યાં કરે
માર્ગોની ગતિ વધ્યા કરે
વિમાનોની ઘરઘરાટી જન્મ્યા કરે
અકસ્માતોની ચીસ દોરી આપે એક આકૃની રેખા
અહીં અનેક સ્પંદનોથી આકાશ ય
એક ગુજરાતણના ઘાઘરે ચીતરેલી ચકલી
મત્સ્ય કન્યાઓની વિશાળ છાતીઓમાં સળવળતી
માછલીઓ પેદા કરે
ચર્ચગેટ સ્ટેશન પરની ગિર્દીનું ક્રાઉડ મ્યુઝીક
રેડિયો પરથી વાગતા ગીતના સૂરોમાં પડઘાય
અહીંનો સૂનકાર
ટેલીવીઝન લાખ્ખો ઇડિયટોને બેસાડી શકે નિજની
સન્મુખ
ગાવસ્કર અને અમિતાભને પણ મુંબઇએ ઘર આપ્યા છે
કદાચ એટલે જ નગરવાસીઓના મન
પહોંચી જાય રતિ. પદ્મિની, રેખા, અનિતા રાજની
પળોમાં, તળોમાં, સાથળોમાં, કળણોમાં ખૂંપી જાય.
સી સાલા પાગલ, દીવાના, ચક્રમ, ગાલિબ...
રાતે એકલા એકલા માત્ર એકલા એકલા
મસ્જિદ બંદરના મજુરો માણ્યાં કરે કલાઇમેક્સ કોન્ટ્રાસ્ટ
જોય
આવી તો કૈં કેટલીય ફ્રેઇમો
આથી યે વિશેષ ચળકતી, ઝળકતી, સળગતી,

વળગતી અત્યારે તો
કવિઓની આંખોમાં....    ....
સ્વપ્નો પાર વિનાંના મુંબઇ શહેરમાં
આપો આપોરે કોઇ પાંખો મુંબઇ શહેરમા .
મારે ઉડવું છે
હજી તો ખૂબ ખૂબ ઉડવું છે
આ ટાપુ પર દૂર સુદૂર
જોવું તો જોવું છે
હજી ય મુંબઇ જોવું છે
ખોવું તો ખોવું છે
મન મુંબઇમાં જ ખોવું છે !

ભીડ □ શંખ ઘોષ □ નલિની માડગાવકર
(બંગાળી)

'નાનાં બનીને ઝંપલાવો મહાશય'
'સાંકડા થઇને ઝંપલાવો મહાશય'
આંખો નથી ? આંખે જોઇ શકતા નથી ?
'સાંકડા થઇ જાઓ, નાનાં થઇ જાઓ——'
હવે વધુ કેટલો નાનો થઇશ ભગવાન
ભીડની વચ્ચોવચ ઊભો રહીને.
હું શું હમેશાં મારા જેવો જ છું !
જાહેરમાં, બજારમાં; એકાંતમાં ?

નગર છે, પણ નાગરિક ક્યાં ?
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૦૩
વર્ષ ૧૮ : અંક ૧ : ઑક્ટોબર, ૧૯૮૪
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ
કેટલીક તસવીર : મોહનકુમાર

# કવિતા

(દ્વૈમાસિક)

---

---

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૩૦ રૂપિયા, પરદેશમાં ૫૦ રૂપિયા. આ અંકના છૂટક ૧૦ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતિ છે. પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

## ઝૂલણ બજાણિયા | □ લાલજી કાનપરિયા

છાતી વચ્ચે અંગારો ને અંગારમાં આગ, ઝૂલણ બજાણિયા!
એક ફૂંક લાગી ને આખો સળગી ઊઠ્યો બાગ, ઝૂલણ બજાણિયા!

અમે ઘાસના તણખલામાં લાગણીઓ કૈં દીઠી, ઝૂલણ બજાણિયા!
વ્હાલમ લગ પૂગી ના તો યે લીલોતરીની ચિઠ્ઠી, ઝૂલણ બજાણિયા!

હું વરસું તો દરિયો આખો રેલમછેલમ થાતો, ઝૂલણ બજાણિયા!
ભીનો ભીનો ચહેરો આવી ભીતરમાં છલકાતો, ઝૂલણ બજાણિયા!

અંધારું તોડીને વાવ્યું ઘરના સૂના ફળીએ, ઝૂલણ બજાણિયા!
કો'ક કસુંબલ સપનું થઈને આંખોમાં ઝળહળીએ, ઝૂલણ બજાણિયા!

ખરી પડેલા ટહુકાનું એક ગગન લઈને મળવું, ઝૂલણ બજાણિયા!
અમથું અમથું મલકી જાણે એકબીજાને છળવું, ઝૂલણ બજાણિયા!

જળને બદલે નદી વચાળે વહી જતો સૂનકાર, ઝૂલણ બજાણિયા!
ધીરે ધીરે ડૂબી જતો એક ઓળખનો આકાર, ઝૂલણ બજાણિયા!

## પાણી પૂરી ખાવી છે ☐ જગન્નાથ રાજગુરુ

(ગઝલ)

સીનેમાનો ચાળો છે ને ડંડો પોલીસવાળો છે ને માણુસ જેવી ગાળો છે ને પાણીપૂરી ખાવી છે,
ઘરમાં 'હું' ભમરાળો છે ને સુવાવડનો વારો છે ને સીઝનમાં શિયાળો છે ને પાણીપૂરી ખાવી છે.
મત દેવાનું ટાણું છે ને દસ રૂપિયાનું નાણું છે ને આગળ–પાછળ ડંડા છે ને ધંધા–પાણી ઠંડા છે,
અંગૂઠો તો આળો છે ને પેટ નીચે હોબાળો છે ને ગાયુ માટે ફાળો છે ને પાણીપૂરી ખાવી છે.
જીવતર ખાલી બોટલ છે ને સામે ચાની હોટલ છે ને ચાલીશ પૈસા ટોટલ છે ને સુકીવાળી ખીસ્સામાં,
મા ને બૈરું માંદાં છે ને બાળકને બહુ ચાંદાં છે ને શ્વાસ હજુ સુંવાળો છે ને પાણીપૂરી ખાવી છે.
રામ–કથાનું છાપું છે ને જુહુ પર તો 'બાપુ' છે ને બાપુ મોતી વેરે છે ને કાળાં ચશ્માં પ્હેરે છે,
કલમનો કંટાળો છે ને મોટર જેવી ફાળો છે ને આંખોનો સરવાળો છે ને પાણીપૂરી ખાવી છે.
પગની નીચે રસ્તો છે ને માથાં ઉપર તડકો છે ને કાંટાની જંજાળ્યું નોંધી ટાવર સામે ઊભો છે,
ટેક્સીમાં ફાંફાળો છે ને રંગ કાચનો કાળો છે હવે, એ છે ને ઢખાળો છે, ને પાણીપૂરી ખાવી છે.

વિશ્વની સેંકડો કાવ્યપંક્તિઓમાં
મેં થોડી ઉમેરી છે.
તમરાંના ત્રમત્રમાટ કરતાં
એ કદાચ વધુ શાણી નહીં હોય.
હું જાણું છું. ક્ષમા ચાહું છું.
હું પૂર્ણવિરામની નજીક આવું છું.

ચંદ્રની રજકણોમાં પડેલાં
પદચિહ્ન જેવીય એ નહોતી.
છેવટે ક્યારેક એ દીપી ઊઠી હોય
તો એ પ્રકાશને કારણે નહીં.
મેં આ ભાષાને ચાહી છે.

શાંત હોઠમાં ઊઠતો કંપ
ઉષ્ણ પ્રદેશો કરતાં ધીમા થતા
સૂર્યાસ્તની સાખે
રાતાં ખેતરોમાં ટહેલતાં
તરુણ પ્રેમીઓને ચુંબન કરાવે છે.

પ્રેમની જેમ
ભૂખની જેમ, પ્લેગની જેમ, યુદ્ધની જેમ
કવિતા પણ
આપણી સાથે આદિકાળથી છે.
મારી કેટલીક પંક્તિઓ
ક્ષોભ પમાડે એટલી મૂર્ખતાભરી હતી.

પણ હું કોઈ બહાનું આપતો નથી.
હું માનું છું કે
હણી નાખવા અને હત્યા કરવા કરતાં તો યોગ્ય છે
સુંદર શબ્દોની શોધ.

રખાતનું પત્નીને સંબોધન ☐ નેઓમી રેપલેન્સ્કાય ☐ ઉત્પલ ભાયાણી

મારો વિચાર કરતાં,
તું ધ્રૂજ નહિ.
તારો કિલ્લો ભલે રેતીનો હોય
હું સમુદ્ર નથી.

હું આશ્રિત પણ નથી,
કે હું કોઈ રાજવી પણ નથી.
હું તો અંધારી ગલી છું
જ્યાં માણસ એકલો ચાલે છે.

સાવ એકલો, એ ચાલી આવે છે,
અને મન થાય ત્યારે ગીત છેડી નાખે છે,
મરજી થાય ત્યાર એ ચાલ્યો જાય છે,
અને મારા રસ્તાઓ યથાવત્ હોય છે.

જો કે ઘણી વાર એનું
લાચાર રુદન મારા કાને પડે છે,
પણ એના એ શરણાગતિના નિઃશ્વાસોમાં
એ તારું શરણ નથી શોધતો.

ગુનાએ મારી જીભ સીવી દીધી છે,
રોષે તને આંધળી બનાવી છે.
એક વાર, માત્ર એક વાર
તારી આંખોને મારા પર બાંધી લેવા દે.

☐ સુરેશ દલાલ

એક વખત
આપણો સંબંધ હતો
સરોવર ને માછલી જેવો
અને આજે હવે
માછીમાર ને માછલી જેવો.

स्वरमुग्ध कोनो ? ☐ नलिन रावळ

એકાન્ત
વનપ્રાન્ત શાંત
પંખીસૂરો શમી ગયા નભ પાર ક્યાંક
સંધ્યા સરે
સમીરસ્કંધ ફૂલની સુવાસ
ઝિલ્લિરવે ડૂબત
આથમતો ઉજાસ
અંધાર
અંધારમાં અવ કહીં પથ ?
ક્યાં વિરામ ?
"અહીં આવ
આવ
પ્રિય આમ આવ"
કોનો ?
સ્વરમુગ્ધ કોનો ?
આશ્લેષમાં લઈ મને વિનવે
કહે—
આવ
અહીં આવ
પ્રિય આમ આવ

ડીસ્ટન્સ ☐ સુરેશ દલાલ

મારા મિત્રને લેવા
પહેલાં હું સ્ટેશને જતો હતો
સ્ટેશનથી મારું ઘર પાસે હતું
મારા મિત્રને લેવા
હવે હું એરપોર્ટ જાઉં છું
એરપોર્ટથી મારું ઘર દૂર છે.

સૂર્ય ☐ સુબ્રમણ્ય ભારતી ☐ ઉત્પલ ભાયાણી
(તામિલ)

હે સૂર્ય
તેં રાત સાથે શું કર્યું છે?
શું તેં એને કાઢી મૂકી છે,
મારી નાખી છે,
કે પછી સ્વાહા કરી દીધી છે?
કે પછી તારા કિરણોના બાહુપાશમાં તેં
એને છુપાવી રાખી છે?—આલિંગન અને ચુંબન માટે.
શું રાત તારી શત્રુ છે?
શું રાત તારો ખોરાક છે?
શું રાત તારો પ્રેમ છે?
આખા અંધકાર દરમિયાન તને એ ઝંખે છે માટે
એ શું કાળી પડી ગઈ છે?
તારા પર દૃષ્ટિ પડતાં જ
તારા તેજથી શોષાઈને એ શું તારામાં
ભળી ગઈ છે?
શું તમે બંને એક જ માતાના સંતાન છો?
શું તમારી માતાએ એવી આજ્ઞા કરી છે કે
જગતનું રક્ષણ કરવા તમે એકમેકની પાછળ પડો?
તમે અમર છો? તમે અમૃત છો?
હે સૂર્ય, હું તમારા બંનેનું સ્વાગત કરું છું.

એક કાવ્ય ☐ રમેશ પટેલ

આપણી
કવિતાનો
પ્રાચીન કાવ્યસંગ્રહ
તો છે—
ખજૂરાહોનાં
શિલ્પો!

ખંડકાવ્યનું ગીત ☐ સુરેશ દલાલ

રાત પડે ને છૂટા પડીએ : સવાર પડે ને મળીએ
ચક્ર– મિથુનની જેમ આપણે શિખર ઉપર ને તળિયે.

કળી કળીએ મિલન લખ્યુ
ને વિરહ ભયો ફૂલફૂલમાં
અરે આપણું જીવન : જાણે
એક સનાતન ભુલમાં
રણની સામે જોયું જરી ને રડી લીધું વાદળીએ
રાત પડે ને છૂટા પડીએ : સવાર પડે ને મળીએ.

આ એકમેકની સાથે સાથે
તોય અળગા આઘા
મિલનના કોરા કાગળ ઉપર
વિરહ તણા છે થાપા
નજરસુખ જો હણાય તો થાતું : કે સાદ કેમ સાંભળીએ?
રાત પડે ને છૂટા પડીએ : સવાર પડે ને મળીએ.

☐ સુરેશ દલાલ

તારા વિના સૂરજ તો ઊગ્યો
પણ આકાશ આથમી ગયું
તારા વિના ફૂલ તો ખીલ્યાં
પણ આંખ કરમાઈ ગઈ
તારા વિના ગીત તો સાંભળ્યું
પણ કાન મૂંગા થયા
તારા વિના તારા વિના તારા વિના
જવા દે
કશું જ કહેવું નથી
અને કહેવું પણ કોને
તારા વિના?

## વરસાદ પછી નગરમાં.... ☐ મહેશ યાજ્ઞિક

આભેથી નીતરતો અઢળક અજવાસ હવે આંખોમાં શ્હેર નથી વાગતું,
જળનું આ ઝળહળતું ટોળું ઊગ્યું ને મારું શ્હેર હવે શ્હેર નથી લાગતું!
આભેથી ઊતરેલી રેશમની જાળ મહીં
ઝડપાયું આખ્ખું આ શ્હેર જેમ માછલી
ટ્રાફિક ને ભોં..ભોં..ની ભરચક્કતી ભીડ તણી
ભમરાળી ઘટનાઓ હોય જેમ પાછલી
ચાર–પાંચ ઝાપટાંનું આવ્યું આ ટોળું કે શ્હેરપણું જાય દૂર ભાગતું,
આભેથી નીતરતો અઢળક અજવાસ હવે આંખોમાં શ્હેર નથી લાગતું!
પામી અવકાશ સ્હેજ તરણાએ મારગમાં
લીલીછમ જાત એમ પાથરી
ડામરની હેઠે તો માટી હોવાની મને
જડબેસલ્લાક થાય ખાતરી
વરસાદી દિવસોનું કુંવારું ભાન હવે રૂંવાડે રૂંવાડે જાગતું,
જળનું આ ઝળહળતું ટોળું ઊગ્યું ને મારું શ્હેર હવે શ્હેર નથી લાગતું!

## વસિયત ☐ હર્ષદ ચંદારાણા

મુલાયમ ક્ષણોના બધા તાર ખેંચી વણ્યું છે આ ઝીણું અને રાતું મલમલ
અને એની માથા ઉપર મેં ધરી છે પછી પાઘડી સોંપજો દીકરીને

બધા માર્ગ ને જ્યાં ન'તા માર્ગ તે પણ કર્યું પાર બસ એક એના જ ટેકે
પ્રથમ દીકરાને વચન, ટેક, વટની અડગ લાકડી સોંપજો તારવીને

ઘણા કંટકો પાર એની ગયા છે ઘણા જખમ ઊંડે સુધીના મળ્યા છે
બીજો દીકરો પ્હેરશે એ, વહેવારની ચાખડી સોંપજો ફાળવીને

કરી છે ઘણી ભૂલ તેમ જ શીખ્યો છું ઘણું—તે ઘરેણાં ભર્યાં સર્વ એમાં
પછી દીકરો સૌથી નાનો ભલે મેળવે દાબડી સોંપજો જાળવીને

મને સાથ એ ફૂલ કેરો રહ્યાથી મળી'તી મહક તે ભરી છે ઠસોઠસ
નહીં છોડતા કિંતુ, અર્ધાંગનીને, ભરી ગાંસડી સોંપજો સાચવીને

કાચના શ્હેરમાં ☐ નયન હ. દેસાઈ

સૌ સવારે અરીસામાં જઈને મળે કાચના શ્હેરમાં
સાંજ પડતાં જ ખિલોરી સૂરજ ઢળે કાચના શ્હેરમાં.

સૌ ચહેરાઓ ધુમ્મસમાં ઢાંકી ફરે તૂટવાના ડરે,
સામસામાં ફક્ત પ્રતિબિમ્બ ઊછળે કાચના શ્હેરમાં

એ રઝળતા સમયનાં હવે બારવા ગીત ગાતા નથી,
બેઉ કાંઠા ભરી એક નદી ટળવળે કાચના શ્હેરમાં

ક્યાંક આવી ચઢે કે'ક ટહુકો તો ટ્રાફિકમાં ભૂલો પડે,
મોરનું ટોળું સ્વપ્નામાં જોવા મળે કાચના શ્હેરમાં

ક્યાંય માટીની ફોરમ કે કૂંપળ નથી; હયો, હવે શું થશે?
આર. સી. સી.ના માણુસ ન કૈં સાંભળે કાચના શ્હેરમાં.

આવતી કાલે ☐ લાલજી કાનપરિયા

કદાચ, આવતી કાલે
વીજળીના તાર પર બેસવા ટેવાયેલાં પંખીઓને
વૃક્ષની ડાળ પર બેસવું નહીં ફાવે!

કદાચ, આવતીકાલે
બગીચામાં શિસ્તબદ્ધ ખીલતાં ફૂલો
વનવગડે ખીલવાનો ઈન્કાર કરશે!

કદાચ આવતી કાલે
ચીમનીઓના ધુમાડાથી રજોટાયેલી મેલી સાંજ
ગોધૂલિને ઓળખશે પણ નહીં!

કદાચ, આવતી કાલે
માણુસની કૂખે માણુસ નહીં
પણ યંત્ર જન્મશે!

અને ત્યારે—
દંતકથામાં પલટાયેલા ગામને શોધવા
આપણે જવું પડશે જાનપદી વાર્તાઓના પ્રદેશમાં!

ચાર લઘુ કાવ્યો ☐ ઉશનસ્

૧ પર્દો

વેશ્યા વસ્તીમાં થઈને પસાર થાય છે
મારી સીટીબસ,
બસની બારીઓમાંથી બધાંયની નજર
– મારીય– બારી બહાર એકાએક ને એકસાથ
શેરીની હારબંધ રંગીન પર્દાવાળી બારીઓ ઉપર....
ક્યારે આ વસ્તી પૂરી થઈ ગઈ તેની
ખબર પણ ના રહી
–(ને ક્યારે રહી છે જો?)–
અને પડોશનાં સળંગ ગૃહસ્થ-ઘરોની બારીઓના
પર્દા ઉપર
કશાક પર્દાપારના પેલા જ કુતૂહલે....

૨. સ્મશાનભણી

રાત્રે સૂતાં પહેલાં
એણે એના શયનખંડના મેજ ઉપર
એનાં ચશ્માં ઉતારીને મૂકી દીધાં;
(રઝળતી આંખો!)
તે પછી દાંતનાં ચોકઠાં;
ને છેલ્લે બજારુવાળનો માથેથી ઉતારેલો ઝૂડો
–અંબોડો-લટકાવી દીધો એક ખૂણામાં હૂક ઉપર
–સ્મશાનભૂમિની લગોલગ પહોંચ્યાનાં જ
બધાં એંધાણ;
પછી સ્વિચ ઓફ્ કરીને તે પોતે જ
એક પગલું ભરીને પલંગમાં પોઢી ગઈ
નનામીમાં પોતાનું વિસર્જન
કરતી હોય ને તેમ.

૩. એક પીંપળો

વાયરામાં ઝંઝેડાયું છે વ્યોમનું આખું વૃક્ષ,
આમૂલાગ્ર વીંઝાયું છે તે;
ઊર્ધ્વમૂળ પીંપળાની ટેટીઓ પાકીને ફાટી છે
બીજોમાં;
ખરતાં જીવંત બીજોની રજનો
વાવંટોળ ઊઠયો છે સ્વર્લોકથી ભુલોક સુધી....
આંધીમાં આવી ગયું છે પૃથ્વીનું મારું કાચી માટીનું ઘર,
એકાદ બીજોનું ઝૂમખું તો બણુબણતું
ઉડાઉડ કરે છે છેક મારા કાન કને આવીને,
અને મને ધ્રુજારી વછૂટે છે–
એ મારી માટીમાં મૂળિયાં નાખવા મથે છે.
એક પીંપળો મારી પાછળ પડયો છે
ખાઈખપૂચીને જન્મોથી.

૪. ફળની માફક

મકાનને ભાંગતોકને ભલા!
બહાર ભાગી જા મેદાનમાં,
મનને માર એક છેલ્લો ધક્કો, મક્કમ;
ને કૂદી પડ પેલી પારતામાં;
એ જો ન આવડે તો
તારા ફૂલની પાંખડીઓ એક પછી એક
ખેરવી નાખતોક ને નીકળી આવ બહાર
ધીમે ધીમે
એક ફળની માફક

હેતુ ☐ હિ. વ. કામદાર

પ્રેમ કરવા માટે હૃદય છે
કે
હૃદય છે માટે પ્રેમ કરવાનો છે?

પેરિસ ☐ ફૈઝ અહમદ ફૈઝ ☐ માલા કાપડિયા
(ઉર્દૂ)

દિવસ ઢળ્યો, બજારની ગલીઓમાં
કતારબદ્ધ બની
લાલ બત્તીઓ
પ્રત્યેકના ભિક્ષાપાત્રમાંથી વરસે છે રિમઝિમ
દુઃખ આ ગીચ શહેરનું
દૂર આકાશની પશ્ચાદ્ ભૂમિમાં ઘેરાવા લાગ્યાં
ચિહ્ન વીતેલી જાહોજલાલીનાં
ભૂમિકામાં
કોઈ દીવાલના ઓછાયામાં વળગેલો પડછાયો
બીજા પડછાયાની આછી-શી આશા લઈને
રોજની જેમ
જમાનાની ટીકાની ભૂમિકા સાથે
અને કોઈ અજાણ્યો
આ પ્રકાશથી, પડછાયાથી બચતો
પોતાના સ્વપ્નહીન રાતના મુકામ તરફ જતો

આત્મઘાતી યુવાનના શબ સમીપે ☐ લલિત ત્રિવેદી

એક લીલું વૃક્ષ હવાથી બ્હીને તૂટે છે
પ્રાણવાયુમાં અખંડ સૌભાગ્ય ડૂબે છે....
જીવતા'તા ત્યાં સુધી નસનસમાં ધખધખતો....
એ જ અગ્નિ જમણા અંગૂઠામાં ટટળે છે
માંડ મનમાંથી છૂટીને પગ પડેલા છે...
માંડ દૃશ્યોથી છૂટીને આંખ પોઢે છે
શ્વાસના સંગમથી, રંગોથી નીતરતું રૂપ....
કંઠમાં અટકેલ ગંગાજળમાં ડૂબે છે
લોટીમાંથી ખૂટતા ગંગાના જળમાંથી
લોહીમાં ગંગાસ્વરૂપી ભાગ્ય જન્મે છે....

નિત્ય વસન્ત વસન્ત ! ☐ સુન્દરજી બેટાઈ

રૂપ–રંગ–રસગંધની સિદ્ધિ-
રિદ્ધિ વસન્ત વસન્ત!
'ક્યાં એ ક્યાં?' નવ પૂછવું, બન્ધુ!
એ તો—ભીતર બ્હાર
ભરન્ત સદાય લસન્ત!
વસન્ત! વસન્ત!

ગ્રીષ્મ-સંતાપમાં,
દુઃખવિલાપમાં,
વર્ષા બની રહી
સૂક્ષ્મ સુસૂક્ષ્મ વહન્ત!
વસન્ત! વસન્ત!

પારખ પારખ નિત્ય સોહાગ એ
ભીતર ભીંજવી
અહીં તહીં સર્વત્ર છલન્ત,
છલન્તછોળ સુધામય શી આ
હૃદય ભરન્ત વસન્ત!
વસન્ત! વસન્ત!

પાંદડું ☐ એસ. એસ. રાહી

કંટકો વચ્ચે મળે છે પાંદડું
ધૂળ હેઠળ સળવળે છે પાંદડું

ખીણમાં પોઢી ગયેલા ગામમાં
ચાંદ ઊગે ને ઢળે છે પાંદડું

ભીની માટીની સુગંધો પી જઈ
ડાળીએ પાછું વળે છે પાંદડું

સાવ સૂકા વૃક્ષને કાપો નહિ
ક્યાંક ત્યાંથી નીકળે છે પાંદડું

☐ વિશાખા કોઠારી

અંગરક્ષકો
જ્યારે વીંધે અંગને
રક્ષક કોણ?

☐

ગાંધી તણા આ
દેશમાં નથી ખોટ
ગોડસે કેરી.

☐

ક્ષણિક છતાં
જીવન તો જોઈએ
વીજળી જેવું.

અદૃશ્ય (?) ☐ હિ. વ. કામદાર

રંગીન પ્રેમના કિરણને
'પ્રિઝમ'માંથી પસાર કરતાં
કોઈ રંગ જ ના દેખાયો!

જ્યારે હું સીટી વગાડતાં શીખ્યો ☐ ગોરડોન લી. ☐ શિવાની અડાલજા

મને યાદ છે તે દિવસ જ્યારે હું સીટી વગાડતાં શીખેલો,
ત્યારે વસંત હતી અને નવા અવાજો ચોતરફ હતા.
હું પાંચ કે છ વર્ષનો હતો અને મારા આગળના દાંત ખૂટતા'તા,
પણ મેં સીટી વગાડે રાખી જ્યાં સુધી મારા ગાલ ચોંટી ગયા.
મને યાદ છે હું ઉપર-નીચે ચાલતો હતો
મકાનોની હારમાં.
લોકોને પ્રભાવિત કરતો હતો જે મને સાંભળવા
પ્રયત્ન કરતા.
વિચિત્ર અવાજ જે મારા મોઢામાથી આવતા,
ને મારો અવાજ ઝાડ પરનાં પક્ષીઓથી ઘણો સારો હતો.
મને યાદ છે કે હું દુઃખી થયેલો
કારણ કે
કોઈને મારી પડી નહોતી
ને પછી હું એક વૃદ્ધને મળ્યો જે ઊભો રહ્યો ને હસ્યો.
એણે પણ ત્યાં સુધી સીટી વગાડી જ્યાં સુધી
એના ગાલ ચોંટી ગયા.
એનો અવાજ મારા જેવો જ હતો, કારણ કે
એના આગળના દાંત ખૂટતા'તા.

☐ બર્ટોલ્ડ બ્રેખ્ટ ☐ હસમુખ દવે

ક્ષાન્તિપેએ સોક્રેટીસને કહ્યું :
"પીટયા, તારા દેદાર તો જો,
છાકટો લાગે છે, સાવ!"
સોક્રેટીસે કહ્યું :
"માણસે જે દેખાય તે બાબત શંકા સેવવી
બધું જ સાચું નથી હોતું સાવ!"
અને સોક્રેટીસ મનાયો મહાન તત્ત્વદ્રષ્ટા!
અને ક્ષાન્તિપે મહા કર્કશા!!

ખુલ્લી પાંપણે અને બંધ હોઠે
સીલિંગ સામે તાકતાં તાકતાં
મધરાતે ઊઠેલો પ્રશ્ન
બા,
આજે સવારે
તમારા સંભોગ સમયે તમે
મનના વાઘા ઉતારેલા?
ત્યારે બારી બંધ હતી કે ઉઘાડી?
બારીમાંથી ચંદ્ર નીતરતો હતો
કે
ટમટમતા હતા અમાસના તારા?
સંભોગ
એ તમારા કહેવાતા સુખી જીવનની
અને વ્યાપેલા પ્રેમની પરાકાષ્ઠા હતી
કે
"જાન છૂટયો"નું સમાધાન?
ઘરની ચારે તરફ વાવેલી
રાતરાણીની સુગંધ
બધી તિરાડો ભેદી
તમારા શરીરોને સ્પર્શી હતી?
તમારા સંભોગ પછી
હોઠે હાસ્યની ઘૂઘરીઓ રણકી હતી?
આંખો નૃત્યની અદાથી ઢળી ગઈ હતી?
ગાલે રાગની લાલી આવી હતી?

આવું બધું પૂછયા પછીય
અને જવાબ સુખદ હોય તોય
મને કેમ લાગ્યા કરે છે
કે
તમારા સંભોગ પછી
તમે તમારા ગર્ભમાં
વેદનાના બીજને ધારણ કર્યું હતું?

ગીત ☐ મહેશ યાજ્ઞિક

રામે તો પીધો છે એપલનો જ્યુસ હવે શબરી તું તાકીશ મા વાટને,
બોરડીની જેમ હવે ખંખેરી નાખ તુંય પાંપણના મોતીની ફાંટને!
જંગલ તો ટહુકાઓ ઓઢી શણગારશે
વહેલી સવારમાં જ જાતને
અળવીતરી કોઈ ડાળ કાંટા-શું પૂછશે
કેમ કરી વિતાવી રાતને
ખાટાં સૌ બોર જેમ ફેંકે છે કેમ તારા મનખાના મોંઘેરા ઘાટને,
રામે તો પીધો છે એપલનો જ્યુસ હવે શબરી તું તાકીશ મા વાટને!
મુઠ્ઠીભર હાડકાંના માળામાં જાળવતી
આકાશી ઈંડાના ભારને
પગરવની આશામાં જ ઝબકીને ખોલે છે
જીરણ આ ઝૂંપડીના દ્વારને
પંપાના પાણીમાં ઓગળતા પડછાયા ઓળખશે તારા ઉચાટને,
બોરડીની જેમ હવે ખંખેરી નાખ તુંય પાંપણના મોતીની ફાંટને!

એટલે જ ☐ પન્ના નાયક

ચાલને,
આજની રાત
બત્તી બુઝાવી દઈએ.

મને

કાલની ખબર નથી
એટલે જ કહું છું
ચાલને,
આજની રાત
બત્તી બુઝાવી
એકમેકને જીવી લઈએ.

ગઝલ ☐ હનીફ સાહિલ

અણુસમજ અણઘડપણું લઇ ક્યાં જવું?
બોલ આ એકલપણું લઈ ક્યાં જવું?

શબ્દમાં પણ જે પ્રવર્તી ના શકે–
સાવ આ નિર્મમપણું લઈ ક્યાં જવું?

આ સ્મરણ જખ્મો સંબંધો ને વ્યથા
આટલું ભરચકપણું લઈ ક્યાં જવું?

શ્વેત કાગળ પર અનંકિત લાગણી
ને અપંગ અક્ષરપણું લઈ ક્યાં જવું?

મહેકતું એકાંત બોલાવે હનીફ
પણ હવે તૂટલપણું લઈ ક્યાં જવું?

ફરિસ્તો હોય છે ☐ બેન્યાઝ ધ્રોલવી
(મુક્તક)

સૂર્ય પણ સોનું વરસ્તો હોય છે,
ચોરમાં તડકો કણસ્તો હોય છે.

મ્હેકનો દરિયો ભરીલે શ્વાસમાં,
ફૂલની ભીતર ફરિસ્તો હોય છે.

કવિનું પોસ્ટમોર્ટમ ☐ આહમદ મકરાણી
(મુક્તક)

નીકળશે એકબે હરણાં કવિનાં પોસ્ટમોર્ટમમાં;
નીકળશે કૈંક ચાંદરણાં કવિનાં પોસ્ટમોર્ટમમાં.

તડપતી પ્યાસ એના હોઠ પર હરદમ ભલે રહેતી–
નીકળશે સેંકડો ઝરણાં કવિનાં પોસ્ટમોર્ટમમાં.

બાનો ઓરડો ☐ જયન્ત પાઠક

જન્મતાંવેંત
બાની છાતીએ, બાની પથારીમાં;
ભાંખોડિયાં ભરી ભરીને, છેવટે
બાના ખોળામાં;
શેરીમાં રમી-રખડીને, છેવટે
બાના ઓરડામાં;
સંસારમાં બા જ એક હાથવગી, પ્રેમવગી ત્યારે
ને આજે :
બહારથી આંગણે આવીને
ઘરમાં જોઉં છું તો
બાનો ઓરડો કેટલો આઘો દેખાય છે?
પહોંચતાં કેટલી વાર થાય છે!

અંતર ☐ જયન્ત પાઠક

જન્મ આપીને
વહોરી લીધેલી જુદાઈ મટાડવા
મા કેટકેટલાં વાનાં કરે છે!

છાતીએ વળગાડે છે
ખોળામાં રમાડે છે
કેડે તેડે છે
સોડમાં સંતાડે છે—

અંતર મટાડવા માનો વલોપાત
જેમ જેમ વધતો જાય છે
તેમ તેમ
અંતર પણ જાણે....

ઝરમરી ગયું ☐ પાર્થ મહાબાહુ

વરસાદ હતો બંધ અને ઝરમરી ગયું
આકાશ હથેળીમાં ઘણું વિસ્તરી ગયું

સ્વપ્નોની લઈ ટોળકી સામે મળ્યું હતું
એકાંત મને રાત વગરનો કરી ગયું

સૂરજની પડી ચીસ સખત કારમી પછી–
ઝાકળનું ઘોડાપૂર અહીં ઓસરી ગયું

ઢાળેલ નજર એક જરા જોઈ છે અને
કાયમના શિલાલેખ કોઈ કોતરી ગયું

ખીલ્યું'તું કમળ પાર્થ! અહીં મૌન નામનું
ને એ જ સકીનાની ગઝલ આવરી ગયું

કમાડ ઉઘાડો રે.... ☐ વિનોદ જોશી

કમાડ ઉઘાડો રે....
આડી આડી લીટી ને ઊભો હાંસિયો
એમાં વાંકાચૂકા તે અખશર હોય
કમાડ ઉઘાડો રે....

રૂડા લાવ્યાં અરીસા પરદેશના
એમાં છાંટા ઊડયા રે રાતી ઠેશના

જોયા જોયા અંદર જોયા બ્હારથી
ના ના કીધું ને આવ્યાં અમે તોય
કમાડ ઉઘાડો રે....

ફરકે ઊડે અજાણ્યો એક વાવટો
એનો આછો અણુસારો અમને આવતો

કાપું કાપું કાંડાં ને વીંધું છાતીયું
લાવ્યાં તેજી તલવાર્યું તીણી સોય
કમાડ ઉઘાડો રે....

ગઝલ □ જયેન્દ્ર શેખડીવાળા

માર્ગમાં જે કૈં મળ્યું અવાન્તરે છૂટું પડયું;
શ્વાસની લગભગ બધું સમાન્તરે છૂટું પડયું.

મેં સમેટી એ રીતે લીધી આ મારી જાતને;
માત્ર જાણે કે કોઈ કથાન્તરે છૂટું પડયું.

જો સ્મરણ સામું મળે તો પૂછજો એને, ભલા—
એય મારી જેમ શું દેશાન્તરે છૂટું પડયું.

હું સ્મરણ રૂપે જીવું છું ચિત્તમાં મારા હવે;
શ્વાસનું વળગણ જુઓ જન્માન્તરે છૂટું પડયું.

હું અણી પર છું હવે તૂટી જવાની એટલે;
કાચનું વાસણ જુઓ હસ્તાંતરે છૂટું પડયું.

જે ગઝલ મેં ના લખી એના વળાંકો ઓગળ્યા;
ને તમારું મૌન પણ મૌનાન્તરે છૂટું પડયું.

એમ મારામાંથી તું ઢોળાઈને ગઝલ થઈ;
કે હૃદય જાણે હૃદયના આન્તરે છૂટું પડયું.

ગઝલ □ જયેન્દ્ર શેખડીવાળા

એવો ગયો કે આવવું પરત ભૂલી ગયો;
આ શ્વાસ જન્મોજન્મની રમત ભૂલી ગયો.

દુઃખના બનાવ જેને કહો છો તમે બધા;
બાળકની જેમ એને હું તરત ભૂલી ગયો.

આતુરતાઓ કેટલી જીવંત હોય છે;
દરિયો નદીનું નામ હરવખત ભૂલી ગયો.

ભેટી પડી દિશાઓ મને એવા સ્નેહથી;
કે હુંય દેહ સાથેની શરત ભૂલી ગયો.

હમણાં પ્રસંગ એક મજાનો બની ગયો;
ફૂલો લઈને હાથમાં, જગત ભૂલી ગયો.

૩૧ ઓક્ટોબર ૧૯૮૪ ☐ પ્રવીણા જોશી

૧, સફદર જંગ રોડ
અને
અકબર રોડ વચ્ચે
દેશ લોહીલુહાણ થઈને ઢળી પડ્યો
ત્યારે નાનકડો તેજસ આવીને પૂછે છે :
'કોની મમ્મી મરી ગઈ?'
–ને અચાનક હું 'સ્ટીલ' થઈ જાઉં છું!

રીવોલ્વર અને સ્ટેનગન વચ્ચે ફફડતું
પ્રગતિનું પંખી
સવારે ૯–૧૮ વાગ્યે વીંધાઈ ગયું
ત્યારે સમય ઝૂકેલી ડાળીઓની જેમ
નતમસ્તકે થંભી ગયો!

ગુરુદ્વારા કે મંદિરના પગથિયે
સમસ્ત માનવજાતની પ્રાર્થના
ગુનેગાર બની જડવત્ થઈ ગઈ!

પ્રસંગ આમ તો બહુ ટૂંકો છે :
'એ માનવીની અંધ આંખોમાંથી
ધર્મ જ્વાળામુખી બની ફાટ્યો
અને
બુદ્ધની આંખોમાંથી આંસુ વહી નીકળ્યાં!'

આજે
ગંગજળમાં આંગળી બોળી
કવિ આ દેશનો ઇતિહાસ લખવા બેઠો છે
ત્યારે તેની પીઠ પર ભરેલી બંદૂકો તકાયેલી છે
અને
સર્વત્ર શાંતિવન પથરાઈ ગયું છે!

–હું
મારી ચિતાના ચણતર કામમાં
લાગી ગઈ છું!

ગઝલ □ જયેન્દ્ર શેખડીવાળા

સરિયામ તું મને કદી ઇચ્છે જો ચૂમવાનું;
તલવાર જેવું વિશ્વ પછી વચ્ચે મૂકવાનું.

તારા વિચારમાં હવે દિવસ ન આથમે;
ને રાતભર છે સ્વપ્ન સાથે તારા ઝૂઝવાનું.

ડુબવાની હો ઘડી કે ગઝલ કો રચાતી હો–
અગ્નિ પીડાનો જાણે છે ક્યારે ભભૂકવાનું.

કેવો અજબગજબ રિવાજ બાગનો છે, જો!
ફૂલો ઝૂકે તો ડાળીએ સાથે જ ઝૂકવાનું.

એકાન્ત તારા ચિત્તનું ઠલવાઈને અહીં–
એવું પૂછે છે જે બધું મારે છે પૂછવાનું.

ગઝલ □ હેમેન શાહ

જ્યારે હું તારા વિચારોમાં અછડતો હોઉં છું,
દૂરના જંગલપ્રદેશમાં રખડતો હોઉં છું.

શાંત મનની ખીણમાં પડઘાય તારું નામ જ્યાં,
હું જ અસ્થિર ભેખડો માફક ગબડતો હોઉં છું.

રાતના ઊઘડી ગયેલી બારીની તું બ્હાર જો,
ક્યાંક જાગૃત પાંદડાંઓમાં ખખડતો હોઉં છું.

હું ઉલ્લંઘી કાળ ને સ્થળ, સ્વપ્ન તારું જોઉં છું
પ્રાતઃકાળે સૂર્યની સાથે ઝઘડતો હોઉં છું.

જાય છે ઑફિસ તરફ જે, એ જ રાસ્તામાં કશે,
હું ખરેલી સો વસંતોને કચડતો હોઉં છું.

### ગઝલ ☐ જયેન્દ્ર શેખડીવાળા

કોણ મારામાં જીવે મારા સ્વરૂપે;
બિંબને પડકારતું જે સિંહ રૂપે.

હું કૂવો છું કોઈ એચેની ભરેલો;
ખાનગીમાં કોઈ ત્યાં હરરોજ ડૂબે.

આખરે એને ગઝલ રૂપે મૂકું છું;
જે કશું આકારહીન ભીતર ભભૂકે.

હું હટાઉં તેય પણ મારી જ રીતે,
ઈંટ પાયામાં બીજું કોઈ ન મૂકે

હું પ્રતીક્ષામાં ઊભો છું એમ તારી;
આથમે જો શ્વાસ તો લોચન ઝબૂકે.

### ગઝલ ☐ હેમેન શાહ

આ ધરા એક ગ્રંથ આલીશાન છે,
તમને લખવા–વાંચવાનું જ્ઞાન છે?

ઈસવીસન પૂર્વેથી ચાલી આવતો,
કોનો મારા શીશ પર અહેસાન છે?

કાષ્ઠની તલવાર જેવો દેહ છે,
ને જગત તો એક રણમેદાન છે.

છોકરો બગડી ગયો'તો સાવ જે,
એનું તો જાહેરમાં સન્માન છે.

જ્યાં વિચારોને પૂરી રાખી શકો,
એવું કોઈ ખાસ આંદામાન છે?

## આત્મોત્ખનને ☐ મનહર જાની

ત્વચા લીરેલીરા–રૂઝ–ઉઝરડા–ઘાવ દૂઝતા—
થીજેલા રોમાંચો–ખરડઘડ–અવશેષ નખના—
હથેળીની ખુલ્લી પરિચિત જગા સુક્કીભઠ આ—
કપાસીની પીડા—કળતર કશી હાથ-પગની—
તૂટેલા અસ્થિના કણ-સ્મરણ-કણુસાટ-વલખાં—
અનિદ્રા-તંદ્રાગત ઉરધડક-અસ્તિત્વની વ્યથા—
ઉદાસી-બીડીના કશ-રુધિર મિશ્રિત ગળફાં—
નર્યાં અંગત ચહેરા-તમસ-ઘન એકાંત-પડઘા—

હવા ભીની ભીની-ખીણ-ખડક-અવકાશ-તડકો—
ખજૂરીની છાયા-વિહગ રવ-ખખડાટ હળવો—
નદી-ધુમ્મસ-રેતી-તૃણ-તરુઘટા-સાંજ ઢળતી—
ધજા-દેરી-દીવાશગ-સગડ-રસ્તા વતનના—
બધાં મેલાંઘેલાં પ્રતિરૂપ સ્વયના પ્રજળતા—
—અને ઊંડે ઊંડે નિજ પ્રસવ આત્મોત્ખનને.

## ફૈઝ ... ☐ આદિલ મન્સૂરી

અબ ન ઝંજીર ખનકને કી સદા આયેગી
ઝિન્દાં મહેકેંગા ન અબ બાદે સબા આયેગી
એકએક ફૂલકે મુરઝાયે હુવે ચહેરે પર
રંગ બિખરેંગે ન ખિલતા હુવા મૌસમ કોઈ
ખાર કે સીનેમેં ચુભતા હુવા ફિર ગમ કોઈ
આંધી ફિર તેઝ હૈ તારોંકો બુઝા દે ન કહીં
રાત ઘનઘોર હૈ સૂરજ કો છુપા દે ન કહીં
ઔર અબ શોઅલએ જાં સે ભી ન ઉઠેંગા ધુવાં
તીરગીમેં તેરી સાંસોંકા ઉજાલા ભી કહાં
ચશ્મે નરગિસ મેં લહુરંગ હૈ શબનમ શાયદ
ઔર સય્યાદ કા દામન ભી તો હૈ નમ શાયદ

છાતીમાં ફૂટયો છે ☐ ધીરેન્દ્ર મહેતા

છાતીમાં ફૂટયો છે ધોળો એક વાળ
જોયો—
જેવો જોયો ત્યાં આંખોનાં તળ ગયાં ઊંડાં ને ઊંડાં
ને વચમાં આવ્યાં કૈં ઘૂમરી ને વમળો,
ઘૂમરી ને વમળોની વચમાં લહેરાય છે
ખીલ્યાં – અધખીલ્યાં ને બીડેલાં કમળો !
કમળો ને વમળોમાં લે'રાતો ભીંસાતો સોંસરવો નીકળ્યો છે કાળ
  છાતીમાં ફૂટયો છે ધોળો એક વાળ
અડકયો—
જેવો અડકયો ત્યાં લાગ્યું એવું કે અડકું છું કોને આ
ખળખળ ઝરણાને કે ખડબચડા પહાડને !
કયારેક હું જોઉં છું નીતરતી ચાંદનીમાં ઓલી પા
થોડુંક ઝૂકેલા ને એકાકી ઊભેલા ઝાડને.
છાતીમાં આજે તો ઊભેલો ઝૂકેલો કાલે કયાં ભરશે એ ફાળ?
છાતીમાં ફૂટયો છે ધોળો એક વાળ.

ઘાસ ☐ ટેડેઉઝ રોઝેવિક ☐ પ્રાપ્તિ કાનાણી
(પોલિશ)

જ્યાં દીવાલો સંધાય છે
જ્યાં દીવાલો મળે છે
અને જ્યાં તેમનો ઘુમ્મટ રચાય છે
એવા દીવાલોના સાંધામાં
હું ઊગું છું.

પવનથી વીખરાયેલા
આંધળા બીજને
ઊંડે ઉતારું છું:

ધીરજથી હું ફેલાઉં છું
મૌનની તિરાડોમાં
દીવાલો ઢળી પડે
અને જમીન પર પાછી ફરે
તેની હું રાહ જોઉં છું

પછી હું ઢાંકી દઈશ
અનેક નામ અને ચહેરાઓ.

પાઠ □ માયા એન્જેલો □ ધનવિદ્યા મહેતા

(આફ્રો-અમેરિકન)

હું ફરીફરીને મર્યા કરું છું.
નસો ફાટી જાય છે, ઊઘડે છે
ઊંઘતા બાળકની
નાનકડી મુઠ્ઠીની જેમ.
જૂની કબરોની સ્મૃતિ,
કહોવાતા માંસ અને કીડા
પડકાર સામે મને
ખાતરી કરાવતા નથી.
મારા ચહેરા પરની કરચલીઓમાં ઊંડે ઊંડે
રહે છે વર્ષો અને ઠંડો પરાજય.
તેઓ મારી આંખોને નીરસ કરે છે, છતાં
હું મર્યા કરું છું,
કારણ કે મને જીવવું વ્હાલું છે.

કેનીથ વ્હાઈટ □ ભાર્ગવ કાનાણી

ચીનમાં વર્ષો પછી
શૂન્યતા પ્રાપ્ત કરી

પીંછીના થોડાક લસરકાથી
તેણે ચીતરી ખડકોની કઠોરતા
મૂળિયાંનો અમળાટ.

તેઓ ઘરે ગયા ☐ માયા એન્જેલો ☐ જયા મહેતા
(આફ્રો- અમેરિકન)

તેઓ ઘરે ગયા ને પોતાની પત્નીઓને કહ્યું,
    કે આખી જિંદગીમાં કદીયે તેમણે
    મારા જેવી છોકરી જોઈ નહોતી
પણ... તેઓ ઘરે ગયા.

તેમણે કહ્યું કે મારું ઘર છે ચોખ્ખું ચણાક
    મારો બોલાયેલો એકેય શબ્દ નહોતો છીછરો કે
                    નહોતો હલકો
    મારી આસપાસ એક રહસ્યવલય હતું
પણ.... તેઓ ઘરે ગયા.

બધા પુરુષોના હોઠ પર મારી પ્રશંસા હતી,
તેમને ગમ્યું મારું સ્મિત, મારી બુદ્ધિછટા, મારા નિતંબો
તેમણે ગાળી છે એક રાત અથવા બે અથવા ત્રણ
પણ....

ગઝલ ☐ હેમન્ત શાહ

જ્યારે હું તારા વિચારોમાં અછડતો હોઉં છું,
દૂરના જંગલપ્રદેશોમાં રખડતો હોઉં છું.

શાંત મનની ખીણમાં પડઘાય તારું નામ જ્યાં,
હું જ અસ્થિર ભેખડો માફક ગબડતો હોઉં છું

રાતના ઊઘડી ગયેલી બારીના તું બ્હાર જો
ક્યાંક જાગૃત પાંદડાંઓમાં ખખડતો હોઉં છું

હું ઉલ્લંઘી કાળ ને સ્થળ, સ્વપ્ન તારું જોઉં છું
પ્રાતઃકાળે સૂર્યની સાથે ઝઘડતો હોઉં છું

જાય છે ઑફિસ તરફ જે, એ જ રસ્તામાં ફરી
હું ખરેલી સૌ વસંતોને કચડતો હોઉં છું

એક કાવ્ય ☐ મણિલાલ હ. પટેલ

જોઉં છું તો ખાલીપાની પોઠો ભરીને
ચાલી આવે છે ઊંટોની વણજાર
આપણી વચ્ચે મરણ પામેલા તડકાનું
જાંબલી શબ પડયું છે...

વ્યર્થ વ્યતીતનો ભાર ને
વાર્ષિક વિસામાઓ
દુઃખનું ઔસડ દહાડાઓ....

પલાંઠીએ બેઠેલા ઝ્હાડો પર
ઘૂવડ ગીધસમડી વટવાગોળનો વાસ
આંધળી ચાકણ જેવો અંધકાર
ઘરડાં મકાનો
ગોબાઈ ગયેલી ગલીઓ
ટૂંટિયું વાળી પડેલા શહેર પર
ઢાંકણ જેવું આકાશ વસાતું જાય છે....

વિધૂર ખેતરોમાં તિરાડોની ભાત
વેશ્યા-રાત
કૂવાને તળિયે તગતગતું નક્ષત્ર એકાદ
દરમાંથી ડોક કાઢી અંધારું સૂંઘતો સાપ
ઢગલાઈ ગયેલો સમય ફૂગાળો
ભીંત-જળ- અંધારું
અજવાળાને ઉપાસતાં ટણુમણુ કોડિયાં....

વૃક્ષોને વ્હાલ કરતો સૂર્ય કયાં છે ?
ભીના થઈ ગયેલા દિવસો સૂકવવા છે હવે!

નઝમ ☐ ફૈઝ અહેમદ ફૈઝ ☐ હનીફ સાહિલ

પ્રિય! મુજથી તું પ્રથમ જેવી હવે પ્રીત ના માંગ

હું તો સમઝયો'તો કે તું છે તો ઝળાહળ છે જીવન
તારી ચિંતા છે તો સંસારની ચિંતા કેવી?
તારા સૌંદર્યથી સ્થાયી છે વસંતો જગમાં
તારી આંખોના વગર વિશ્વમાં રાખ્યું શું છે?

તું મળી જાય તો તકદીર પણ ઝૂકી જાયે
એમ નહોતું, મેં તો ઇચ્છયું હતું કે થઈ જાયે

કંઈક દુઃખ-દર્દ છે આ જગમાં મોહબ્બતના વગર
કંઈક આનંદ છે સંયોગના આનંદ વગર
અગણિત સદીઓનું આ કાળું પાશવી જાદુ
રેશમી અતલસ અને કિનખાબમાં વણાયેલા
ઠેર ઠેર ગલીઓ, બજારોમાં દેહ વેચાતા
ધૂળ ખરડાયેલા ને રકતથી રંગાયેલા
દેહ નીકળી રહ્યા છે રોગની ભઠ્ઠીમાંથી
પીપ વહ્યા કરે સડતા બધા છિદ્રોમાંથી

દ્રષ્ટિ એ બાજુ ફરી જાય છે પણ શું કરવું?
તારું સૌંદર્ય મનોહર છે હજી, શું કરવું?
કંઈક દુઃખ-દર્દ છે આ જગમાં મોહબ્બતના વગર
કંઈક આનંદ છે સંયોગના આનંદ વગર

પ્રિય! મુજથી તું પ્રથમ જેવી હવે પ્રીત ના માંગ

શરદ-પથિક ☐ હ. ભાયાણી

(સંસ્કૃત)

પંકનો સંગ ભૂલી ભૂલી,
મેઘવૃંદો કથાશેષ.
ચંદ્રિકા-લપસણા આ પથે
લડથડે પથિક : ધરી આશ લવલેશ.

...એ પણ હવામાં ☐ મેઘનાદ હ. ભટ્ટ

ક્રંદી હવસની હતી શું હવામાં?
ચોનું ઘમસાણ —એ પણ હવામાં?

સંહાર લાવા ભભૂક્યો હવામાં?
હવામાં હતું ના —એ પણ હવામાં?

હજી છે હવામાં હેવાની તરવો?
"ઓ રામ" પડઘો —એ પણ હવામાં?

આ કુંભકર્ણો હજીયે ઊંઘે છે?
અંગદનો કુદકો —એ પણ હવામાં?

જટાયુ હણાયો એ પણ હવામાં?
રઘુકુળ રીતિ —એ પણ હવામાં?

મંદોદરીને હવે તો કહો કે :—
"સતી જે હરાયા —એ પણ હવામાં."

ઝૂલે હિલોળે ☐ હ. ભાયાણી
(સંસ્કૃત)

તમાલતરુની
શ્યામ પર્ણઘટા નીચે ગોરી ઝૂલે હિલોળે
(કાલિંદીને
તરલ તરંગ ચંદ્રલેખા ઝળહળે).
ઉત્તરીયે અટવાયો કરે મુક્ત કેશપાશ
(કાંચળી ભીતર થકી નીકળતો નાગરાજ).

## ....એક પરછાંઈ ☐ લલિત ત્રિવેદી

હવે ડાળ લેતી નથી લીલી અંગડાઈ
અને પાનમાંથી ન રેલાય શરણાઈ.

નથી સાંજ-સુષ્મા નથી કોઈ ઉષ્મા,
નથી રોમરાઈમાં વહેતી એ વનરાઈ.

કળી ક્યારે ખીલી, ફૂલો ક્યારે ઊઘડયાં....
ખબર ના પડી કે લહર ક્યારે લહરાઈ!

ઊડે જળશીકર તે હવામાં રહી જાય....
નદીમાં તરે એકલી એક પરછાંઈ!

છૂટે સાંજના પંખીઓ તીર પેઠે....
રહે લાલ નીંગળતી અવકાશી ગહરાઈ.

બરફચોસલું ઓગળે પ્યાલીમાં એમ,
ડૂબે સાંજ, ને ઓગળે, કાશ! પરછાંઈ....

## અનામી મહાપુરુષોને ☐ ગુલાબદાસ બ્રોકર

તમે બધા તો કેવા માનવ!
અને અમે તો આવા.

તમને જાણે કોઈ નહિ,
ને અમને મળતા માવા.

તમે જાતને ઘસી ઘસીને
શુદ્ધ હેમ પ્રગટાવો,

અમે મળે જે તુચ્છ હેમ, તે
ગણીએ જીવન લહાવો.

□ શશિશિવમ્

વ્હેલા પરોઢ આમ આવીને શ્વાસનાં
ઝાકળબિંદુ તું ગયો સેરવી,
કળીઓની પોપચે મીઠી સુગંધની
હળવી હથેળી ગયો ફેરવી.
તારો હરણ આમ વૃક્ષોનાં પર્ણોમાં
ગુપચુપ ગયો તું ફરકાવી,
વાયરાના કાનમાં એની તે વાત કંઈ
શીતલ આવીને સરકાવી!
પંખીને કંઠ સૂર કોમલ પ્રભાતના
આભના રંગો રેલાવ્યા.
સરિતાને નીર કૈંક સોનેરી કિરણોના
સ્નેહલ તરંગો ફેલાવ્યા.
ઝબકી જાગી ને આમ દીઠી છલકતી
ધરતી ખીલી અંગઅંગમાં,
સઘળે રેલાયો ને ક્યાંય ના દેખાયો
વ્યાકુલ ને તોય હું ઉમંગમાં.

સમાનધર્મા કહા □ ભવભૂતિ
(સંસ્કૃત) □ હ. ભાયાણી

હશે,
અગર કો થશે
મમ સમાનધર્મા કહા—
વિશાળ ધરતી,
વહે નિરવધિ વળી કાળ આ.

## હરીન્દ્રની ગઝલ ☐ પ્રવીણકુમાર રાઠોડ

પ્રણયનું ગહન ગાન એ હરીન્દ્રની ગઝલ
જે લીલુંછમ વેરાન એ હરીન્દ્રની ગઝલ.

ન ઓસરી, ન ઓસરે સુવાસ શબ્દની
ઊર્મિઓનું તોફાન એ હરીન્દ્રની ગઝલ.

ભીતરનું દર્દ સ્વસ્થતાથી જે પ્રગટ કરે
કોઈક એવી તાન એ હરીન્દ્રની ગઝલ

અણુઅણુમાં છે છુપાઈ બેઠું તત્ત્વ જે
એનું જ આહ્‌વાન એ હરીન્દ્રની ગઝલ.

આસવની જેમ કેફ એનો ચડતો ઉરમાં
મીઠેરું મધુપાન એ હરીન્દ્રની ગઝલ.

## મનોજની ગઝલ ☐ પ્રવીણકુમાર રાઠોડ

વસંતે જેને આળખી, મનોજની ગઝલ
છમ્મલીલ્લી ડાળખી મનોજની ગઝલ

એક શાહમૃગ શૂન્ય સુધી લઈ ગયુ હશે
લાગે છે કોઈ પ્રિયસખી, મનોજની ગઝલ.

પીંછાથી પંચતત્ત્વ સુધી પ્હોચી જે શકી
કોઈ શક્યું ન પારખી મનોજની ગઝલ.

જોયા જ કરી મનભરી છતાં ધરવ નહીં
જાણે કે સરોવર નખી મનોજની ગઝલ.

છાતી ફાડ વેદના છુપાઈ જે મહીં
એ છોકરી હૈયારખી મનોજની ગઝલ.

ઊભીને લાક્ષાગૃહ કે ઘૂમરાતી પળ મહીં
સુણી છે સ્વયં ધખધખી મનોજની ગઝલ.

હર્ષથી હું ગાંડોતૂર થઈ ગયો હતો
કોઈકે પત્રમાં લખી મનોજની ગઝલ.

## રાજેન્દ્રની ગઝલ □ પ્રવીણકુમાર રાઠોડ

આકાશમાંથી અવતરી રાજેન્દ્રની ગઝલ
જાણે કે કોઈ ફૂલપરી રાજેન્દ્રની ગઝલ.

કોમલ રિષભ આલાપતી પ્રસન્ન થઈ અને
સદાય પણ હરીભરી રાજેન્દ્રની ગઝલ.

ક્યારેક તો થતું કે વેદની ઋચા જ એ
ક્યારેક કાવ્યમંજરી રાજેન્દ્રની ગઝલ.

બારમાસી વેદના રાખીને તરબતર
જાણે કે કોઈ નિર્ઝરી રાજેન્દ્રની ગઝલ.

શબ્દના પીંછાને સ્પર્શ જ્યાં કર્યો જરી
પંખીણી થઈને સંચરી રાજેન્દ્રની ગઝલ.

લયની તમામ શક્યતાઓ ને કસી કસી
અંતરની બ્હાર નીસરી રાજેન્દ્રની ગઝલ.

ઝળાંહળાં ત્રણેય લોકમાં જે થઈ રહે
પ્રકાશ જાય પાથરી રાજેન્દ્રની ગઝલ.

વિદાય લે કે સાંપડે, કોઈયે પણ સ્વજન
તુરત જતી જ સાંભરી રાજેન્દ્રની ગઝલ.

## બિચારો ચંદ્ર □ હ. ભાયાણી

(પ્રાકૃત)

ગાલ ગોરીના ચંદ્રબિંબ શા—
કહેતા કો મતિમંદ.
જરા વિચારો, લોકો ચંદ્ર તો
માત્ર બિચારો ચંદ્ર.

## રમેશની ગઝલ ☐ પ્રવીણકુમાર રાઠોડ

નમ્ર થઇને વર્ષી જાય એ રમેશની ગઝલ
ભીતરને સ્પર્શી જાય એ રમેશની ગઝલ.

ક્યારેક કાગડાની કરે વાત એ છતાં
કલરવથી ભરી જાય એ રમેશની ગઝલ.

શહેરીકરણના શ્રાપથી સળગે જે હરપળે
એના લગી લઈ જાય એ રમેશની ગઝલ.

ભીના ન થયા એનો રંજ ઉમ્રભર રહે
એવું કશુંક કહી જાય એ રમેશની ગઝલ.

જિવાતી જિન્દગીનો પ્રશ્ન શેઅર થઈ અને
અવતરે, રહી જાય એ રમેશની ગઝલ.

ગુલમ્હોર જેવી લાલચટ્ટક પીડ એ મહીં
પીડાવાનું દઈ જાય એ રમેશની ગઝલ.

## 'મરીઝ'ની ગઝલ ☐ પ્રવીણકુમાર રાઠોડ

મ્હેકતું રહે ફૂલ એ 'મરીઝ'ની ગઝલ
ન જેવું થાય મૂલ એ 'મરીઝ'ની ગઝલ.

કોઈક વેળા આગમન જે સંભવે અહીં
એની સુવર્ણ ધૂલ એ 'મરીઝ'ની ગઝલ.

એકાદ'બે પ્રસંગમાં સ્ખલન ન સંભવે ?
ન ભૂલ એવી ભૂલ એ 'મરીઝ'ની ગઝલ.

તૃણો ઉપર જે પ્રાતઃમાં નિહાળવા મળે
ઝાકળની ઝીણી ઝૂલ એ 'મરીઝ'ની ગઝલ.

ગમે તે હોય, સાંભળીને 'વાહ' કહી ઉઠે
બનાવે જે વ્યાકુલ એ 'મરીઝ'ની ગઝલ.

આવો, એને સન્માનીએ હૃદયથી આપણે
નથી જે તત્ત્વ સ્થૂલ એ 'મરીઝ'ની ગઝલ.

☐ બાંકિમ

તારો ચહેરો
ચિરપરિચિત ચોર ચાંદનીની જેમ ચૂપચાપ
બારીના સળિયામાંથી
છાલક મારી મારા ચહેરા પર
મનઃફલક પર ફેલાઈ જાય છે
તારો મલકતો પગરવ
અમસ્તો જ મારી આસપાસ ઉડાઉડ કરે છે
લાંબો કેશ-કલાપ
એમાં ગૂંથાયેલાં પુષ્પો
રાતભર ખીલ્યાં કરે છે
કેટકેટલાંય જન્મોની સુગન્ધ ભરી
તારલા
મારી નિદ્રાહીન રાત્રિના સાક્ષી
તને દેખાય છે ખરાં ?

અસ્તિત્વની વેલ ☐ ભાનુપ્રસાદ પંડ્યા

યુદ્ધજહાજોનાં સાયરન
સાગરનાં અવિરત સંગીતને
થંભાવી શકતાં નથી,
શસ્ત્રોના ખખડાટ વચ્ચેય
નથી વિરમતો વીણાનો સૂર,
વિસુવિયસના લાવારસ પર પણ
ફૂણગી ઊઠે હરિયાળાં વન,
યમના મહિષનાં છીંકોટાને
અવગણીને ય સંભળાય
શિશુના પારણાનો 'હાલુ' ધ્વનિ
આંગણે હજીય કૂદે
દૂધમલ વાછરું !
મહાકાળની હથેળીમાં
સતત પાંગરતી રહે
અસ્તિત્વની વેલ.

तृष्णा ☐ प्रजाराम रावल ☐ अनु.जशवंती दवे

(गुजराती काव्यम्)

तृषितः हृद्हरिणः !
विचिन्वन् शीतं निर्झरं, धावति दशदिक्षु व्याकुलः!
तृष्णायाः शरेण विद्धः;
क्षणम् अपि न हि स्वस्थः;
दिनापेक्षया निशा आयता
राज्याः दीर्घः दिवसः!
कम् अपि सुवर्णस्वप्नम् अन्विषन् भ्रमति मूढः मूढः !
संतप्ता सर्वत्र धरा,
अंगारान् किरति नभः;
शापितमृगस्य घोरतृषायाः
कुत्र अपि न हि अन्तः!
वालुकास्थली ज्वलति केवलं, छायां करोति न अंकुरः!

તરસ ☐ પ્રજારામ રાવળ

તરસ્યું હૈયા-હરણું !
દોડતું દશે દિશામાં વ્યાકુલ ઢૂંઢતું શીતલ ઝરણું !
તરસ કેરા તીરથી ઘાયલ,
પલ વળે નહીં ચેન;
રાતથી લાંબો દિન થતો, ને
દિનથી લાંબી રેન !
પાગલ પાગલ ઢૂંઢતું ફરે કોઈ સોનાનું શમણું !
ધીકતી ધરા ચાર બાજુએ,
આભ ઝરે અંગારા;
શાપિત મૃગની ઘોર તૃષાના
ક્યાંય દેખાય ન આરા !
રણ રેતીનું સળગે કેવળ, છાંય ધરે નહિ તરણું !

અશ્વો ☐ ઉદયન ઠક્કર

ઘડીમાં વિનાશક, ઘડીમાં વહાલી—
કે થનગનતા અશ્વોની જાત જ નિરાલી.

જો ચરવું તો અંકાશી મુલ્કોમાં ચરવું,
પીવી હો તો પીવી પવનની પિયાલી

ઊભો શાંતિથી અશ્વ; ને તોય લાગે
કે વંટોળ રોક્યો છે, પડખાંઓ ઝાલી.

સુગંધોનાં પ્રતિબિમ્બ ઝીલી શરીર પર
જૂઈ-વનમાં, રાત્રે, રહ્યો અશ્વ ચાલી.

મેં વિક્ટોરિયા-યુક્ત ઘોડાને પૂછ્યું,
"છે તોખાર, તો પણ .... કરે છે હમાલી?"

☐ માલા કાપડિયા

સુખ
ક્યારેક આવે છે ચોરપગલે
બિલાડીની જેમ

સુખ
ક્યારેક આવે છે અચાનક
ચક્રવાતની જેમ

સુખ
ક્યારેક આવે છે ધોધમાર
ચાંદનીની જેમ.

સુખ
હંમેશા આવે છે ચૂપચાપ
તારી જેમ.

# 'વિવેચન' ને આવકાર*

આપણે ત્યાં આંખ અને અંતર ઠરે એવાં કેટલાંક સામયિકો છે. જેવાં કે 'કુમાર' 'સંસ્કૃતિ' ઈત્યાદિ આ સામયિકોનાં ધ્યેય અને ધોરણ વર્ષોથી જળવાઈ રહ્યાં છે, પણ આપણે ત્યાં કેવળ વિવેચનનાં સામયિકો લગભગ નહીંવત્ છે. 'ફાર્બસ ગુજરાતી ત્રૈમાસિક' કે વડોદરાની એમ. એસ. યુનિ. તરફથી પ્રગટ થતું "સ્વાધ્યાય" અને "ગ્રંથ" પછી સહેલાઈથી હોઠે ચડે એવાં નામ તાત્કાલિક યાદ આવતાં નથી. જ્યારે આવી પરિસ્થિતિ હોય ત્યારે એસ. એન. ડી. ટી. વિમેન્સ યુનિવર્સિટીના ગુજરાતી વિભાગ તરફથી ૧૯૮૨થી શરૂ થયેલું "વિવેચન" ત્રૈમાસિક અત્યંત મહત્ત્વનું બની રહે છે. આ "વિવેચન"ના જૂના અંકો જોઈશું તો ખ્યાલ આવશે કે સામાન્ય રીતે આ ત્રૈમાસિક લગભગ ૩૭૫ પાનાં જેટલું વાંચન પૂરું પાડે છે અને એક વર્ષમાં સરેરાશ ૫૦ જેટલા લેખો હોય છે અને ૩૫ જેટલા વિવેચકો હોય છે. સુંદરમ્, હરિવલ્લભ ભાયાણી, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, હરીન્દ્ર દવે, ભૃગુરાય અંજારિયા, દિગીશ મહેતા, નગીનદાસ પારેખ, ઉત્પલ ભાયાણી વગેરે અનેક વિવેચકોનો એને સહકાર મળ્યો છે એટલું જ નહીં પણ વિદા કરંદીકર, દિલીપ ચિત્રે, અરુણ કોલટકર, હેરોલ્ડ ઓસ્બોર્ન, રોબર્ટ લોવેલ જેવા વિવેચકોના ઉત્તમ લેખોના અનુવાદો ને ક્યારેક મુલાકાતો પણ પ્રગટ થાય છે. કેટલાક અંકોમાં આપણા સમર્થ સર્જકોના સર્જન-વિવેચનની સંદર્ભસૂચિ પણ આપવામાં આવે છે, જે કોઈ પણ અભ્યાસીને ક્યારેય પણ ઉપયોગી થયા વિના રહે નહીં.

"વિવેચન" કેટલું સમૃદ્ધ અને સભર છે તેનો ખ્યાલ તો એના પ્રથમ અંકથી આજ લગીના અંક જોઈએ તો જ આવે.

ટૂંકાણમાં કહેવું હોય તો વિવેચન એટલે ઊંડાણ અને વૈવિધ્ય. એમાં સૈદ્ધાન્તિક લેખ, સમીક્ષા, આસ્વાદ, વ્યાકરણ પુનર્મૂલ્યાંકન, સર્જનપ્રક્રિયા, સાહિત્યસ્વરૂપ, અનુવાદ, સાહિત્યસૂચિ... આમ, અનેક વિષયો આવરી લેવાયા છે. "વિવેચન"ને કોઈ વાદ કે વાડો નથી. એમાં નીવડેલા, સિદ્ધહસ્ત વિવેચકો છે તો સાથોસાથ નવી કલમોનો ઉન્મેષ પણ જોવા મળે છે.

આવા પ્રકારના ત્રૈમાસિકને આપણી પ્રજા કેવળ શબ્દના જ ઉમળકાથી ન નવાજે. જ્યાં જ્યાં જ્ઞાન માટેની પિપાસા છે ત્યાં ત્યાં આ સામયિક હોવું જ જોઈએ પછી એ ભલે કોઈ અભ્યાસીનું ઘર હોય, કે સંસ્થા હોય.

— કશ્યપ શાહ

* "વિવેચન" ત્રૈમાસિક, તંત્રીઓ : સુરેશ દલાલ, જયા મહેતા. પ્રકાશક : એસ. એન. ડી. ટી. વિમેન્સ યુનિવર્સિટી. વાર્ષિક લવાજમ : ભારતમાં રૂ. ૪૦.

પ્રિય સુરેશ,

કવિતાનો અંક આવે ત્યારે વાંચવો અને માણવો એ એક વાત છે. પણ નિર્ણાયક તરીકે નાણવો એ સાવ અલગ વાત છે. કવિતાનો "નગરકાવ્ય" અંક ગમ્યો. એમાં આપણે ત્યાં લખાયેલાં કેટલાંક ઉત્તમ નગરકાવ્યો સંકલનરૂપે મળે છે, કેટલાંક અનુવાદરૂપે મળે છે. પણ સંકલન અને અનુવાદને ઓળંગીને મારે જો તાજી લખાયેલી રચનામાંથી ત્રણ કૃતિઓ પસંદ કરવાની હોય તો આ ત્રણ કૃતિઓને આ ક્રમમાં મૂકું:

પહેલી: કોઈપણ એક નગર અથવા અમદાવાદ – માધવ રામાનુજ
બીજી: માટી, કાળું ગુલાબ ને ત્રીજી આંખ – ઈન્દુ પુવાર
ત્રીજી: શહેરનો સૂર્ય – નલિન રાવળ

સામાન્ય રીતે મોટાભાગનાં નગરકાવ્યો અછાંદસમાં અને છાંદસમાં સવિશેષ જોયાં જાણ્યાં છે. માધવ રામાનુજે પ્રહ્‌લાદ પારેખના "મારા રે હૈયાને તેનું પારખું"ના લયની યાદ આવે એ રીતે ગીત કર્યું છે અને ગીતમાં કાવ્ય પણ સિદ્ધ કર્યું છે. નગરજીવનનાં કાવ્યોમાં ગીત ન મળે એમ નહીં પણ આવાં સફળ ગીતો ભાગ્યે જ મળે. ઈન્દુ પુવાર અને નલિન રાવળનાં કાવ્યો અભિવ્યક્તિની દૃષ્ટિએ જુદાં પડી આવે એવાં અને ગમે એવાં થયાં છે. અહીં મારે એક ખાસ વાત નોંધવી જોઈએ કે નગરકાવ્યોમાં શહેરોની વિષમતા, એની કુરૂપતા, એની અશાંતિ અને એના રાજ્યપ વિશે જ વાત થઈ છે' શું નગરજીવનનો આનંદ કે એની જમા બાજુ નહીં હોય? "મયદાનવની માયાજાળ" જેવા શહેરોમાં જ મળતાં કેટલાં સુખ-સગવડો, યાંત્રિક સાધનો, સિનેમા, નાટ્યગૃહો, સાંસ્કૃતિક કાર્યક્રમોની ક્ષમતા વગેરેનું શું? નગરજીવનની પણ કોઈ અર્થપૂર્ણતા હોઈ શકે એને વિશે સર્જકો કેમ મૂંગા હશે? નગરજીવન સાથે આમ પણ સામાન્ય રીતે love–hate relationshipનો નાતો હોય છે અને આ નાતો કેટલીક કૃતિઓમાં સ્પષ્ટપણે દેખાય છે. કવિમિત્રોને મારા અભિનંદન.

– લિ. પન્ના નાયક

---

પ્રથમ પરિતોષિક – રૂા. ૫૦૦

દ્વિતીય પરિતોષિક – રૂા. ૨૦૦

તૃતીય પરિતોષિક – રૂા. ૧૦૦

---

પ્રાકૃત ભાષાના કવિરાજ વાક્પતિએ કંડારેલી

# એક ઉજ્જડ નગરી

(પ્રાકૃત મહાકાવ્ય ગઉડવહો એટલે કે 'ગૌડવધ'ની ૬૨ થી ૬૮૭ ગાથાઓના બનેલા ખંડનો અનુવાદ)

અનુવાદક : હ. ચૂ. ભાયાણી

કાન્યકુબ્જના રાજા યશોવર્માના રાજકવિ વાક્પતિરાજે ઈ. સ. ૭૩૧થી ૭૩૩ની વચ્ચે રચેલું 'ગઉડવહો' મહાકાવ્ય પ્રાકૃત સાહિત્યની એક ઉત્કૃષ્ટ કૃતિ તરીકે પ્રખ્યાત છે. તેનાં જાતિચિત્રોના વર્ણનની ઝીણવટ અને તાદૃશતા જોતાં તે ચિત્રોની પાછળ એક સૂક્ષ્મ સંવેદનશીલ અને સૌંદર્યપ્રવણ ચિત્તે કરેલા પ્રત્યક્ષ અનુભવની ભોંય રહેલી હોવાની આપણને આંતરિક પ્રતીતિ થાય છે. અહીં અનુવાદિત ખંડ એક ધ્વસ્ત, ઉજ્જડનગરીનું અવિસ્મરણીય ચિત્ર અંકિત કરે છે. કવિએ ironyની પાસેથી જે કામ લીધું છે, તેમાં તેમની અસાધારણ ઝીણી સૂઝ વરતાય છે.

ગાથાઓનો ક્રમ અનુવાદ માટે બદલ્યો છે, ઘરો, શેરી, પાદર ને સીમ એવે ક્રમે ચિત્રની એકતા સાધવા. વચ્ચેની બેએક ગાથા અનુપકારક ગણીને છોડી દીધી છે.

પ્રાકૃત કાવ્યોના અનુશીલન અને આસ્વાદની વર્તમાન પરિસ્થિતિ, અહીં આપેલા ખંડની અંતિમ ગાથામાં જે ચિત્ર આપ્યું છે—રડ્યોખડ્યો કોઈક પથિક આમલીનાં કચ્ચાઈ—શ્વેત ફૂલોનો કોળિયો ભરે છે—તેને જ કાંઈક મળતી છે.*

## અનુવાદ

ઊડતી ધૂળની હવે આડશ ન હોવાથી દેવળોના કોટ, તોરણો ને પરબડીઓ લાંબેથી પણ કળી શકાય છે, જેથી કરીને નગરીનું સ્થાન દૂરથી પણ નિકટ હોવાનું ભાસે છે. (૬૬૫).

નગરીના સ્થાનને હવે ધૂળના વિશાળ ટીંબાઓનો પરિવેશ છે : વર્ષા ઋતુમાં તેમાં ઠેક-ઠેકાણે ખૂંતેલાં મણિ અને પરવાળાં ચળકતાં દેખાય છે. (૬૬૪)

ઉપર જડેલા મોંઘામૂલા મણિઓની રંગઝાંયવાળા સ્તંભો નગરીની જે વીથીઓને

---

* પ્રાચીન ચીની કવિ તુફૂ (ઈ. સ. ૭૧૩–૭૭૦) ના, ભગ્નાવશેષ રાજમહેલને લગતા એક કાવ્યમાં જે ભાવ અને અભિવ્યક્તિ આપણને જોવા મળે છે, તેમાં વાક્પતિની ધ્વસ્ત નગરીનો થોડોક અણસાર મળે છે જુઓ; કેનેથ રેક્સરોથ અનુવાદિત Hundred Poems from the Chinese અને તેમાંની ઉક્ત કવિતાનો શ્રી ભોળાભાઈ પટેલનો અનુવાદ, 'ચીનદર્શન' (સંપા. જગદીશ વ્યાસ), અંક ૧, ૧૯૭૪.

વૈભવ અર્પતા હતા, તેને બદલે હવે તેમને ભટકતા ભોરિંગોની ફેણ પરના મણિઓ વૈભવ અર્પે છે. (૬૬૩)

ભવનીના ખુલ્લા પ્રદેશોમાં ધાન્યકોઠારો ઢળી પડેલા હોઈને ત્યાં ઢૂંસાં ને ધૂળઢેફાંના ઢગ ખડકાયા છે, અને દાટેલું ધન ઢૂંઢનારાઓએ ભોંયમાં બધે ભાડિયા પાડ્યા છે. (૬૬૬).

પ્રાસાદોના બેલાબંધ ઊંબર પરની લોખંડની પટ્ટીઓ લોકોની આવજાથી ઘસારો પામીને વણકટાયેલી હજી પણ એવી જ દીસે છે; અગરકાષ્ઠના દ્વારનો એક નાનકડો જર્જર ખંડ ક્યાંક બારસાખને વળગી રહ્યો છે. (૬૭૫).

ઉપરનાં છાપરાં પડી ગયાં હોવાથી ભીંતો મથાળેથી ઉઘાડી થઈ ગઈ હોઈને ઓરડાના ગભારા નિર્જળ, ઉજ્જડ વાવનો આભાસ આપે છે. (૬૬૨).

ભીંતો છત સુધી ઊભેલી છે, ઉપરનું વળીઓનું માળખું તૂટી પડ્યું છે; અંદર તડકાથી છવાયેલા ઓરડાઓ ચિત્તને ખિન્ન કરે છે. (૬૭૪).

સ્થળેસ્થળે, ઢળી પડેલા પાટડાઓના સાંધામાંથી સાપની કાંચળીઓ લટકે છે, અને એ પાટડાઓની સળંગ લંબાઈ પર ગારાના પોપડા ચોંટેલા છે. (૬૭૬).

ભીંતના સાંધા ઢીલા થઈ જતાં પીઠબંધમાંથી છૂટી પડેલી જીર્ણશીર્ણ ઈંટો પર રાતા ગારાના જાડા થર વળગેલા દેખાય છે. (૬૭૮).

ભીંતના મૂળમાંથી ઊખડેલો ચૂનો કૉળોની દોડાદોડથી વિખેરાતાં પડેલી રેખાઓને લીધે, ખખળી ગયેલી પુરાણી ભીંતના ખૂણા પર રતાશ અને ધોળાશનું મિશ્રણ રચાયું છે. (૬૮૨).

બારીઓના ખાડામાંથી આવતા અધિક પ્રકાશને લીધે હવે છાયામાં પણ સ્તંભના આછા પડછાયા પડે છે, અને તેથી ભવનના ઓરડા વધુ ઊંડા ભાસે છે. (૬૮૩).

છવાયેલા સૂનકાર વચ્ચે, માળિયામાંથી એકાએક કશોક ભણકાર સંભળાતાં ધોળે દિવસે પણ અહીં ભૂતના ભણકારે અંગોનાં રૂવાડાં ખડાં થઈ જાય છે. (૬૮૪).

ક્યાંક ભવનના તોરણને મથાળે પટ્ટા વડે બાંધેલો દાંટ દુર્ગમ સ્થાને હોવાથી હજી ટકી રહ્યો છે, અને અત્યારે પણ તે ભૂતકાળની સમૃદ્ધિ અને વૈભવની સાક્ષી પૂરે છે. (૬૭૩).

ઘરોના વાડા ચિત્તમાં અવસાદ પ્રેરે છે: ફળ અને તાડછાંના લોભે ત્યાંનાં તાડ અને ખજૂરીઓને ઠૂંઠાં કરી મૂક્યાં છે, અને બધું લોખંડ ઉપાડી જઈ ભાંગીતોડીને નાખી દીધેલા રહેંટના જૂના દાંડા એક કોર પડ્યા છે. (૬૮૫).

ઉદ્યાનનાં વૃક્ષ નીચેના દોલામાર્ગ પરનું ઘાસ પાંખું અને સુકાઈ ગયેલું છે; શાખાઓ પરથી બાંધેલા દોરના ટુકડા લટકી રહ્યા છે. (૬૬૯).

નગરીની ઊંડે સુધી જતી પોળો કેટલી વિશાળ હતી તે અત્યારે પણ માર્ગ પર જડેલા, સહેજ-સાજ ભાંગ્યાતૂટ્યા ને ઘસાયેલા નક્કર મણિખંડો સૂચવી રહ્યા છે. (૬૮૦)

હવે શેરીઓમાં ધૂળ નથી ઊડતી, નથી ધુમાડો દેખાતો, ભવનો તૂટી પડ્યાં હોઈને તે ખુલ્લી અને પહોળી દેખાય છે; રાતનો ઘેરો અંધકાર ક્યાંય સુધી અહીંથી ખસતો નથી. (૬૮૭).

પુણ્યશાળીઓએ બંધાવવા માંડેલા દેવાલય અને મઠ તેમના વિશાળ પીઠબંધથી જ અટકી પડેલાં છે-અડખેપડખે, ઘડેલી શિલાઓના ઢગ પડેલા છે: બાંધકામ પૂરું થતાં પહેલાં જ એ જૂનાં ખંડિયેર બની ગયાં ! (૬૭૨)

હવે કમળતળાવડીનાં કમળની સુગંધને બદલે તેની નિર્જળ ભાટમાં ઊગી નીકળેલા રતનજોતનાં ઝાંખરાંની ગંધ લેતી નિર્જન દિશાઓ અહીં પ્રભાતકાળની પ્રતીક્ષા કરે છે. (૬૬૮).

પાદરમાં, ગત રાજવીઓના પડી ગયેલા કીર્તિસ્તંભોના ઈંટાળાના સ્તુંબડા ઢગલા પર જરઠ ભોરિંગો વિહરે છે. (૬૭૦).

કાળને પ્રભાવે અહીં તળાવ ને દેવળ સરખાં જ બની ગયાં છે: તેમનાં મૂળ સ્થાનો પરના થોડાક નીચાણ ને ઊંચાણ પૂરતી જ ત્યાંની ભોંય અણસરખી દીસે છે. (૬૮૧).

ભીંત પરના કંદોરા લૂણો લાગીને ખવાઈ ગયા હોવાથી કૂવાઓની ભાડ, પુરાણથી ઊંચા આવેલા પાણીને લીધે હવે વધુ ભયાનક ભાસે છે. (૬૭૯).

ખેતરોમાં કાળનું હળ ફરે છે: ભોંયના ગુણને લીધે સર્વત્ર થોકેથોક લીલોતરી ને આકડાનાં ઝૂંડ ફાલ્યાં છે . (૬૬૭).

હવે અહીં રડ્યોખડ્યો કોઈક પથિક, ઘરડા ચકલાની પાંખ જેવા કથ્થાઈ–શ્વેત આમલીનાં ફૂલ મૂઠી ભરીને તોડે છે ને તેનો કોળિયો કરે છે. (૬૭૭).

ટકોરા મૌન-બારણે.

તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૦૪
વર્ષ ૧૮ : અંક ૨ : ડિસેમ્બર, ૧૯૮૪
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



સૂચના :: વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતી વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરુ સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૩૦ રૂપિયા. પરદેશમાં ૫૦ રૂપિયા. આ અંકના છૂટક ૫ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફટથી મોકલવા વિનંતી છે. પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરૂભાઈ દેસાઈ, સ્ટેટસ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.



નિરંજન ભગત .... દેવેન્દ્ર જોશી

ગઝલ □ હેમંત ધોરડા

સર્વત્ર છે લગાવ, કહો ક્યાં જવું હવે.
વિસ્મયની આરપાર, કહો ક્યાં જવું હવે.

તત્સમ અભાવ અર્થ સભર મળ્યા છતાં
સ્પર્શો નરી અઘાટ, કહો ક્યાં જવું હવે.

હલચલ સુગંધ તત્ત્વની સ્વભાવગત તરલ
ઉદ્‌ગીથ જપે છે જાપ, કહો ક્યાં જવું હવે.

ગેબીપણું ન હોય તમારા વિષાદમાં,
ત્યારે મળે ફસાદ, કહો ક્યાં જવું હવે.

લો, ઝાંઝવા રહસ્ય વિશે આ પ્રવાસમાં,
હરપળ રહ્યાં સભાન, કહો ક્યાં જવું હવે.

અંધારું ભારે રે □ પાર્થ મહાબાહુ

ઝીલો અક્ષીણુથીયે અંધારું ભારે રે ....

ધીંગો વરસાદ અમી ઢોલિયામાં મંડાતો
પ્રગટે અંધાર સૂર છાતીમાં વીંઝાતો

ઘોડો છલાંગ એક અણિયાળી મારે રે ...
ઝીલો અક્ષીણુથીયે અંધારુ ભારે રે....

ઠાલાં કમાડ, શ્વાસ પાંસળીમાં સંતાતો
આંખો આવાજ ચૂપ ઓકળીમાં ખોવાતો

ઝીણું ઝબાક મૌન દીવડાને ઠારે રે....
ઝીલો અક્ષીણુથીયે અંધારું ભારે રે....

## નદીએ હબસણ ન્હાય ☐ રમેશ પારેખ

નદીએ હબસણ બેવડો પવન પહેરી ન્હાય
સ્તન ચોળે, પેડુ ઘસે, સાબુ કાળો થાય

નિતંબ પર ખંજન પડયાં, તેમાં ચમચીક જળ
જળને તગતગ તાકતા આખા નભમાં સળ

ડુંગર ઝૂકયા છાતીએ લઈ મર્દાળુ લાહ્ય
એના હાડેહાડથી સ્ખલન ઢાળનાં થાય

બિલ્લોરી ઉન્માદમાં તરફડતું જળ ચૂપ
ચંપાયું રૂંવેરૂંવે સીસમ સરખું રૂપ

સૂરજને છુટ્ટો મૂકી તડકો એકલપંડ
નાગોછમ તૂટી પડયો હબસણ પર શતખંડ

હબસણ કઠણ વીજળી સળકે જોબનભેર
જીવ બળી ભડથું બને, નજરુંમાં અંધેર

હબસી બનવાની કરે પડાપડી સહુ કોય
રમેશ કર જોડી કહે: 'બાપુ, એમ જ હોય!'

☐ રેખા જોશી

અંધારી ગલીનાં ઝૂંપડાંમાં
સૂર્યનાં કિરણો
વન્ય હરણીની જેમ ડરે છે
તો....
કોઈ બંગલાની હરિયાળી
લોનમાં તડકો
પાળેલા કૂતરાની જેમ પડયો છે.

## આધુનિકતા ☐ નલિની માડગાંવકર

સોયને નાકે
પરંપરાનું મોતી
પરોવું ગોતી.

ગઝલ ☐ મેઘબિંદુ

ગૂંથી રહ્યાં છે એટલે એ અંધકારને
સમજી નથી શક્યા હજુ મારા સ્વભાવને

દરિયો ઓળંગવાની એની જીદ એટલે
નીકળ્યો છું આ જ હું લઈ તૂટેલી નાવને.

સાચીય વાત કોઈ તારી માનતું નથી
બદનામ કરવા તું ભલે અફવા ઉડાડને

આદત પડી ગઈ છે એવી અંધકારની
કરતું નથી કોઈ યાદ હવે તો ઉજાશને

અફવાઓ એના કાનમાં એવી ભરાઈ છે
ના ઓળખી શકે હવે નિજના અવાજને

☐ રમેશ પારેખ

દેખી રે મૈંને કાગળકી ચતુરાઈ
સૌ અક્ષરની બ્હાર રહી'તી એ વાતો બતલાઈ

અખિયન માટે સપનું લાવ્યો
અધરન માટે ચૂમી
છાતી માટે ધડકન
મારા જીવ માટે લેલૂમી
શાહીના તળિયેથી ઊમટી મળવાની અધિરાઈ

મીરાં કે પ્રભુ વળી વળીને
સહી તમારી વાંચી
ગાંઠ વળેલ અબોલાં તૂટ્યાં
મમત છૂટી ગઈ કાચી
કાગળના છેડા પર ઊપજી સહજ સકલ અખિલાઈ.

ગઝલ ☐ હેમેન શાહ

[અમર રહેવા માટે મરણિયા થનારને અર્પણ]

જળના આંતરવિગ્રહમાં ડૂબેલી કશ્તી અમર રહે?
તો છેકાઈ જાઓ પછી ક્યાંથી આ હસ્તી અમર રહે?

શૌચ પતાવે છે પંખીઓ જ્યાં બહાદુરના માથા પર,
તાવ દીધેલી મૂછોની પથ્થરિયા સખ્તી અમર રહે.

નોટબુકો પર ધન્ય તમારો ફોટો બેઠો રાજ કરે,
બાકી વસ્તી એને દાઢીમૂછ ચીતરતી અમર રહે.

જીવતા હો તો ખાવું, પીવું, માંદા પડવું ઇત્યાદિ—
વર્ષે વર્ષે મૃત્યુનોંધમાં સૌ બિનશરતી અમર રહે.

વીસ સદીના અંત લગી આ પૂગ્યો તો લે દેખ કવિ,
અપશબ્દોથી ખદબદ ભાષા મરતી મરતી અમર રહે.

ઝાડ ☐ વસંત ડહાકે ☐ ધનવિદ્યા મહેતા

તું છે એક અપાર્થિવ ઝાડ
મારી ભીતર સતત વધતું જતું.
મારી રક્તવાહિનીમાં તારી ડાળીઓ.
હું સાંભળું છું ભીતર ભીતર
તારાં પાનની સળસળ.

## ગઝલ ☐ હેમેન શાહ

વાંચવી હો તો બાગમાં છે સૂચના સામી,
"બંધ છે હાલ અહીં કળીમાં ઋતુ આગામી."

લઈ જશે એક સમુદ્રનો તરંગ ઉત્સાહી,
રેત પર ચિત્ર દોરીને કરું છું લીલામી.

એમ આખર ખરી પડ્યાં પલાશનાં ફૂલો,
આહરે મઠ તરફ પ્રયાણ બૌદ્ધ અનુગામી

સ્વેદબિંદુ કપાળ પર હો જેમ નૃત્ય પછી,
સાંજના સૂર્યનો નભમાં મુકામ હંગામી.

ક્યાંથી ક્યાં ગઈ તરત સુગંધ મુક્તકેશાની,
થાય જે શીઘ્રતા વડે કશીક બદનામી.

☐ જયા મહેતા

માટી લથબથ
નીચે ઊંડે
કઠોર કોમળ ચમકીલા ધોળા
મૂળતાંતણા....

ડાળે ભૂખરી
ઉપર અવકાશે
ઝૂલે રંગસુંવાળપ ફળની....

ઝૂલે ઝૂલે
ઝાકળિયો નાતો
ઝૂલે મોતીઝાંય

## INVENTORY ☐ *Jorge Luis Borges*

To reach it, a ladder has to be set up. There is no stair.
What can we be looking for in the attic
but the accumulation of disorder?
There is a smell of damp.
The late afternoon enters by way of the laundry.
The ceiling beams loom close, and the floor has rotted.
Nobody dares to put a foot on it.
A folding cot, broken.
A few useless tools,
the dead one's wheelchair.
The base for a lamp.
A Paraguayan hammock with tassels, all frayed away.
Equipment and papers.
An engraving of Aparacio Savaria's general staff.
An old charcoal iron.
A clock stopped in time, with a broken pendulum.
A peeling gilt frame, with no canvas.
A cardboard chessboard, and some broken chessmen.
A stove with only two legs.
A chest made of leather.
A mildewed copy of Foxe's *Book of Martyrs*, in intricate
Gothic lettering.
A photograph which might be of anybody.
A worn skin, once a tiger's.
A key which has lost its lock.
What can we be looking for in the attic
except the flotsam of disorder?
To forgetting, to all forgotten objects, I have just erected this
monument
(unquestionably less durable than bronze) which will be lost
among them.

પહોંચવા માટે નિસરણી મૂકવી પડશે દાદર તો છે નહીં.
આપણે કાતરિયામાં શું શોધતા હોઈશું ?
સિવાય કે અવ્યવસ્થાનો ખડકલો !
ભેજવાળી બૂ આવે છે
ઢળતી બપોર કપડાં ધોવાની ઓરડીમાંથી પ્રવેશે છે
સીલિંગનાં લાકડાં ઢીલા પડી ગયાં છે અને ફર્શ સડી ગઈ છે.
કોઈની ખેર નથી કે પગ મૂકે !
વાળી ને ફેરવી શકાય એવો તૂટેલો ખાટલો.
થોડાં નકામાં ઓજારો.
મૃત્યુ પામેલા કોઈકની પૈડાંવાળી ખુરશી.
લેમ્પનું તળિયું.
ફૂમતાંવાળો ઘસાઈ ગયેલો પેરેગ્વાયન ઝૂલો
સરંજામ અને કાગળો
કોલસાથી ચાલતી જૂની ઈસ્ત્રી
તૂટેલા પેન્ડ્યુલમની સાથે જ સમયે અટકેલી ઘડિયાળ
કેન્વાસ વગરની ગિલ્ટ ઊખડતી ફ્રેમ
કેટલાંક તૂટેલાં પ્યાદાંવાળું કાર્ડબોર્ડનું ચેસબોર્ડ
બે જ પગવાળો ચૂલો
ચામડાના કવરવાળું ભંડકિયું
ફોક્સની Book of Martyrsની અટપટા ગોથીક
અક્ષરોવાળી ઊધઈ ખાઈ ગયેલી નકલ
કોઈનોય હોઈ શકે એવો ફોટોગ્રાફ
એક વખતના વાઘનું ઘસાઈ ગયેલું ચર્મ
ગુમાઈ ગયેલા તાળાની ચાવી
કાતરિયામાં આપણે શું શોધતા હોઈશું ?
સિવાય કે અવ્યવસ્થાનો ભંગાર !
ભુલાઈ જતી, ભુલાઈ જવાતી ચીજો માટે
મેં હમણાં જ એક સ્મારક ઊભું કર્યું છે
( કાંસા કરતાં નિઃસંદેહ ઓછું ટકાઉ )
જે બીજી ચીજો ભેગું ખોવાઈ જશે....

ગઝલ □ હેમેન શાહ

ના હજી છે કશુંય તય, પછીની વાત પછી,
કરશું જ્યારે મળે સમય, પછીની વાત પછી.

હાલ તો છે ગુલાબી વય, પછીની વાત પછી,
ખેર! ચર્ચાનો છે વિષય : પછીની વાત પછી.

લહેરખી રાહ ક્યારની જુએ કે — તડકાનો
થાય પૂરો પ્રલંબ લય, પછીની વાત પછી.

આ પ્રદૂષિત મહાનગર મહીં હજી ક્યારેક,
પાંગરે છે નવો પ્રણય, પછીની વાત પછી.

સૂર અહીં કોઈ મેળવે ઉજાસના પણ ત્યાં,
વનનાં વન છે ધૂમ્રમય પછીની વાત પછી.

સમજાતું નથી □ વસંત ડહાકે □ ધનવિદ્યા મહેતા

આમ અચાનક
મન ખિન્ન કેમ થાય છે,
આમ એકદમ
એકાકી કેમ લાગે છે.

મને હજી એ સમજાતું નથી:
તારા હાથ મારા હાથ
થયા તો પણ.

## પંખીકાવ્યો ☐ જયા મહેતા

શિયાળુ પંખી
શ્વેત શ્વેત
ઊડી ગયાં
દરિયાજળ
ભૂરાંભૂરાં
ખાલીખમ
ઉદાસ



ભરમપોર : નીલ એકલતા
પંખી એક
ઊડી આવ્યું ક્યાંકથી
હવે છલોછલ
આકાશી ઘુમ્મટ
શ્યામલ બે પાંખથી



દિવસ ને રાત આખી
સળિયા પાછળ
બિડાયેલી પાંખે
આકાશ અટૂલું ઝૂરે



પરોઢ :
અંધકારનું ઈંડું ફોડી
અવતરતો
પંખીકલરવ
આભ ઉઘડે

## ☐ પન્ના નાયક

તને મળ્યા પછી
તને પામ્યા પછી
છેક આજે જ
    સાચે જ જન્મી હોઉં
એમ કેમ લાગ્યા કરે છે?

કેલેન્ડરોમાં
વીતેલા દાયકાઓ
શું ખોટે જ
જીવાયા હતા?

હાથ ☐ શાંતા શેળકે ☐ જયા મહેતા

મને ફક્ત બે હાથ દેખાય છે
તેમની પાછળ શરીર નથી, ચહેરો નથી

બે હાથ ચૂડો ભરેલા, પીઠી ચોળેલા
હશે નખો પર મેંદીનો રંગ
જોતજોતામાં હળહર ઊતરે છે મેંદીનો રંગ ઝાંખો પડે છે
થોડા દિવસોમાં ફિક્કો પડે છે
હાથ વેઠ કરવા માંડે છે.

ક્યારેક તે છાણમાટીથી ખરડાઈને ઘરની ભીંતો લીંપે છે.
ક્યારેક વાસણોનો ઢગલો માંઝીમાંઝીને ચમકતો કરે છે
ક્યારેક ચૂલાના ટમટમતા પ્રકાશમાં રોટલા સાથે ગોળ ફરે છે
ક્યારેક નાનકડા બાળકની આંખમાં હળવેથી આંજણ આંજે છે

હાથ, પાણીના હાંડાને આધાર આપતા
હાથ, થાકેલા માથા નીચે ઓશીકું થતા
હાથ, ફાટેલું સાંધતા, થીંગડું મારતા
હાથ, તુળસી સમક્ષ દીવો થઈ ટમટમતા
હાથ, અહીં ત્યાં સર્વત્ર દેખાતા
હાથ, અંધારામાં છાનામાના આંખ લૂછતા,

આ હાથ, કોના? આ હાથ કોના?

હાથ હોય છે સાસરવાસી, હાથ હોય છે પિયરવાસી
હાથ પાછળ ઊભી હશે મારી મા, દાદી, મામી, માસી.
પરંપરાથી સજીવ થઈને આવેલી આ મારી માટી
પરંપરાથી સજીવ થઈને આવેલી આ મારી માટી

આ જ હાથ મારા હાથમાં, આજ હાથ મારાયે હાથમાં.

બે વેણુ □ મકનજી

૧

અજાણ્યે અંકુર થઈને પાંગર્યાં,
ફૂટયાં ડાળી ને પાન;
માડી ધરાનાં અમે છોરુ સૌ
નો'તું એવુંયે ભાન:
ખીલતાં ખીલ્યાં નભની છાંયમાં.

છાતીએ લીધાં માએ મૂળિયાં,
દીધાં ધાવણનાં નેહ,
નજરું મંડાવી ઊંચે આભમાં
જ્યાંથી વરસે અમરતનેહ. ખીલતાં-૦

ફૂલ શું, ફળો શું, કંઈ ના જાણતાં,
એના રસ-ગંધ માની દેણ,
પળેપળ નવતર નર્યું માણીએ,
અમને આવડે ના વેણ. ખીલતાં-૦

હવાનાં ડોલાવ્યાં અમે ડોલીએ,
અહીંથી કાઢે વાયરા સૂર,
તડકા ઊભી કરે છાંયડી;
અમથી ગાવું-છાવું દૂર. ખીલતાં-૦

ડાળું કપાયે, નવી ઊગતી,
શાને, એની ના જાણ,
મળ્યું તે માણીએ ને ખોયું ભૂલીએ,
ઈમાં જીવતરની લ્હાણ; ખીલતાં-૦

૨

પ્રશ્ન

કામ કર્યે ફળ ના મળે, ઈ વેઠ કયાંથી શું ?
આંખ મળે, દિલ ના મળે, ઈ હળવું મળવું શું ?

## મૃત્યુ વિશે બે રચનાઓ ☐ જયન્ત પાઠક

૧

મનમાં હતું કે
આ વેદનાની વૈતરણી તરીને
સામે પાર પહોંચાશે, મૃત્યુના પ્રદેશમાં
મૃત્યુને મળાશે
ને પમાશે એની સાચી ઓળખ—

પણ
તરીતરીને કાંઠે અવાયું
તે તો ત્યાં જ પાછું- જીવનમાં !
નસીબમાં એ જ રહ્યું : રાચવાનું
મૃત્યુની રોમેન્ટિક કલ્પનાઓમાં.

૨

આ કર્કશ કોલાહલોથી દૂર
ખંડને એક ખૂણે
બેઠો છે મૂંગો મૂંગો તું
આંખોમાં અધીરી અપેક્ષાઓ ભરીને.
હુંય તે
આ બધું ક્યારે પતે
ને તારી સાથે વાતે વળગું નિરાંતે—
કરીને ભીડને હડસેલતો
ઝડપથી આવું છું તારી પાસે
પણ
પહોંચું પહોંચું હોઉં, ને
ઉપેક્ષાથી ઘવાયેલી પ્રેયસી જેવો તું
ખંડની બહાર ચાલ્યો જાય છે—
એકાએક
વચ્ચેનાં બારણાં સજ્જડ ભિડાઈ જાય છે!

ભીંત ☐ મંગેશ પાડગાંવકર ☐ ભાર્ગવ કાનાણી

ભીંત મારી આસપાસ,
ભીંત તારી આસપાસ,
ભીંતામિ, ભીંતાવઃ, ભીંતામઃ,
ભીંત ભીંત સર્વ તરફ
અહીં ત્યાં ચારેતરફ,
ભીંત ભીંતની,
ભીંતને કાન હોય છે
એટલે દરેક ભીંતને
ભીતિ દરેક ભીંતની
નાની નાની ભીંતોની
એક પ્રચંડ ભીંત
અદૃશ્ય ગોંધનારી.

ભીંત સામે ઊભા રહો
જીભ કાપીને ઊભા રહો
કાનમાં આંગળી ઊભા રહો
આંખો બંધ ઊભા રહો
નીચે બેસો, ઊભા રહો
કાન પકડો, ઊભા રહો....

કોઈક ખોવાઈ ગયું:
કોણ? ખબર જ ન પડી!
ચારની વાચા ગઈ:
કોની? ખબર જ ન પડી!
ત્રણની આંખો ગઈ:
કોની? ખબર જ ન પડી!
એક સાથે પોકાર કરો:
"સર્વ ભીંતો સર્વના સર્વકલ્યાણ માટે."

એકે પોકાર ન કર્યો :
તે દેખાતો બંધ થયો :
કોણ? ખબર જ ન પડી!

ભીંતોની ટેવ પડશે,
ટેવની ભીંત થશે,
ભીંતને શિસ્ત જોઈએ,
શિસ્તને ભીંત જોઈએ.

એ....કે....બે....ત્ર....ણ ચા....ર
ભીંતવાળાનું ભેજું હોશિયાર,
જય બોલો હો જય બોલો
આ ભીંતનો જય બોલો....

બે ફક્ત ચહેરા □ વસંત ડહાકે □ ધનવિદ્યા મહેતા

બે ફક્ત ચહેરા :
અવાક્.
જિંદગીના પરિઘમાં અટવાયેલા,
પોતાનામાં જ ઊંડે ડૂબેલા.

ભાષા કેટલું અર્થહીન શસ્ત્ર હોય છે
અંધારું ભેદવા માટે.
આ સંબંધનો નિઃશબ્દ સમુદ્ર.
અને તારામારા પાર્થિવ ચહેરા,
આંખો પણ છેતરામણી
પ્રતિબિંબમાં કેવળ
ઘટનાઓની પ્રસંગોની રેખા.
એટલે તો હું કહું છું દેહ ભૂલી જા.

અનુભૂતિ ☐ સુરેશ દલાલ

લીલ લપાઈ બેઠી જળને તળિયે;
સૂર્યકિરણને એમ થયું કે લાવ જઈને મળિયે!

કંપ્યું જળનું રેશમ પોત;
કિરણ તો ઝૂકયું થઈ કપોત.
વિધવિધ સ્વરની રમણા જંપી નીરવની વાંસળીએ!

હળવે ઊતરે આખું વ્યોમ;
નેણને અણજાણી આ ભોમ
લખ લખ હીરા ઝળકે ભીનાં તૃણતણી આંગળીએ!

## अनुभूतिः ☐ सुरेश दलाल

(गुजराती काव्यम्) ☐ अनु. जशवंती दवे

नीरनीलिमा निलीनो नीरतले;
रविरश्मिरैच्छत् 'गत्वा तं नु मिले'।
कंपितः जलस्य कौशेयः पट्टः
रश्मिः विनतः विभूय कपोतः।
विविधस्वराणां रमणा शान्ता नीरवस्य वंशे।
अद्रुतं अवतरति अखिलं व्योम;
अक्ष्णे अज्ञातः अयं लोकः
लक्षहीरका राजन्ते नु आर्द्रतृणांगुले।

□ ધીરુ મોદી

મેં ઘણી વાર રટણા કર્યા કરી છે:
એષણા હોય તો મને ચંદ્રની છે,
ચંદ્રકની નહિ.
છતાં સમારંભ ટાળી તો ન જ શકયો.
ગયો!
પાછો વળ્યો ત્યારે
પશ્ચિમ આકાશમાં ઢળવા માંડેલી ચંદ્રરેખા
ઊલટભેર અભિનંદન આપવા દોડી આવી.
અને મને
એક જબ્બર ઠોકર લાગી.
થયું—
—મારી એકાદ કળા ઓછી તો નથી થઈ ગઈ ને!

અસ્ત □ વસંત દહાકે □ ધનવિદ્યા મહેતા

જમીનમાં મૂળ રોપેલા સ્થાવરજંગમ માણસો
જેમને ધાસ્તી હોય છે સતત ઝંઝાવાતની
અને જે ગભરાઈને શિશિરને ખીલે છે ભીતીથી
તે તને સમજી શકતા નથી.
મેં ઝંઝાવાત વેઠયો છે
અને શિશિર સહી છે અંગેઅંગ પર.
અને જ્યારે હું તને સ્વીકારું છું
ત્યારે જ મેં મારો અસ્ત સ્વીકારેલો હોય છે.

પૂતળું ☐ મંગેશ પાડગાંવકર ☐ પ્રાપ્તિ કાનાણી

જરીથી ચમકતા
જાડા જાડા હાર લઈને
આમ રસ્તા પર મારી પાછળ
જ્યારે તેઓ દોડતા આવ્યા :
જીવ લઈને
હું એવો તો ભાગ્યો
વાંકા પગ ઊંચકતા
પૅન્ટને પાછળ લગાડેલું
વિશોભિત ઠીગડું દેખાડતો.

મને બરાબર ખબર હતી :
જેના ગળામાં પડે
તેમના ઊંચા હાર
તેનું ત્યાં જ રસ્તા પર
એકદમ પથ્થરિયા પૂતળું થાય છે
અને તે પૂતળા પર
સુખી કાગડા ને કબૂતરો
ચરકી ચરકીને
સાંસ્કૃતિક રંગોળીનાં
સુશોભનો કરે છે.

એક પંક્તિની કરુણાંતિકા ☐ કશ્યપ શાહ

અમારા લગ્નજીવન પર અમે માથા સુધી સફેદ ચાદર ઓઢાડી દીધી છે.

કહ્યા વિના નહીં રહું ☐ કશ્યપ શાહ

પૃથ્વી પર
અવતરવાની મથામણ કરતો
હું છું એક ગર્ભ
કદાચ........
શક્ય છે કે મને મારી નિયતિ ખબર નથી
હજી આકાર પામી નથી મારી હથેળી
તો પછી
ક્યાંથી દેખાય પવનની લહર જેવી
મારી ભાગ્યરેખાઓ ?
મારા થનાર માતાપિતા
દ્વિધામાં
મને જન્મ આપવો કે નહીં
એટલે જ આ
મારે માટે સરખા છે
ગટર અને ગર્ભાશય
જો મારો અસ્વીકાર થશે તો
હું ફરી પાછો પહોંચીશ પ્રજાપતિ પાસે
અને એને હું કહ્યા વિના નહીં રહું

मातृदानव भव
पितृदानव भव
કદીય ના मानव भव.

☐ કયો પથ...... ☐ દુષ્યન્ત કુમાર ☐ માલા કાપડિયા

તમારા આભારની લિપિમાં પ્રકાશિત
પ્રત્યેક રસ્તાના પ્રશ્ન છે મારે માટે સરળ
કયો પથ મુશ્કેલ છે ?
મને બતાવો
હું ચાલીશ.

કયો સૂનકાર ખૂંચે છે તમને
કહો, એને પી લઉં આગળ વધી
અથવા હોઠ પર શંખની જેમ મૂકી ફૂંકી દઉં
તમારા વિશ્વાસનો જય-ઘોષ
મારા સાહસિક સ્વરમાં મુખર છે.

તમારું ચુમ્બન
હજી પણ આલોકિત છે ભાલ પર
દીપકની જેમ
મને કહો
કઈ દિશામાં અંધકાર અધિક ગહન છે !

ગઝલ ☐ હર્ષદ ચંદારાણા

ઘણા રંગ આપી પરીક્ષા કરી છે
ચીતરતો જ રાખીને શિક્ષા કરી છે

ભિખારી બનેલાં બધાં વૃક્ષ કહે છે
અમે પાનખરને આ ભિક્ષા કરી છે

પ્રથમ, વ્હાણને શાંત દરિયામાં છોડયું
પછીથી હવાની પ્રતીક્ષા કરી છે

લખ્યા શબ્દમાં લાગણી શોધવાને
અમે અર્થની પણ ઉપેક્ષા કરી છે

સમજમાં તો આવ્યું, ન બોલી શકાયું
પછી હું રડયો તે સમીક્ષા કરી છે.

કવિતા

સપનાયણ ☐ રમેશ પારેખ

સ્વપ્ન ચુંબનથીય નાનું હોય છે
તો ય મંજિયારું બધાનું હોય છે
એક ઓશિકા ઉપર બે મસ્તકો–
-ને વધેરાઈ જવાનું હોય છે
સ્વપ્ન સાથે આંખ ન તૂટી પડે
એ જ કાવતરું ખુદાનું હોય છે
રણ નીચોવો નદીઓ નીકળે
સ્વપ્ન અલગારી અદાનું હોય છે
રાતને તો કીડિયારું સ્વપ્નનું–
સૌની આંખે પૂરવાનું હોય છે
ઓશિકું જાણે કે સપનાની પરબ
જ્યાં જઈ મૃગજળ પીવાનું હોય છે
સ્વપ્ન ઊગે જેટની ઝડપે, રમેશ
આપણે ત્યાં આંબવાનું હોય છે.

છાતીના વહેવાર ☐ રમેશ પારેખ

ચશ્માંમાં જે ખાસ ચેતવા જેવું છે તે કાચ
આ બાબતને ચશ્માંમાંથી બહાર નીકળી વાંચ
ફેશનવંતી આંખોએ એ વાત કદી ના જાણી
ડૂસકું વેડફવાથી લોહું થાય નહીં સરવાણી
કેમ થાય નહીં સરવાણી એ સવાલ એવો બરડ
પૂછતાં વેંત જ પૂછ ઝાટકી પાડે મનમાં તરડ
તો હે બંધુ, સમજણ સાથે સપનાં ટાંગો ઊંચે રે
છાતીના વહેવાર ચલાવો કાગળિયાના ડૂચે રે

સૂરજ ઊગી ઊગીને આથમ્યા કરે
અને દિવસની એક એક ડાળીએથી
ઝીણું ભીનું જીવતર
ઝરી જાય કે સરી જાય
તેના કરતાં મને વધુ ચિંતા છે
ગાજર, મૂળા ને કાકડીના ભાવને
તાલે તાલે વધઘટ થયા કરતાં
મારાં ને તમારાં હાડકાંમાં રગરગતા તાવની.

શરાબીના હાથમાં
પ્યાલી ભરાઈ ભરાઈને ઠલવાયા કરે
અને શરાબ ઘેરી પ્યાલીમાંથી
સપનાં જેવું કૂણું કૂણું સૂતું સૂતું કશુંક
ઝરી જાય કે સરી જાય
તેના કરતાં મને વધુ ચિંતા છે
સૂકાભઠ્ઠ વગડામાં
લવ લવ થાતી
આશ કે પછી પ્યાસને
તાલે તાલે વધઘટ થયા કરતાં
મારાં ને તમારાં હાડકાંમાં રગરગતા તાવની.

ઊંડું ઊંડું
બહોળું બહોળું
ડહોળું ડહોળું જોતાં જોતાં
એક ઝાડ ને બીજા ઝાડ વચ્ચેના
તીખા તીખા તડકામાં
રસરસતું રૂડું બધું
ઝરી જાય કે સરી જાય

તેના કરતાં મને વધુ ચિંતા છે
આ તમારી સૂજેલી આંખમાં વરતાતી
એક એક કથાને
તાલે તાલે વધઘટ થયા કરતાં
મારાં ને તમારાં હાડકાંમાં રગરગતા તાવની
વાત છે આ બધી
મારાં ને તમારાં હાડકાંમાં રગરગતા તાવની.

ધૂંધળી એવી મારી સ્મૃતિઓને સપ્રેમ ☐ બંકિમ

ક્યાંકથી
હવામાંથી
અચાનક તારી આંગળીઓનાં ટેરવાં મને અડી જાય છે
પછી વહેવા લાગે છે
સ્પંદનો કાવ્ય માટેનાં
શબ્દો મૌન માટેના

ને મારું લાલસાગ્રસ્ત મન
મશગૂલ થઈ જાય છે ક્ષણભર માટે
તારી પ્રતિશોધમાં
હવામાં—
જેમાં તું ઓગળી ગઈ છે
– ને હું એક ઊંડો શ્વાસ ભરી લઉં છું
મારાં ફેફસાંમાં
જીવન માટે



જગન્નાથ રાજગુરુ

## ગીત—આપઘાત પૂર્વેનું □ અરવિંદ ગજ્જર

ભફ્ફાંગ દઈને ભૂસકો માર્યો અમે અમારી અંદર
હિલ્લોળાતું લોહી વીંધતા જઈને ઠરિયા તળિયે....
લહ લહ લહ લહ શ્વાસ ભરેલી ઇચ્છાઓનાં ઘણુ ઊભેલાં, અટકળઝલ્લાં સપનાંઓ બે ત્રણુ ઊભેલાં
કુંવારા અવસરને માથે આંસુનું તિલક કરીને, ઝલમલ ઝાંઝર રૂપેરી રણઝણુ ઊભેલાં
અડધુંક ડૂબ્યા પછી ઊછળ્યા સંબંધના સાત સમંદર,
ધસમસતા અંધારે ભચડયા, કેમ કરી સળવળીએ...
ખર્ ખર્ ખર્ ખર્ આભ ખર્યું આંખોમાં આખું, કડેડ કરતું તૂટતું લાગ્યું ડાબું પાસું
ચૂમ અમારી વેરણછેરણ, ફાળ ભરીને ઊભું છટકી આડું છટકી થોડું છટકી ત્રાંસું
અમે આરપાર અમથી નીકળ્યા, સામે કરાડ કંદર,
ઝરણું કો' ત્યાં કલકલ સળગે ઝરણા સંગે બળીએ....
ભફ્ફાંગ દઈને ભૂસકો માર્યો અમે અમારી અંદર....

તો ભલે ! □ અરવિંદ ગજ્જર

તોરલ,
ગુફાઉ વૃદ્ધ અંધકાર જેવો હું તને
સવારિયો સોનલ વરણો તડકો લાગતો હોઉં તો ભલે.
ધીખતા રિકત રણ જેવી મારી કાયા પર
તું સ્પર્શ રોપે
અને તને લીલુંનાઘેર વન હાથ લાગતું હોય તો ભલે !
અફાટ અબ્ધિ છું હું તો;
તેમાં નાવ હંકારતાં તને
બીજો કિનારો હાથવેંતમાં લાગતો હોય તો ભલે.
અને
પાણીમાં માણસના પડછાયા જેવો હું
તને
ચોખ્ખો ચટ્ટાક્ માણસ લાગતો હોઉં તો ભલે !
પણ
રોજ મારામાં અવતરતા નવા માણસનો ક્યારેય
તેં વિચાર કર્યો છે તોરલ?

બૂમ □ વસંત ડહાકે □ ધનવિદ્યા મહેતા

તું સામે કે પાછળ નથી હોતી
ત્યારે મને લાગે છે
તું નથી
પછી હું પાગલની જેમ બૂમો પાડયા કરું છું.
અને હું બૂમ જ થઈ જાઉં છું
ક્યારેક હું અટકું છું.
પણ બૂમ પાડવાનું ચાલુ જ હોય છે....
તે બૂમ કોણ પાડે છે?

કેટલાક કવેતાઈ તરંગબુદ્બુદા ☐ ઈન્દુ પુવાર

કપાસ છાપ પેટી હાથમાં ફર્યાં કરે છે
ક્યારેક ફરતાં ખખડયા કરે છે
આ ખખડાટથી ઓરડાનું એકાંત ખળભળ્યા કરે છે
ઓરડાનું એકાંત ખળભળે છે એટલે એમાં જે જે સામગ્રી રહેલી છે
એ સઘળી ખળભળે છે
સામગ્રીમાં ઘણું બધું છે; કાગળો કોરા/લખેલા/છપાયેલા/ખવાયેલા
ઘવાયેલા/નવા/તાજા અક્ષરો પાડેલા
ચશ્માં/શાલ/ટોપી/ખાલી ગ્લાસ
ડેસ્ક ડાયરી/એની પર ચડેલી ધૂળ
ક્યાંક હાથની પડેલી છાપ
છાપ સાથેનો હું

હા, તો અંતે હુંની એન્ટ્રી થાય છે
જોકે થાય છે એના કરતાં હું છે એ વધારે સારું લાગે છે
જાગે છે સામે બોર્ડ પર લગાડેલા ફોટોગ્રાફ્સ
આપે છે એક લાફ'સ/ચહેરા પર પડે છે એક થાપ'સ
ત્રણ દાઢો નીકળી ગઈ છે/બીજી ત્રણ દુઃખે છે/બાકીની બે હલે છે
કપડાં પહેરેલાં હોય છે તોય આરપાર બધું દેખાય છે
રક્ત મજ્જા માંસ અસ્થિ હોવા છતાં
અંદરના પોલાણનો ખળભળાટ સંભળાય છે
મૂળ મુદ્દો આ છે; ખળભળાટ દેખાય સંભળાય કે અનુભવાય?
કવિતામાં કઈ રીતે મુકાય? મેટા મોર ફોસિસ વિશે શું ધારો છો?
રસની અનુભુતિ થાય? થાયની માની........
યથી શરુ થતી ઘણી ગાળો આપણી ભાષાએ આપણને આપી છે.



આકાશ છે અંધારું ઘોર છે તારાઓ ચમકે છે
અર્ધો કે પોણો ચંદ્ર આથમું આથમું થઇ ગયો છે
ઘોર અંધારામાં ધાબા પર પગ ફરી રહ્યા છે

એટલે કે કોઈ માણુસ ફરી રહ્યો છે
અથવા હું ફરી રહ્યો છે.
ઘોર અંધારામાં શહેરને ડૂબેલું જોઈ કૃષિકવિને ગોકળગાય યાદ આવે છે
ખેતર યાદ આવે છે/શેઢો યાદ આવે છે/ચાસમાં પડેલાં પગલાં યાદ આવે છે
માદક પરસેવાની ગંધની યાદ આવે છે
હવામાં શ્વાસ/શ્વાસમાં નાક/નાકની પાસે ઉપર ઊભી છે બે આંખ
આંસુ....યાદેં....યાદેં....સુનહરી યાદેં....તરોતાજા યાદેં....
કયા હુએ તેરે વાદેં... કચરો ઢગલો ટોપલો સાવરણો ઊડતી ધૂળ
પડતાં પગલાં/પડછાયાને માપવાનું ફાવી ગયું છે
પડછાયો મારો પરમેશ્વરને હું પડછાયાનો દાસ/ક્લાફ઼્'સ/થાપ્'સ
હું એ ઓરડામાં એક મેઈક-અપ બોક્ષ/ડ્રેસિસનું પોટલું
ત્રણ બગલા/એક પૂતળું હાલતું ચાલતું આટલું આટલું મુકાવી દીધું છે.
ઓરડાની બારી બંધ રાખી છે કયાંકથી ભમરીઓ ભરાઈ ના જાય
ભાષા ભમરીનો આછો આછો ગણગણાટ સંભળાય છે
બારી બંધ છે/ચશ્માં વગરનો અંધ હું કશોક ગણગણાટ કર્યા કરે છે;
નવા ઓરડા બાંધો હંસલા
નવા ટેબલ વસાવો હંસલા
નવી ખુરશીમાં નવી રીતથી બેસો હંસલા
આવા સેટઅપ જમાવો હંસલા



વાત આગળ આમ ધપાવો હંસલા
મસૃણ મસૃણ અંધકાર ઊભો છે ચારેકોર
એણે દૃષ્ટિ પડે ત્યાં સુધીની સૃષ્ટિ કવર કરેલી છે
ઊભો છે અવિચળ, અડીખમ, નિષ્પલક એકલો રે લોલ
વાવી દીધાં છે એણેય તે સપનાનાં આછી આછી ગુલાબી ઝાંયવાળાં વાવેતર
છોડ ફૂટે/ લહેરાય/ ફૂલ આવે/ ફળે પાકે
એની રાહ જોઈને અઘોર અંધકાર ઊભો છે એકલો રે લોલ
હવે રાહ બાહ તો ઠીક, જુએ છે એવું કહેવું એય ઠીક
પણ નાનો બાબો પોલિસ થઇ ધડામ્ કરતો સિટી મારીને

ચલો આપણે કુસ્તી કરીયે એમ કહી હસતો હોય
ડીટેક્શનીય સંગીત વગાડતો હોય/ સસ્પેન્શીવ ચાલ ચાલતો હોય
હેન્ડઝ અપ કરાવતો હોય ત્યાં ઓગળે છે પ્રકાશ

– એક લિસોટો
– એક મકાન
– એક માણસ
– એક હું

ધારોકે હું એક મૂળો છે
એક હાથનો છે/એક વ્હેંતનો છે/એક મુઠ્ઠીનો છે
લીલાં પાંદડાં વળગેલાં છે/ધોયેલો જો હોય પાણીથી
તો બાઝેલાં ટીપાં સાથેનો છે
એક ભમરી આવે છે
મૂળાને કોરે છે/ઘર બાંધે છે/અંધકારને વસાવે છે.

હું એક મૂળો છે
અઘોર અંધકાર એમાં વસે છે એકલો રે લોલ
આવી ક્રિયેટાયેલી સિચ્યુએશન છે
એની મધ્યમાં ઊભેલી જે ક્ષણ છે તેને કેવી કહેશો ?
સ્થિર પ્રવાહી કે ગતિશીલ ?
ભાષાની ભૂંગળ ફૂંકનારા, સાવધાન!
શ્વાસ ભરવા માંડો નાક જો હોય તો
સ્વેટર ટોપી કે શાલ ગૂંથવાનાં છે
હાથમાં પકડી સળિયા થાય તૈયાર
ક્રિયેટાએલી સિચ્યુએશનમાં ઊભેલી ક્ષણને
અક્કરપારા સ્ટાઇલમાં ગૂંથવાની છે.

પ્રથમ પ્રણયાનુભૂતિ વિષે – ☐ દીપક ત્રિવેદી 'દીપ'

રસ્તા વચ્ચે ધૂળ ઊડે–ને–ધૂળમહીં ડમરીમાં ઊડે ધુમ્મસ જેવી છોરી!
માળું કૈંક નવીન થાવાનું !!
પંદર દિ' થી ઘુમરાં લેતો ઓરસચોરસ દરિયો પૂછે આંખ્યુને ફંફોરી!
માળું કૈંક નવીન થાવાનું !!
ઘરમેળે ઉકલ્યું ના કાંઈ છાનુંછપનું થયું છમકલું....હચમચ રૂવે આંસુ...
બાંધો ધજાપતાકા બાંધો....
વીસ વરસનો ઘાવ ઉઘાડો ઊછળે મેઘધનુષી પળમાં લઈ આવો ચોમાસું....
બાંધો ધજાપતાકા બાંધો....
દાતરડું લઈ સીમ ઠેકતી સોણુલવંતી નગરી કાંઠે ટગમગ જોતી ગોરી!
માળું કૈંક નવીન થાવાનું !!
દીવો બળે તો અમને લાગે વણઝારુની વણઝારુ ઊમટી રે અમને જોવા —
ઘોડાપૂર થતો હૈકારો;
છલકું કે ના છલકુંની ભ્રમણાની ફૂટે નદીયું ફૂટે શરમબ્હાવરા તડકા–
ફૂટે અલકમલક ઝંકારો!
ટોળે વળતા અંદરખાને ઘોંસપરોણો કરતાં સપનાં તાણે રેશમ દોરી!
માળું કૈંક નવીન થાવાનું !!
રસ્તા વચ્ચે ધૂળ ઊડે ને ધૂળમહીં ડમરીમાં ઊડે ધુમ્મસ જેવી છોરી!
માળું કૈંક નવીન થાવાનું !!

☐ પન્ના નાયક

આ અતૂટ
રેશમી તારનું બંધન મને ગમે છે
કારણ
એને બીજે છેડે તું છે.

એક શહેર ☐ અમૃતા પ્રીતમ ☐ નિરંજના સરૈયાવાલા
(પંજાબી)

તે પાક જે તારાઓએ વાવ્યો હતો, કોણે એને ચોર ગોદામમાં નાખ્યો
વાદળાની ગુણીને ઝાટકીને જોયું, રાતના બજારમાં ધૂળ ઊડી રહી છે
ચંદ્ર એક ભૂખ્યા વાછડાની જેમ સૂકા થાનને નીચોવી રહ્યો છે
ધરતી-મા પોતાના થાન પર બાંધેલ આકાશનાં તળિયાં ચાટી રહી છે

૨

હોસ્પિટલના દરવાજે હક, સત્ય, પ્રમાણિકતા અને કદર
કોણ જાણે કેટલા શબ્દ બિમાર પડયા છે, એક ભીડ જેવું ભેગું થઈ ગયું છે
જાણે કોઈ ઉપાય લખશે, જાણે તે ઉપાય કામ લાગશે
પરંતુ હમણાં તો એવું લાગે છે, એના દિવસો પૂરા થઈ ગયા છે....

૩

આ શહેરમાં એક ઘર, ઘર કે જ્યાં બેવર રહે છે
જે દિવસે કોઈ મજૂરી નથી મળતી તે દિવસે તે લાચાર હોય છે
બુઢાપાની પહેલી રાત ધીમેથી એના કાનમાં કહી ગઈ
કે આ શહેરમાં છડેચોક એની ભરી જુવાની ચોરી થઈ ગઈ....

૪

કાલે રાતે કડાકાની ઠંડી હતી, આજે સવારે સેવા-સમિતિને
એક લાશ સડક પર પડેલી મળી, નામ-સરનામું કંઇ ખબર નથી
સ્મશાનમાં આગ સળગે છે આ લાશ માટે કોઈ રોનાર નથી
અથવા તો કોઈ ભિખારી મર્યો હશે, અથવા કદાચ કોઈ ફિલસૂફ મરી ગયો છે....

૫

કોઈ મરદના બાહુઓમાં
કોઇ છોકરી ચીસ પાડી ઊઠી જાણે એના શરીરમાંથી કંઈક લૂટયું હોય
થાણામાં એક અટ્ટહાસ્ય બુલંદ થયું, ચોટામાં એક હાસ્ય વિખેરાયું,

સડક પર કોઈક ફેરિયા ફરી રહ્યા છે
એક-એક પૈસામાં ખબર વહેંચી રહ્યા છે,
ખચેલ–ખુચેલ શરીરને પાછા ચૂસી રહ્યા છે.

૬

ગુલમહોરના ઝાડ નીચે, લોકો એકબીજાને મળે છે
જોરથી હસે છે, ગાય છે, એક–બીજાને પોત પોતાના ....
મોતના ખબર છુપાવવા માગે છે.
સંગેમરમર કબરનું તાવીજ છે, હાથ ઉપર લઈ–લઈને ફરે છે
અને પોતાની લાશની રક્ષા કરી રહ્યા છે...

૭

મશીનો ખડ–ખડ કરી રહ્યાં છે, શહેર જાણે એક છાપખાનું છે
આ શહેરમાં એક–એક માણસ એક–એક અક્ષરની જેમ એકલો છે
દરેક પયગંબર એક કંપોઝીટર અક્ષર જોડી–જોડીને જુએ છે
અક્ષરોમાં અક્ષર વણે છે, કયારેય કોઈ ફકરો નથી બની શકતો.

૮

દિલ્હી આ શહેરનું નામ છે.
કોઈ પણ નામ હોઈ શકે (નામમાં શું છે)
ભવિષ્યનું સપનું રોજ રાતના વર્તમાનની મેલી ચાદર
અડધી ઉપર ઓઢે છે, અડધી નીચે બિછાવે છે
કેટલીયે વાર સુધી કંઈક વિચારે છે, જાગે છે,
પછી ઊંઘની ગોળી ખાઈ લે છે.

☐ સુનીલ ગંગોપાધ્યાય ☐ નલિની માડગાંવકર

(બંગાળી)

પાતળા કાચના ગ્લાસમાં પાણી જોતાં, કોઈ વાર થાય છે,
વાહ, પાણી કેટલું સુન્દર છે.
આકાશમાં એક બાજુથી બીજી બાજુ
ચાલ્યો જાય છે રૂપાળો સૂર્ય
આવું રોજ નથી લાગતું, કોઈક વાર લાગે છે –
કોઈક વાર યાદ આવે છે, બાળપણમાં એ કેવો તુમુલ
દારૂગોળાના રંગનો ઝંઝાવાત જાગ્યો હતો.
રોજ તો કેટલીય આંખો સામે જોઉં છું. ફક્ત
કોઈક વાર નજરે ચઢે છે પૃથ્વીની આંખો.
હવામાં ઘૂમી રહ્યું છે પ્રાણપંખી. પણ એકાદ દિવસ
સમજાય છે, બધા પવનોય વિનામૂલ્યે છે.
મહાશૂન્યે ધસી રહ્યો છે એક (તાકેલો) પથ્થર એને
વળગેલાં છે સાતસો કરોડ અમિબા.
ફક્ત એકાદ વાર સમજાય છે, મહાશૂન્ય કરતાંય કેટલી
વિરાટ
આ હૃદયની શૂન્યતા.
અચાનક એક સવારે એક તીતીઘોડો કૂદતો કૂદતો આવી
અફાટ વિસ્મિતભાવે
મારી તરફ જોઈ રહ્યો છે, એ શું જોઈ રહ્યો છે?
કોઈકે ફેંક્યો છે આંબલીનો કચુકો
એમાંથી ફૂટ્યો છે સરસ મજાનો નિર્મળ એક
આંબલીનો નાનકડો છોડ, કાલે તો નહોતો,
વિશ્વાસ બેસે કે ન બેસે,
વર્તમાનપત્રમાં છપાઈ ન હોય એવી એક
વિશાળ દુનિયા બહાર પથરાયેલી છે.
એની વચ્ચે ચાલતાં ચાલતાં ખોવાઈ જઈ

જે દિવસે
જોઈશ જળ-છીપલાંનાં
લાવણ્ય જેવો એક દિવસ
તે દિવસે એવું લાગશે કે ફક્ત આ જ દિવસ માટે
ખૂબ સાર્થક ભાવે જીવી રહ્યો છું.

કાગળ મારો માણીગરને □ વિનોદ જોશી

કાગળ મારો માણીગરને દે'જો રે કબૂતરી...
અમે આરસના ઓટલિયે
અમે આરસના ઓટલિયે
કે'જો માંડી રે નવકૂકરી....
એણે પતંગિયાં કાંઈ પ્હેર્યાં
એણે ફાગણનાં ફૂલ વેર્યાં
અમને છાનાં છપનાં ઘેર્યાં
અમે ટાઢા છાંયા ખેર્યાં
એના અણિયાળા અણસારે
એના અણિયાળા અણસારે
રણઝણ રણકે રાતે ઘૂઘરી...
અમે અટકળમાં ઘર કીધાં
નીંદરને તાળાં દીધાં
એકલપંડે પડખે લીધાં
પરવાળે પાણી પીધાં
એક સોનેરી સરનામે
એક સોનેરી સરનામે
રે વણપૂછયા જાજો ઊતરી....

☐ સુરેશ દલાલ

કોઈ રસ્તાની ધારે ધારે બેસી સાંજ સવારે
તારી રાહ જોઉં છું.
ઊડતાં ઊડતાં પંખીઓ પણ તારું નામ પુકારે
તારી રાહ જોઉં છું.
તારું નામ લઈને આભે સૂર્યોદય પણ થાતો
સૂરજ તારું નામ લઈને સાંજે ડૂબી જાતો.
કદીક આવશે તું: એવા અગમના અણસારે
તારી રાહ જોઉં છું.
વનની કેડી વાંકીચૂંકી: મારી કેડી સીધી.
મેં તો તારા નામની મીઠી કમલકટોરી પીધી
રાતની નીરવ શાંતિ: એના રણઝણતા રણકારે.
તારી રાહ જોઉં છું.

રંગ દરિયો જી રે ☐ નીતા રામૈયા

છીપલાં વીણવા ગઈ 'તી
રંગ દરિયો જી રે;
મુજને લાધ્યું નંગ
નંગ નંગ દરિયો જી રે.
માછલી જોવા ગઈ'તી
રંગ દરિયો જી રે;
સાહ્યબો આવ્યો સંગ
સંગ સંગ દરિયો જી રે.
દરિયો પૂજવા ગઈ 'તી
રંગ દરિયો જી રે;
છોળે ભીંજવ્યું અંગ
અંગ અંગ દરિયો જી.

હું તારાથી દૂર જવા માગું છું
તારી સાથે નહીં
પણ હું મારી સાથે ક્રૂર થવા માગું છું.
લાગણી હોય ત્યાં લાગણીની અપેક્ષા હોય છે
એ સત્ય ઓછેવત્તે અંશે હંમેશાં હોય છે—
જો આ તને સમજાતું ન હોય
તારું હૃદય જો આપમેળે ગાતું ન હોય—
તો હું મારા કાનને બહેરા કરી શકું એમ નથી.
હું મારા ખોવાઈ ગયેલા ગીતનો સૂર થવા માગું છું
હું જ તારાથી દૂર જવા માગું છું.
પછી આપણો સંબંધ તો હશે—
—પણ હશે એક સ્મૃતિ
એ સ્મૃતિનો સ્વાદ તૂરો હશે
નો રંગ
મૃત્યુ પામતા માણસના નખ જેવો ભૂરો હશે
સંબંધ બાંધતાં આવડે છે
તો એની માંડવાળ કરતાં પણ મને આવડે છે.
પંખી પાણીમાંથી પોતાની છાયા ઉઠાવીને ઊડી જાય
—એમ મારો રસ તારામાંથી ઊડી ગયો છે.
—તારે જ કારણે
હવે તારાં બારણાં ખુલ્લાં હોય કે ભિડાયેલાં
હું કદીયે ટકોરા નહીં મારું તારે બારણે
હું આપણા સંબંધની કસૂર થવા માગું છું.

☐ માલા કાપડિયા

દીવાલ

જાણે સ્વપ્નોની પાંખો

ફર્શ

ઊડતો ગાલીચો

વર્ષોનો દોરો અચાનક

વીંટળાઈને બની જાય

કરી ગોળ દડો

ને

આપણે આરંભીએ

ઘર-ઘરની રમત

પથ્થરિયા શહેરમાં

૫૫૦ સ્કેવર ફીટનો ખૂણો

તખ્ત

માણી રહે મનભર

ચંદ્રને........

☐ માલા કાપડિયા

એકાએક અજાણ્યું થઈ જાય

શહેર મારું

તારા વિના

રસ્તાઓ અર્થહીન

દોડયા કરે

મારી ઇચ્છાઓ

ખેલગામ

દૂર સુદૂર

અજાણ્યા ગામમાં

તારી સંગ

લાગતું

એકદમ પોતીકું !

વાસંતિક હાઇકુ ☐ સ્નેહ પટેલ

(૧)

ભાવે વસંત

મહુડાની ડાળીને—

ટહુકે : ફૂલ !

(૨)

શોધે : વસંત

પાનખરના પંથે—

વૃક્ષોનું ટોળું !

(૩)

પીળો સમય

જુએ : ખરેલાં પર્ણો—

મૂંગી વસંત !

(૪)

કેલેન્ડરમાં

જુએ છે પાનખર—

વૃક્ષો વાસંતી !

(૫)

કૂંપળો ફૂટે

કવિઓનાં ટેરવે—

આવી : વસંત !

(૬)

વાસંતી વાયુ

સૂંઘીને વૃક્ષો હવે—

ટહુકે : લીલું !

'Oh, mommy!
see
her forehead is bleeding!'
અમેરિકન બાળકની
આ
નિર્દોષ ટકોર સાંભળી
અન્યમનસ્ક હું
કપાળે હાથ મૂકી દઉં છું....
મારી ખુલ્લી હથેળીમાં
કંકુ જોઈ
મને મારું સૌભાગ્ય સ્પર્શી જાય છે....
હમણાં જ મળેલાં
મને પ્રેમથી ભેટેલાં
મધર ટેરેસા યાદ આવી જાય છે.
આશીર્વાદ આપવા
કે
પરમાર્થ કરવા અશક્તિમાન
મારા હાથને સંતાડી રાખવા
હું મુઠ્ઠી વાળી દઉં છું
અને
મારા જ ભિડાયેલા નહોરથી
હથેળીનું કંકુ
રક્ત થઈ
ટપકવા માંડે છે...!

પાપના ભારથી □ નારાયણ ગ. પેડણેકર □ માલા કાપડિયા

પાપના ભારથી
નાગફેણ હલી ઊઠી
ધરતીએ સમતુલા ગુમાવી
ને ધરતી પરનાં સત્ય ઢળી પડયાં

ગઈ કાલે
એક સત્ય અને લાચાર હું મરવા પડયા
હું ભૂખથી તરફડીને મર્યો
અને સત્યનું દિવસ ઢળ્યે ખૂન થયું

મારું મરણ સંભવનીય
ચાર ડાઘુઓ
મને ખાંધ આપવા
ચાર ડાઘુઓ મળ્યા નહિ

એ પણ હું સમજી શકું
પણ....
સત્યને ખાંધ આપવાય
ચાર ડાઘુઓ મળ્યા નહિ
ચાર ડાઘુઓ હમણાં મળતાં નથી
ને સત્ય પડયું એકાકી
છિન્નવિચ્છિન્ન રકતના ખાબોચિયામાં!

સત્યનું ચાલી રહ્યું છે ચોરવહેંચણું
અંધારામાં
ભાગીદારીના નિઃસંગ નપુંસક અંધારામાં
ચોરવહેંચણું ચાલી રહ્યું છે

સત્યનું મડદું પડયું છે
ત્યાં ગીધડાં જામ્યાં છે
એ ગીધડાંઓમાં કેટલાંકે
પહેર્યો છે કાળો કોટ

તો કેટલાકે ચઢાવ્યો છે
ન્યાયાધીશનો કાળો ઝભ્ભો
હવે ચોર ભેગા થશે
ચોરોની સામે ભાષણ કરશે
ને ચોરોને કહેશે
એક શાશ્વત સત્ય અહીં મરીને પડ્યું છે!
તર્કના બહુચાલ બંધ બારે રસ્તા વેગળા મૂકીને
બેભરોસાના બેબંધ રસ્તા પર
સત્ય ઠાર મરી શકે છે બેદખલ
લાવારિસ
બદચલન બાઇના છોકરા જેમ
તર્કના બહુચાલ સર્વ રસ્તા હવે
કાયમના બંધ
બાર બાપના છોકરા
આ રસ્તે ફરકતો નહિ
સડી ગયેલા કૂતરા જેમ
મરીને પડેલું તે સત્ય જ કે બાપ!
કાલે સત્ય હતું
આજે નથી
કાલે સૂર્ય હતો
આવતી કાલે સૂર્ય ઊગશે નહિ
અસાવધ સૂર્યને ગળી ગયો છે
એક મહારોગી અજગર-અંધકારનો!

## 'શિશુલોક'માં કવિકર્મ ☐ જયંત પાઠક

A poet's function — do notbe startled by this remark — is not to experience the poetic state: that is his private affair. His function is to create it in others...He (reader) seeks and finds in us (poets) the wondrous cause of his own wonder.

To perceive does not imply to make perceptible — still less: beautifully perceptible.

(The Art of Poetry — Paul Vale'ry Pages-60 & 86):

વાલેરીનાં આ વચનોમાં કવિકર્મના આગ્રહ સાથે કવિની દર્શન અને વર્ણનની શકિતમાંથી વર્ણનની શકિતનો કંઈક અંશ અભિનિવેશના પ્રકારનો મહિમા કરાતો લાગે છે. કવિ સંવેદનો અનુભવે, એને અવનવાં દર્શનો થાય, પણ ભાવકને કવિની એ શકિત સાથે સીધો સંબંધ કે નિસ્બત નથી. કવિની અવસ્થામાં વ્યકિત જે કાંઈ અનુભૂતિઓ પામે તે તેની અંગત બાબત છે; ભાવકને તો એ અનુભૂતિઓના ભાષાગત સુંદર રૂપમાં, કલાત્મક આકારમાં, કાવ્યકૃતિમાં થતા એમના અવતાર સાથે સંબંધ ને નિસ્બત છે. અહીં કવિના દર્શનનો, તેના સંવેદનનો એટલે કાવ્યની વસ્તુરૂપ સામગ્રીનો નિષેધ ઈનકાર કે અસ્વીકાર નથી, પણ કલાકૃતિ ને કવિના દર્શનનો માત્ર હવાલો નથી, કશુંક વિશેષ છે જે સૌંદર્યરૂપે અનુભવાય છે, જે ભાવકને માત્ર કવિસદૃશ સંવેદનો જ નહિ, એમાં રહેલાં સૌંદર્યનું પણ ભાવન કરાવે છે. આમ કવિના સર્જનને, કલાકૃતિને કવિના દર્શનના નહિ પણ વર્ણનના સંદર્ભમાં તપાસવાનો ઉપક્રમ રખાય તો તેથી કવિવ્યકિતને બદલે કલાભિવ્યકિતનું યથાર્થ મૂલ્યાંકન સાંપડે ને કૃતિના કલાકીય સત્ત્વની પ્રતિષ્ઠા થાય. અહીં આ લખાણમાં 'શિશુલોક'ને આ દૃષ્ટિએ જોવાનો આશય અને પ્રયાસ છે.

'શિશુલોક' આપણા સુપ્રતિષ્ઠિત ને વિપુલ કહેવાય એવું કાવ્યસર્જન કરનાર કવિ ઉશનસ્‌ના કાવ્યસંગ્રહ છે. સંગ્રહનું નામ સૂચવે છે તેમ એમાં શિશુની દુનિયાનો આલેખ છે. વધારે સ્પષ્ટતાથી કહીએ તો એમાં શિશુ પ્રત્યેનાં મોટેરાં સ્વજનોનાં સંવેદનો ને શિશુસહજ, શિશુભોગ્ય ભાવતરંગને વ્યકત કરતાં કાવ્યો છે. સંગ્રહની રચનાઓને કવિએ સાત વિભાગમાં વહેંચી છે, પણ ભાવસામગ્રીની દૃષ્ટિએ જોઈએ તો કૃતિઓના બે મુખ્ય વિભાગ પડે: એકમાં શિશુ પ્રતિની વડીલોની વાત્સલ્યની લાગણીનાં કાવ્યોના ને બીજામાં બાલસુલભ ભાવતરંગોના નિરૂપણની કૃતિઓનો સમાવેશ થાય. કવિએ સંગ્રહની ૫૮ કૃતિઓને છાંદસ, અછાંદસ ને ગીતના સ્વરૂપમાં ઢાળી છે. શિશુ વિશેનો કવિનો મુગ્ધ ખયાલ, શિશુની કવિની વિસ્મયઆંખની ઓળખ આ બધી કૃતિઓમાંથી સહેલાઈથી તારવી બતાવાય એમ છે. કવિ બાળકને પૃથ્વીનું નહિ તેટલું અન્યલોકનું વતની જુએ છે; એને પરી કે દેવદૂત જેવું અમાનવીય સત્ત્વરૂપ જુએ છે, એની બધી ક્રિયાઓ, લીલાઓ વડીલોની જીવનરીતિ, જીવનધોરણના સંદર્ભમાં અસામાન્ય, સ્પૃહણીય ને અચરજપ્રેરક જુએ છે; કવિને શિશુની ચૈતન્યસભર હસ્તી પ્રૌઢોને વૈશ્વિક, બૃહદ્ ચેતનાના સંપર્કમાં મૂકી આપનારી, નવજીવનની અનુભૂતિ કરાવનારી પ્રતીત થાય છે.

'શિશુલોક'ની સકલ રચનાઓમાં વૃત્તબદ્ધ રચનાઓ વધારે પ્રૌઢિવાળી, પરિપકવ ને સત્ત્વસમૃદ્ધ લાગે છે. એમાં યે અર્થગૌરવ સમૃદ્ધિ તો સંગ્રહનાં બાવીસેક સોનેટોમાં ઊતરી છે. કવિએ એમને પ્રિય અને સહજ એવા શિખરિણી ઉપરાન્ત મંદાક્રાન્તા, પૃથ્વી, શાર્દૂલવિક્રીડિતમાં પણ સૉનેટ કૃતિઓ રચી છે. 'શિશુ ઊછરતાં'માં હરિણી-પૃથ્વીનો પ્રયોગ

પણ થયો છે. શ્રી ઉશનસ્‌ના સૉનેટનાં અત્યાર અગાઉ પ્રગટેલાં બધાં લક્ષણો 'શિશુ-લોક'ની કૃતિઓમાં પણ દેખા દે છે. એમના જેવા મોટા ગજાના, ઉત્કટ સંવેદનશીલતા, ચિંતનપરાયણતા ને કલ્પનાસમૃદ્ધિ ધરાવતા કવિને ભાષા સહજપણે વશ હોય એ સમજાય એવું છે. સંગ્રહની સૉનેટ કૃતિઓમાં કવિનું ભાષાકર્મ અનેક સ્થાનોએ રમણીયતાનાં સંતર્પક પરિણામો નિપજાવે છે. 'ઘરમાં પાછા ફરતા દાદાની ઉક્તિ' (પૃ. ૬)માં કવિએ પ્રથમ પંક્તિમાં 'શિશુક' શબ્દ પછી, બીજી પંક્તિમાં 'સાંજુક' શબ્દ પ્રયોજીને એક અવનવી સુભગતા સિદ્ધ કરી છે. એવી જ રીતે 'પૃથ્વીદિક્ષા' (પૃ. ૭)માં આવતા 'ફૂટું ફૂટું' 'બોલુંબોલું' જેવા પ્રયોગોમાં રહેલું ઔચિત્ય ને સૌંદર્ય તરત પ્રતીત થાય એવું છે. 'વિશ્વરૂપ—દર્શન' (પૃ. ૨૯)માં કવિએ શિશુની પગલીઓનું જે વર્ણન કર્યું છે તેમાં નીચેની પંક્તિઓ તળપદી વાણીની ઉચિત યોજનાથી કેવી સુભગ બની છે!

> હજી વેઢા ફૂટ્યા વગરની જ ચોળાની ફળીઓ!
> વીંટી દાદાને લે ઉમર પર આડી-અવળીઓ!

'આડી-અવળીઓ'નો પ્રયોગ અહીં સીધો જ રમણીયતાને તાકે છે ને સાધે છે. વિશેષણનો આવો સૌન્દર્યસાધક બહુવચન પ્રયોગ બહુ ઓછા સ્થાનોએ જોવા મળશે. કલ્પનસમૃદ્ધિ ઉશનસની કવિતાનો એક વિશેષ ગણાય. કવિ ચિત્રો ઉપર ચિત્રો આલેખે છે. જાણે ચિત્રોમાં જ સંવેદનો ના અનુભવતા હોય! 'પ્રથમ શિશુ' (પૃ. ૭૩)માં કવિએ શિશુના આગમને શેરી અને ઘરને દૃશ્ય-શ્રાવ્ય કલ્પનાથી કેવું પ્રસન્ન આલેખ્યું છે!

> ઝણુકત છડા શેરી વાટે, કલધ્વનિ ઉદ્‌ભવે,
>
> ૦ ૦ ૦
>
> વળગણી ઝૂલે વાઘા ન્હાના ધજા સમ ઉત્સવે!

બાળકે પહેરેલા છડાનો શેરીમાં થતો કલધ્વનિ કવિએ અહીં વર્ણવિન્યાસથી સંભળાવ્યો છે ને બાળકનાં નાનાં નાનાં વસ્ત્રોથી શોભતી વળગણીમાં ઉત્સવનો આનંદ પ્રત્યક્ષ કરી આપ્યો છે. છેક ૧૯૫૨માં લખાયેલા 'શિશુ ઊછરતાં' (પૃ. ૭૪)માં કવિકલ્પના કેવી સહજતાથી વાસ્તવવર્ણન દ્વારા સત્યદર્શન સુધી પહોંચે છે!

આમ છતાં ભાવ ને છંદના આવેગપ્રવાહમાં ઉશનસે ભાષાની માવજત કરવાની ને સંભાળ લેવાની હોઈ કેટલીકવાર ભાવની તરફેણમાં તો કેટલીક વાર છંદની તરફેણમાં તેઓ ભાષાની રમણીયતાને, તેની સુષમાને જતી કરતા જણાય છે; ક્યારેક સંસ્કૃત તત્સમ શબ્દ સાથે વિસંગત લાગે એવો તદ્‌ભવ કે તળપદો શબ્દ મૂકી દે છે; ક્યારેક પ્રાસ માટે થઈને અસુભગ લાગે એવો શબ્દપ્રયોગ પણ તેઓ કરી લે છે ને છંદનો બંધ જાળવી લેવા માટે 'જ' 'ય' જેવા વર્ણો કઠે એવી રીતે પ્રયોજે છે. 'નવજાત ડિમ્ભ પ્રત્યે મા-૧ (પૃ. ૪)માં મા બાળકને કોઈ બીજી જ દુનિયાના વતની તરીકે, એના હાવભાવ ને વર્તનમાં આ દુનિયાનાં નહિ પણ ઓ—પારનાં લક્ષણ જુએ છે. કવિ બાળકના બગાસાને વર્ણવતાં 'બગાસાં બ્રહ્માંડી' કહે છે ત્યારે એથી બાલકૃષ્ણલીલાનો સંદર્ભ રચી આપે છે એ ખરું, પણ બગાસાંને 'બ્રહ્માંડી' એવું વિશેષણ ભાષાકર્મની દૃષ્ટિએ અસુભગ લાગે છે. એ જ શીર્ષકના બીજા સૉનેટમાં કવિ મા પાસે આમ બોલાવે છે:

> બધું ય સમજું છું: ગત જનમની કોઈ પ્રીછનો
> ચહેલા ચ્હેરાનો નજર વતી તાળો જ કરતા.

અહીં 'પ્રીછ' અને 'તાળો જ કરવા' જેવા પ્રયોગોમાં કવિની નજર માત્ર અર્થવ્યક્તિ ઉપર રહેલી જણાય છે, શબ્દ-સૌન્દર્ય ઉપર નહિ. એવી જ રીતે 'અંતર્ગતિ' (પૃ. ૨૮)માં

આવતી પંક્તિ 'ચલ્યો શો છાપોને છપત પદ ત્યાં દેવવરણો'માં પણ કવિનું એવું જ અર્થકલક્ષીપણું જોવા મળે છે. પંક્તિનું ઉચ્ચારણ પણ થોડું મુશ્કેલ બની જાય એવી રીતે કવિ 'ય'નો પ્રયોગ કરે છે ત્યારે એમના ભાષાપ્રભુત્વને જાણે જાતે જ નકારતા હોય એવું લાગે છે.

> 'ફર્યાં તો સંધ્યાનો સમયય પુનઃ પ્રાતપ્રહરે,
> તમારા આરૂઢા ખિલખિલથી બ્રહ્માંડ ય ખીલ્યાં!

શ્રી ઉશનસ્‌નાં ઘણાંખરાં સૉનેટમાં કોઈ ને કોઈ પ્રકારની પ્રાસવ્યવસ્થા હોય છે, ને એમના પ્રાસ પણ એકંદરે સહજ ને સુભગ હોય છે. એટલે જ જ્યારે તેઓ 'વિદાય શિશુને' (પૃ. ૨૧)ના પ્રથમ ચતુષ્કમાં પહેલી પંક્તિના 'દૂધ ગંધી' સાથે ચોથી પંક્તિમાં 'આનંદ-અંધી'નો પ્રાસ મેળવે છે ત્યારે તેમાંનાં આયાસ ને અચારુતા ખૂંચે છે.

'શિશુલોક'માં અછાંદસ રચનાઓ પણ સારી સંખ્યામાં છે; હમણાં હમણાં કદાચ છંદમુક્ત કે મુક્તછંદી કવિતારચના તરફ શ્રી ઉશનસનો ઝોક વધ્યો છે. એમની રચનાઓ જોતાં ગદ્ય અને ગદ્યકાવ્ય અંગે મનમાં કેટલાક પ્રશ્નો ઊઠે છે: ગદ્ય અને ગદ્યકાવ્યનાં વ્યાવર્તક લક્ષણો કયાં? ઉચ્ચ કલ્પના, ઉત્કટ, સંવેદન, ઊંડું ચિંતન, અલંકાર કલ્પન-પ્રતીકાદિ તો ગદ્યમાં પણ હોય. એવા ગદ્યને કાવ્ય કહીએ તો ગદ્ય ને કાવ્યનો અભેદ થઈ જાય. કાવ્યમીમાંસકે તો જો કે કાવ્ય ગદ્યમાં હોય ને પદ્યમાં હોય એમ કહ્યું છે, પણ કાવ્ય અને ગદ્ય એવાં બે સાહિત્ય-સ્વરૂપો તો સ્વીકારાયાં છે જ; એટલે બેનો ભેદ કરનાર કશુંક તત્ત્વ કૃતિમાં હોવું તો જોઈએ. આગળ જે લક્ષણો કાવ્યનાં ગણાવ્યાં તે ગદ્યમાં ય હોય, પણ કૃતિ કેળવાયેલી સાહિત્યરુચિવાળા ભાવકના ચિત્ત ઉપર શી અસર કરે છે, કેવી છાપ પાડે છે તેને આધારે કૃતિ ગદ્યખંડ છે કે કાવ્ય તેનો નિર્ણય થાય. શ્રી ઉશનસની સંગ્રહની ઘણી અછાંદસ કૃતિઓ ગદ્ય ભણી વધારે ઝૂકેલી લાગે છે. કૃતિની આખી ઈબારત, શબ્દવિન્યાસ, પંક્તિબંધારણ આદિમાં કૃતિ કાવ્ય કરતાં ગદ્યની જ છાપ વધારે પાડતી હોય એમ લાગે. શિશુને લીધે પોતાને માતૃપદ મળ્યું તેનું સાભાર ગૌરવ પ્રગટ કરતાં બા બોલે છે:

> આ પૂર્વે મને કોઈએ આમ અનન્યતાથી સાદ દઈને બોલાવી નથી.
> મને આ ઊંડા અંધારિયા અંદરના ઓરડાની કામવાળીને...
> તું જ મારી ઉદ્ધારક છે બેટા! મને પ્રતિષ્ઠા આપતી; (પૃ. ૧૫)

આ પંક્તિનો સમગ્ર ઢાળ તો ગદ્યનો જ લાગે છે ને 'બોલાવી નથી'ની અલગ પંક્તિરચનાની સાભિપ્રાયતા સમજાતી નથી. 'બાળકદેવ'ને (પૃ. ૧૬)માં કવિ બાળકના અલૌકિકત્વનું બયાન મા દ્વારા કરાવે છે. સંસ્કૃતપ્રચુર ભાષામાં ચાલતી રચનાને અંતે કવિ વળી માને મુખે પ્રાકૃત, તળપદી ભાષા બોલાવે છે જે આખા કાવ્ય સાથે, તેના ભાષાપ્રપંચ ને ઉચ્ચ કલ્પનોડ્ડયન સાથે સુસંગત રહેતી નથી. એવી જ રીતે 'સંતાકૂકડી' (પૃ. ૧૩)નો શિશુને પાછું ગર્ભાશયમાં સંતાડી દેવાનો માનો તર્કતરંગ(કન્સીટ) અસુભગ પણ લાગે છે. ઉશનસની અછાંદસ કૃતિઓ જોતાં એવી લાગણી થાય છે કે કવિ એમાં એકની શક્તિને અન્યાય કરી રહ્યા છે. આવી લાગણી બેબુનિયાદ હોય તો કેવું સારું!

શ્રી ઉશનસ પાસે બાલસહજ ભાવ-તરંગો, કલ્પનાકૌતુક છે; એમનામાં શૈશવ-સુલભ સંવેદનો અનુભવવાની શક્તિ છે, પણ એવાં સંવેદનોની સફળ અભિવ્યક્તિમાં ભાષા એમને જોઈએ તેવો સાથ-સહકાર આપતી લાગતી નથી. આથી બાળભાવની, બાળ-ભોગ્ય રચનાઓ ખાસ પ્રભાવ પાડે એવી બની નથી. આપણે ત્યાં સારાં બાળકાવ્યો

લખનાર અનેક કવિઓ છે ને બાળકાવ્યોના અનેક સંગ્રહો પણ થયા છે; પણ અર્વાચીન કવિતામાં બાળકને કેન્દ્રમાં રાખીને વાત્સલ્યભાવનું નિરૂપણ કરતી કૃતિઓનો એક આખો અલાયદો સંગ્રહ પ્રગટ થયાનું જાણમાં નથી. શિશુ, બા ને દાદાની પાત્રગત સંવેદના-અનુભૂતિઓની નાટ્યસ્પર્શવાળી ઊર્મિકવિતાનો સંગ્રહ 'શિશુલોક' એ રીતે એક અપૂર્વ પ્રકાશન બની રહે છે.

## કવિના અવાજમાં કેટ્સેસ ☐ જાનકી દવે

**જયંત પાઠક, માનસર (બરકત વીરાણી); બરફનાં પંખી (અનિલ જોશી); શેખાદમની શાયરી; મળે ન મળે (આદિલ મન્સૂરી); રમેશ પારેખ; એકાન્ત; રોમાંચ, અમલપિયાલી, યાત્રા, હસ્તાક્ષર, સંવાદ, પ્રતિબિંબ, શ્રીકૃષ્ણઃ શરણં મમ, કવિતાનો આનંદ (આસ્વાદ), છાકમ-છલ્લો (બાળગીત)–સુરેશ દલાલ).**

સાહિત્ય એ કોઈ પણ દેશના બહુમૂલ્ય સાંસ્કૃતિક વારસો છે. સામાન્ય રીતે એ પુસ્તકોમાં જળવાય છે. વૈજ્ઞાનિક સાધન-સામગ્રીની વધતી જતી શોધખોળોને પરિણામે હવે આપણે સાહિત્યને મુખ્યત્વે કવિતાને સર્જકતાના કંઠે જ સાંભળી શકીએ એવી સગવડ કેસેટ દ્વારા થઈ છે. સાહિત્ય એ શબ્દની કલા છે, એટલે એમાં જેટલું અર્થનું મહત્ત્વ છે, એટલું જ એના અવાજનું મહત્ત્વ પણ છે. મુદ્રણમાં અંકિત શબ્દ દ્વારા આપણે અર્થને પામી શકીએ છીએ એટલો અવાજને પામી શકતા નથી; આપણા પોતાના અવાજમાં મોટેથી વાંચીએ ત્યારે જે પામીએ, તે કરતાં સર્જકના પોતાના જ અવાજમાં કાવ્ય સાંભળીએ એ એક જુદો જ અનુભવ છે.

દેશ અને કાળથી સીમાબદ્ધ આપણે અનેકાનેક સર્જકોને એમના પોતાના જ અવાજમાં માણવા હોય તો કેસેટ્સ એક વરદાન ઠરે છે. કવિસંમેલનો અને મુશાયરાઓમાં કવિના અવાજમાં કાવ્યોનો આનંદ માણી શકાય છે; પરંતુ તે હંમેશાં શક્ય થતું નથી. ત્યારે કેસેટ્સ દ્વારા આપણે ઘરમાં બેઠાં, આપણી સગવડે કવિઓને માણી શકીએ છીએ.

આવી કેસેટ્સ સરસતા અને સૂઝપૂર્વક ઉપલબ્ધ કરવાનું કામ પોપ્યુલર વોચ કંપનીના શ્રી કિશોર શાહે આરંભ્યું છે તે અભિનંદનીય છે. એમણે તૈયાર કરેલી કેસેટ્સમાં (૧) કવિમુખે કાવ્યપઠન, (૨) સુરેશ દલાલ સંચાલિત કવિસંમેલન અને મુશાયરા, (૩) દેશ-વિદેશના કાવ્યોના આસ્વાદ, (૪) કૃષ્ણકાવ્યોનું પઠન અને ગાન તથા (૫) બાળસાહિત્ય (વાર્તા-કાવ્યો)નો સમાવેશ થાય છે. આ ઉપરાંત એમણે શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ વગેરે મહાપુરુષોનાં જીવનકાર્યનાં અર્થઘટનો આપતી કેસેટ્સ પણ તૈયાર કરી છે.

કવિમુખે કાવ્યપઠનમાં જયંત પાઠક, સુરેશ દલાલ, રમેશ પારેખ, અનિલ જોશી, આદિલ મન્સુરી, શેખાદમ બરકત વીરાણી વગેરે જૂના-નવા કવિઓ–ગલઝલકારોના અવાજ માણવા મળે છે. સર્વશ્રી ઉમાશંકર જોશી, સુન્દરમ્, નિરંજન ભગત, હરીન્દ્ર દવે વગેરે ઘણા કવિઓના અવાજમાં કાવ્યો કેસેટ્સમાં ઉપલબ્ધ કરવાની નેમ કિશોર શાહ રાખે છે. આમાંની કેટલીક કેસેટ્સમાં આરંભમાં કાવ્યનો ધ્વન્યાર્થ સનત વ્યાસના અવાજમાં અને પછી કાવ્યપઠન છે; કાવ્યાસ્વાદની કેસેટ્સ 'કવિતાનો આનંદ'માં ગુજરાતી, બંગાળી, મરાઠી, સ્પેનિશ, અમેરિકન વગેરે દેશના અને વિદેશનાં કેટલાંક કાવ્યોનો રસાસ્વાદ સુરેશ દલાલે કરાવ્યો છે. કૃષ્ણકાવ્યની કેસેટમાં કાવ્યપઠન, તેનાં અર્થઘટન અને પુરુષોત્તમ

ઉપાધ્યાય, હંસા દવે, અલકા યાજ્ઞિકના કંઠે ગીતો માણવા મળે છે. આપણા પ્રસિદ્ધ કવિઓને એક સાથે માણી શકાય એવી કૅસેટ છે: કવિસંમેલન અને મુશાયરા, તેનું સંચાલન સુરેશ દલાલે કર્યું છે, એ પણ કાવ્યો જેટલું જ આસ્વાદ્ય છે.

આપણે ત્યાં બાળકો માટે તો કોઈ પણ પ્રકારની સાહિત્યક–સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનો લગભગ દુકાળ પ્રવર્તે છે, તેમાં બાળકોને સાચા સાહિત્યનો આનંદ આપી શકતી બાળ-ગીતની કૅસેટ્સ જેવું મોટું બીજું વરદાન શું હોઈ શકે?

આ બધી કૅસેટ્સ ધ્વનિમુદ્રણના જાણકાર, એ અંગે સહજ સૂઝ ધરાવનાર કિશોર શાહે તૈયાર કરી છે અને તેના સાહિત્યક પાસાને સુરેશ દલાલની કાવ્યપ્રીતિ અને કાવ્યસૂઝનો લાભ મળ્યો છે.

પ્રાપ્તિસ્થાન: પૉપ્યુલર વૉચ ઍન્ડ રેડિયો કંપની, મેટ્રો થિયેટરની સામે, ધોબીતળાવ, મુંબઈ–૪૦૦૦ ૦૨૦.

પ્રત્યેકનું મૂલ્ય રૂ. ત્રીસ

સુરેશભાઈ,

કાવ્યશાસ્ત્રના સિદ્ધાંતોની જંજાળ ક્યારેય મદદરૂપ થતી નથી, ભાવક પક્ષે તો હોય છે માત્ર સહૃદયતા. વાલ્મીકિએ રચેલા પ્રથમ શ્લોકથી આજ પર્યંત અનુસંધાન થતું રહ્યું છે શાશ્વત વેદનાનું, કાવ્યનું, સર્જકનું અને ભાવકનું.

કવિતાનો ૧૦૪મો અંક પુનઃ પુનઃ વાંચ્યો. પન્ના નાયકનું કાવ્ય 'બાને' તથા લાલજી કાનપરિયાનું કાવ્ય 'આવતી કાલે' સ્પર્શી ગયાં. એકમાં સ્ત્રીની વેદના છે, અનાદિ અને અનંત. બીજામાં માનવીએ પોતે જ સર્જેલી કૃત્રિમતાની વેદના છે. એક પ્રશ્નાર્થમાં પરિણમે, બીજી આશ્ચર્યચિહ્નમાં–વેદનાને કદાચ પૂર્ણવિરામ હોતું નથી.

'કવિતા'ના અંક કાવ્યની અનેક શક્યતાઓ પામે એવી શુભેચ્છા સહ.

**અંકની ઉત્તમ કૃતિ મારા મતે... 'બાને' : પન્ના નાયક**

**માલા કાપડિયા**

ટકોરા મૌન-બારણે.

તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૦૫
વર્ષ ૧૮ : અંક ૩ : ફેબ્રુઆરી, ૧૯૮૧
મુખ પૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



**સૂચના ::** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરુ સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

**લવાજમ :** દેશમાં ૩૦ રૂપિયા. પરદેશમાં ૫૦ રૂપિયા. આ અંકના છૂટક ૫ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફટથી મોકલવા વિનંતી છે. પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોકસ ૬૨, મુંબઈ-૧ સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરૂભાઈ દેસાઈ. સ્ટેટસ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.

## શબ્દ મહિમા ☐ ચંદ્રકાન્ત શાહ

શાહી નામના એક શ્રાપથી આ દુનિયામાં અઢળક શબ્દો ખરડાયાં રે ખરડાયાં
આ કાગળ પર જ્યાં જ્યાં કોરી જગ્યા છે ત્યાં અનેક અવાજો ધરબાયાં રે ધરબાયાં
(અને એટલે નહિ બોલાયેલા, વંચાયેલા, સંભળાયેલા દરેક શબ્દને ખમ્મા! ખમ્મા!)

શાહી વિનાની અભિવ્યકિતના મનોરથો લઈ ફરતા કાગળ થઈને કૂચે કૂચા
વિચાર નામના એક બોમ્બથી કાગળની એ મનોદશાના ઊડતા ફૂરચે ફૂરચા
કાગળની છ.તીમાં વસતું મૌન પામવા અનેક માણસો કવિ બની અહીં ભરમાયાં રે ભરમાયાં
(અને એટલે નહિ સુંઘાયેલા, સ્પર્શાયેલા, ચુંથાયેલા દરેક શબ્દને ખમ્મા! ખમ્મા!)

શાહી ભરેલી કલમ ઉપાડી શૂરાપૂરા થઈને કવિઓ કાગળ પાછળપાછળ ફરતાં
ટાંક ઉપરથી ટપક ટપકના ટીપાં વચ્ચે અનેક શબ્દો તરતાં, અનેક વિચારો મરતાં
કાગળ ઉપર ખરતાં મરતાં વિચાર વચ્ચે કૈંક કવિજણ અટવાયાં રે અટવાયાં
(અને એટલે નહિ ચર્ચાયેલા, અર્ચાયેલા, ભાષાયેલા દરેક શબ્દને ખમ્મા! ખમ્મા!)
(આ દુનિયામાં અટવાયેલા, ભરમાયેલા, ધરબાયેલા દરેક શબ્દને ખમ્મા! દરેક જીવને ખમ્મા!)

તારી સાથેના સંબંધ પછી.... ☐ સુરેશ દલાલ

હું પ્રવાસે નીકળ્યો છું
બીજા કોઈની સાથે નહીં;
મારી પોતાની સાથે.
પગમાં રસ્તો છે
અને આકાશ છે માથે
મને સ્થળમાં રસ છે ખરો
પણ માણસમાં મારો જીવ ભરાયો છે.
માણસથી મારો જીવ કદીયે ધરાયો નથી.
માણસ વિનાનું કોઈ પણ સ્થળ
મને સ્મશાન લાગે છે.
આકાશ ગમે છે
પણ પંખી વિનાનું આકાશ
નિર્જીવ લાગે છે.
દરિયો ગમે છે
પણ હોડી વિનાનો દરિયો
મને ખાલીખમ લાગે છે.

મને માણસની તરસ છે
વાત કરવા માટે, પ્રેમ કરવા માટે, ઝઘડવા માટે,
ઝઘડીને જીવ બાળવા માટે,
ફરી પાછું મનનું સમાધાન કરવા માટે,
હસવા માટે, રડવા માટે
આંસુ લૂછવા માટે, સાથે બેસીને ખાવા માટે,
જામના જામ ગટગટાવવા માટે;
બારણાં બંધ કરવા અને ખટખટાવવા માટે
રોશનીમાં અરીસાને જોવા માટે,
અને અરીસાને બુઝાવવા માટે,
મને માણસની તરસ છે.

હું પ્રવાસે નીકળું છું ત્યારે
આમ તો સાવ
એકલો નીકળું છું
પણ રસ્તે મળતા માણસને
મને પણ ખબર ન પડે એમ
ચૂપચાપ કોઈકને હૃદય આપી બેસું છું,
કોઈકને ગીત, કોઈકને સ્મિત
વાતો તો ખૂટતી જ નથી,
ક્યારેક લાગે છે કે,
વાત કરવા માટે હોઠ ઓછા પડે છે,
શબ્દો પોકળ અને પોચા પડે છે.
ક્યારેક મૌનથી વાતો કરું છું.
તો ક્યારેક વાતોથી હું મને મૌનવટો આપું છું.

રસ્તા પર કોઈ નથી હોતું ત્યારે
તારી સ્મૃતિ હોય છે
તારી સ્મૃતિને ઉછેરી છે બગીચાની જેમ;
મારા બગીચામાં વૃક્ષો અનેક છે.
પણ પાંદડે પાંદડે તારું નામ
ઝાકળથી ઢંકાયું છે.
મારે તારા નામને ક્યાંય પ્રગટ નથી કરવું.
શક્ય હોય તો
મારાથી પણ સંતાડી રાખવું છે
તારા નામનો એક ચમત્કાર છે
એ ચમત્કારથી આસપાસના માણસોનું ટોળું
અદૃશ્ય થાય છે.
અને દેખાય છે માત્ર
તારો ચહેરો
કોઈ પાગલ હવાની જેમ એ
મારી આસપાસ વીંટળાઈ વળે છે

મને આ રીતે વીંટળાઈ જવું ગમે છે.
અત્યારે તો રસ્તા પર
હું ચાલું છું
તારા વિના
પણ તું જો હોત
તો રસ્તો આપમેળે ચાલવા લાગત.

તું અને રસ્તો બંને સાથે નથી મળતા
જીવનમાં માત્ર આ જ એક વસવસો છે.
તું પોતે જ રસ્તો છે
અને એટલે જ હું ચાલું છું.
જો મારું ચાલે
તો તારા વિનાના મારા જીવનને દફનાવી દઉં.
સળગાવી દઉં.

હું ચાલું છું
એ એક રીતે મારી આત્મહત્યાનો પ્રકાર છે.
અનેક પ્રકારની આત્મહત્યાઓ હોય છે.
હું ચાલીને, બોલીને, લખીને
મૂગો રહીને, સિગારેટ પીને,
કે, સિગારેટ ન પીને
કદાચ,
આત્મહત્યા જ કરું છું.

તારી સાથેના સંબંધ પછી
અસંબદ્ધ વાતો કરવી મને ગમે છે.
એક પછી એક
વાતોના પગથિયે બેસવું
મને ગમતું નથી.
હું ક્યારેક
દરિયાનાં મોજાંને પગથિયે બેસું છું
અને ફસડાઈ જાઉં છુ

ક્યારેક
હું સૂકકી ડાળી પર
મારો વિસામો શોધું છું.
ઝાંઝવાના પડછાયામાં ક્યારેક
હું સૂઈ જાઉં છું.
આંખને, ઊંઘને અને સપનાંને
કોઈ સંબંધ હોતો નથી
ક્યારેક,
હું ધોધમાર રડું છું,
વૈશાખની જેમ બળું છું,
તો ક્યારેક,
હું રડતો નથી એમ
મને અને તને અને સૌને
મનાવવા માટે ખડખડાટ હસું છું.
આ રંગભૂમિ પર
એક વિદૂષકની જેમ
જીવી લઉં છું.
જખમને ઉઘાડા કરવાનો
કોઈ આનંદ નથી.
જખમને કોઈનો ટેકો નથી હોતો.
બધા જ જખમ
એકલવાયા હોય છે.
હું જખમના પ્રવાસે
નીકળેલો માણસ છું.
તારા આપેલા જખમ સાથે
જીવવાની મજા આવે છે.
મજા આવે છે
રડવું છે તોય
રડવાનું નહીં પણ હસવાનું

મરવું છે તોય
મરવાનું નહીં પણ જીવવાનું
ચાલવું નથી પણ ચાલવાનું
મજા આવે છે.

તું નથી;
રસ્તો છે.
હું છું
અને
તેં આપેલી મજા છે.

ગીત ☐ પૂનમભાઈ સોલંકી

એ તો ખીલ્યું છે ઝંખનાનું ફૂલ, ચીંધેલી આંગળી નથી
મેં તો મેઘધનુ કીધાં કબૂલ, આકાશ હવે વાદળી નથી
હોઠ જરી ખીલ્યા ને ચૂંબનમાં બંદગી
ઝાકળથી ઝીણી આ પળપળની જીંદગી
મેં તો પ્હેર્યાં રૂપેરી પટકૂળ, સોનાની કાંચળી નથી
એ તો ખીલ્યું છે ઝંખનાનું ફૂલ, ચીંધેલી આંગળી નથી
માણસ મટીને બનું મોતી હું છીપમાં
મારું શરીર પછી ઝળકે આ દીપમાં
એ તો વાગી કલમ જેવી શૂલ, માધવની વાંસળી નથી
એ તો ખીલ્યું છે ઝંખનાનું ફૂલ, ચીંધેલી આંગળી નથી.

## કાનુડો ☐ હસિત બૂચ

મને કાનુડો યાદ કેમ આવે ?–
ગોકુળ આખું જાણી ગયું !
એનો પાવો કાં રાત દિ' સતાવે ?–
એ લોક બધું જાણી ગયું !

મારે ઓઢણિયે મોરલા ટાંકયા;
એ લાજ તજી ગ્હેંકયા કરે !
ભાવ હૈયાના લાખ મેં ઢાંકયા;
રે, શ્વાસ તોય મ્હેંકયા કરે !
કહાન આવો કાં કેર વરતાવે ?–
એ ગામ વાત જાણી ગયું !

હોઠ બંનેને ચૂપ મેં રાખ્યા;
તો, મૌન મારું છલકયા કરે !
જહીં છાતીએ આગળા નાખ્યા;
ત્યાં ચાલ મારી મલકયા કરે !
કહાન આવાં કાં અમરત વરસાવે ?–
એ ભેદ આભ જાણી ગયું !

## એક વિચારે— ☐ કરસનદાસ લુહાર

જળના ઝળહળ ઢાળ ઉપરથી
લપસું છું શેવાળ ઉપરથી

પંખીનું ટોળું કે આભ ?
કોણ ઊડી ગ્યું ડાળ ઉપરથી ?

જર્જર ટાવર : જીર્ણ ટકોરા
ઘાત વહે ના કાળ ઉપરથી

એક વિચારે પડતું મેલ્યું
મનના દશમા માળ ઉપરથી.

ચહેરાનો ચપટી ગુલાલ ☐ મનહર જાની

તારા ચહેરાનો ચપટી ગુલાલ—
અને લાલ લાલ તડકો આ વહેલી સવારનો!

મોભારે હારબંધ ઘૂઘવે કપોત
બંધ ઓરડામાં રેશમની રાત,
હળુ હળુ વહેતા આ વાયરામાં તરવરતી
ક્યાંક ફૂલ ખીલ્યાંની વાત.

તારા લોચનનો શરમાતો છાક—
અને આંગણામાં ચીતરાતો જાસુદનો છાંયડો!

રેતીમાં ધસમસતા વહેણનો વળાંક
હજી કાંઠાની રાખે મરજાદ,
પાંદડીએ પાંદડીએ પડઘાતો ઘાસ અને
ઝાકળનો ઝીણો સંવાદ,

તારા સ્મિતભર્યા હોઠનો ઉઘાડ—
અને પોપચાંમાં અણુસારો ઊઘડતા આભનો!

યાદ છે ☐ પાર્થ મહાબાહુ

આપણો એ રાતવાસો યાદ છે
એટલે તો આંખમાં વરસાદ છે.

કોણ જાણે ઓરડામાં શું હશે?
ઉંબરામા કેટલો ઉન્માદ છે!

એ હશે હમેશ માટે આંધળું
સ્વપ્ન એ તો ઊંઘની ઓલાદ છે.

હે કવિ! તું છેડમાં એને હવે
શબ્દને પણ મોભને મરજાદ છે.

## સંદેશ □ સાધુ અક્ષરજીવનદાસ

મથુરાનરેશ કાન કહાવે સંદેશ
"જાઓ ઉદ્ધવજી ગોકુળની વાટે
વિરહમાં ગોપીઓ ત્યાં ઝૂરી ઝૂરીને
રખે પોઢી જાય મૃત્યુના ઘાટે"

ચોવટિયા ઉદ્ધવજી વ્રજ ભણી સંચર્યા ને
તત્ત્વોની વાત જઈ માંડી:
"વિશ્વંભર વ્યાપીને બેઠો છે કણકણમાં
અણુનીય રેખ નથી છાંડી
ક્યાં રૈયત ક્યાં રાજ?
બેન, દૈહિક સંબંધ કદી તૂટે સંધાય
જેવા લેખ લખ્યા વિધિએ લલાટે..."

સુણી આ વેણ વદી ગોપીઓ ત્યાં એમ:
"નથી અળગો લવલેશ કાન અમથી
રોમ રોમ છાયો આ માટીરા પિંડે
જયમ જમનાનાં તીર ભર્યાં જળથી
આ તો જીવતાની વાત
ઓધા! મૂઆ પછીય અરે, ફૂંકે કોઈ હાડકાં
તો વેણુ થઈ કાન કાન વાગે...."

મથુરા જઈ ઓધાએ આંખો વરસાવીને
મોહનના ચરણો પખાળ્યા
સ્વીકારી ગોપીઓની મોટપ ને પોતાની
બુદ્ધિના કોડ બધા ટાળ્યા
"થાઉં વૃક્ષ, વેલ, તૃણ
કાન! વૃંદાવન વિહરતી ગોપીઓની ચરણધૂળ
રોજ રોજ પરસી રહું માટે...."

## વિરહ ☐ સાધુ અક્ષરજીવનદાસ

કદંબની ડાળેથી પાંદડું ખર્યું ને
        જોઈ રાધાની આંખો ભીંજાણી
અંતરની વેદનાએ માઝા મૂકીને
        લાલ અધરોની રેખા સીઝાણી

તીર પર છલબલતાં મીન અવ ય ભી ગયાં
        નીરનાં તરંગ પણ થીજ્યાં
ચાંદની ય ચૂપચાપ આવીને બેસી ગઈ
        પાંદ પાંદ રૂપ ભરી વીંઝયાં!
રાધાના હૈયાની વલવલતી લાગણીઓ
        પૂનમની પીંજણે પીંજાણી....

મંદ મંદ લેરખી ને પોયણુ-પંખુડીઓ
        તરક-ઝમકાર પણ સાલે
દૂધ જેવી મધરાત વિરહને ઓઢીને
        વીંધે છે કાળજાને ભાલે
અવનિ પર વરસે છે અમરત પણ રાધાની
        ભડભડતી આગ ના બુઝાણી....

## ઓળખ! ☐ બળદેવ પટેલ

મને
માછલી થવું ગમે,
ને
ગલમાં ફસાવું ગમે,
................
એમ
માનવીના
છળને ઓળખી તો શકું.

અણિયાળું સુખ □ ભાનુપ્રસાદ પંડ્યા

માછીમાર!
સાયરના જળમહીં લટકતી
મધમીઠી ગોળ ગોળ નીરખી સુગંધ,
જળના ઊંડાણ થકી
ધસી થઈ અંધ એને ગ્રસી રહું!
એ જ ક્ષણે તાળવું ત્રોફાઈ જતું....
તરફડી રહું....અરે, કશું રે ભોંકાઈ રહ્યું.
અવશ ખેંચાઈ રહું ઊંચે ઊંચે....
મુખમહીં તોય પેલો પ્રસરતો
ચાખી રહું તીણો તીણો લવકનો સ્વાદ!
માછીમાર!
અફાટ અને અતાગ આ જળમહીં
નાનેરું આ ઉદર ભરાય એથી અદકેરો
મહી રહેતો મુજને આહાર,
પણ પેલું છળી ગયું
સમીપમાં પ્રલોભતું અણિયાળું સુખ!
હું હવે જળમહીં સરકતી ગતિ નહીં,
વમળની રતિ નહીં....
કાશ! છેલ્લા શ્વાસ-આવું ભડાર!
જળ તને ઝાઝેરા જુહાર!
માછીમાર, હું હવે મીન નહીં,
હું તો તારા ગલ સાથે લટકતો ભાર!

વિભૂતિયોગ.... □ માધવ રામાનુજ

હું જ સઘળે વિસ્તરેલો હોઉં છું...

શ્વાસ થૈ પ્રત્યેક હૈયામાં શ્વસું છું.
એમ મનના મૌનમાં પણ હું વસું છું.

વૃક્ષમાં, જળમાં અને વાયુ વિષે,
કોઈ પણ સ્થળના અજાણ્યા કણ વિષે,
ક્યારના એકાન્તમાં કે ભીડમાં—
કે તણખલું થઈ રહું હું નીડમાં.

ક્યાંક મુશળધાર વરસું મેઘ થઈ
ક્યાંક ઝાકળ થઈ જરા હું ઝલમલું!

હું જ ધીંગા ડાયરે ડોલી રહ્યો છું,
હું જ કૌતુકનાં કમળ ખોલી રહ્યો છું
હું જ ઘૂંટાતો રહું છું ઘેન થઈ—
ને પળેપળના અમલને પી રહ્યો છું!

આ સકળ બ્રહ્માંડનો ઊંનો અજંપો,
છલછલું આકાશગંગાને કિનારે,
—કોઈ કન્યાની થરકતી પાંપણે,
આંગણે પગલું બનીને ફરફરું!

હું જ લંબાવી હથેળીને ઊભો છું!
હું જ અઢળક ઢળકતો અવિરત રહું છું!

હું વિકસતો હોઉં છું અંકુરમાં
પાનની ભીનાશમાં રમતો રહું છું!
લાગણીનો હું સ્વયં પર્યાય છું—
ને, ગમે તેને સદા ગમતો રહું છું!

હું જ સઘળે વિસ્તરેલો હોઉં છું....
—એક મારામાં જ હું હોતો નથી!

ગઝલ ☐ મહેશ યાજ્ઞિક

એ પળે આંખોએ દરિયાની ગરજ સારી હશે
જે ક્ષણે મેં વાત તારી કોઈ સંભારી હશે

યાદની ભેંકાર શેરી સાવ અંધારી હતી
શબ્દના અજવાસની તેં પોઠ ઉતારી હશે

ઝાંઝવા ઉલેચવાથી જળ મળ્યાની આ કથા
ઉંબરા વચ્ચે નકામી રોજ શણગારી હશે

સમદુ:ખી આધાર મારી શઢ વગરની નાવને
પ્હાડ છોડેલી નદી પણ સાવ નોધારી હશે

પાંપણે બંધાય મોતી આમ એ મારી દશા
આમ ખાલી ઘર અને રસ્તા ઉપર બારી હશે

કોઈ અક્ષર કાગળે ક્યાંથી સજન લ્યો અવતરે
હાથને પણ આગવી એની જ ખુમારી હશે

શ્વાસના અશ્વો ડૂબ્યાની વારતાની મધ્યમાં
તેં હળુકથી ઝળહળેલી જ્યોતને ઠારી હશે

ગઝલ ☐ આદિલ મન્સૂરી

તારી યાદોના હરણ લૈ જાઉં
પીઠ પર નાખીને રણ લૈ જાઉં

ખૂબ લાંબો છે મરણનો રસ્તો
જીંદગીભરના સ્મરણ લૈ જાઉં

હોઠ પર પ્યાસના સહરા સળગે
બંધ આંખોમાં ઝરણ લૈ જાઉં

એ તો સાક્ષાત સમય છે પોતે
મારી એકાંતની ક્ષણ લૈ જાઉં

જ્યારે જાઉં છું ઊઠીને આદિલ
શ્વાસમાં વાતાવરણ લૈ જાઉં.

## તું રોજ લાઠીચાર્જ કર ☐ પ્રવીણકુમાર રાઠોડ

ઝાંઝવાની પીઠ પર તું રોજ લાઠીચાર્જ કર
આ હવાની પીઠ પર તું રોજ લાઠીચાર્જ કર.

એકઠું હમણાં જ થઈ જાશે ફરી ટોળું અહીં
શૂન્યતાની પીઠ પર તું રોજ લાઠીચાર્જ કર.

આભ પીડાતું રહે છે કોઈ છાની પીડથી
વાદળાંની પીઠ પર તું રોજ લાઠીચાર્જ કર.

શક્ય છે ટોળું પતંગિયાઓનું પણ હોય એ
વંચનાની પીઠ પર તું રોજ લાઠીચાર્જ કર.

આ ચહેરાઓનું જંગલ એક મોટું છળ ગણી
શક્યતાની પીઠ પર તું રોજ લાઠીચાર્જ કર.

જિન્દગી એળે ગઈ છે કેટલાયે શખ્સની
આસ્થાની પીઠ પર તું રોજ લાઠીચાર્જ કર.

પાત્ર, સંવાદો, કથા, વાતાવરણ છે વ્યર્થ આ
વારતાની પીઠ પર તું રોજ લાઠીચાર્જ કર

ફક્ત થોડી પળ મજા સંચારબંધીની મળી
સ્વસ્થતાની પીઠ પર તું રોજ લાઠીચાર્જ કર.

લે, કચેરીનો તને આદેશ પણ દઉં હું લખી
યાતનાની પીઠ પર તું રોજ લાઠીચાર્જ કર.

પીઠ ક્યાં છે? આ તો પડછાયો છે કેવળ પીઠનો
સૂક્ષ્મતાની પીઠ પર તું રોજ લાઠીચાર્જ કર.

આ નગરને હું મળું છું.... ☐ ધીરેન્દ્ર મહેતા

સ્વપ્નને જોયા કરે છે કોઈ આંખો બંધ રાખી,
આ નગરને હું મળું છું એટલો સંબંધ રાખી....

ભરવસંતે ઘૂમવાનું છે ક્ષણોને અંધ રાખી,
એ જ રીતે હા, અમે મળશું ઋણાનુબંધ રાખી....

આંખ સામે જે હતું વેરાનમાં પલટી ગયું ને,
શ્વાસને વિચ્છિન્ન કરવાને હવામાં ગંધ રાખી....

એમ આ પગલાં પૂછે છે દૂર ત્યાં જોતી દિશાને,
'ક્યાં ચરણ ચાલ્યાં ગયાં છે માર્ગને આ સ્તબ્ધ રાખી?'....

એક આ આકાશને આમ જ ટકાવી રાખવાને,
કેટલા માણસ જુઓ ચાલી રહ્યા છે સ્કંધ રાખી!...

હા, રઝોટાયો અને રંગાયલો પણ છું ખરેખર,
ના, નથી આવ્યો હું પાછો જાતને અકબંધ રાખી....

અને સહી કરું છું હું ☐ પ્રવીણકુમાર રાઠોડ

કંપે છે મારો હાથ અને સહી કરું છું હું
છે આંગળી અનાથ અને સહી કરું છું હું.

બળતા જ સ્તંભ જેવું છે લખાણ કાગળે
ભરતો નથી હું બાથ અને સહી કરું છું હું.

માણસો, વાહન અને વાહન ને માણસો
હું છું કોઈ ફૂટપાથ અને સહી કરું છું હું.

કાલે કદાચ જિન્દગી આંધી-તૂફાન હો
મારો મને ન સાથ અને સહી કરું છું હું.

આ ઘટના કે બનાવમાં કે કંપતી ક્ષણે
ન કોઈનો સંગાથ અને સહી કરું છું હું.

શોધ— ☐ મેઘનાદ હ. ભટ્ટ

સાંકડા ગળાની આ ગાગર
ગાગરમાં છેક તળિયેક ચાંગળુંક પાણી
ચાંચ મારી હલાં....બીઆીઆી....
પણ, પાણી ?
પાણી તો એ ય દૂર
દૂ....ર !
કેમ પ્હોંચું હું પાણીને ?
પાણીની સપાટી ઊંચે લાવે
એવા શોધું છું હું પથ્થરો
— ક્યાં મળશે મને એ પથ્થરો ?

એકાદ લોખંડનો ટુકડો લઈ
પારસસ્પર્શી પથ્થરની શોધમાં
દિવસો સુધી
રેતીમાં હંકાર્યું મારું મેં વ્હાણ
લોખંડનો ટુકડો સોનાનો થઈ ગયો
પણ, ક્યાં ખોવાઈ ગયો પારસસ્પર્શી એ પથ્થર ?
પથ્થર
ખુદ પથ્થર યે પીગળે
તો પથ્થર પથ્થર ના રહે
પથ્થર પર પાણી પડે તોય
પથ્થર પીગળતો નથી
પથ્થર પથ્થર છે
અને એથી જ
દરિયો દરિયો છે.

વૃંદાવનમાં સરિતા તટે
સ્થિતપ્રજ્ઞ થઈ

ખુદ પારસમણિને જ કાચ માની
પથ્થરોમાં ફેંકી દેનાર
ધ્યાનમગ્ન ઋષિરાજ
નતમસ્તક વંદન કરું છું તમને
સ્વીકરશોને મારા આ વંદન?

શેબાની રાણીના હાથોમાં બબ્બે હાર
—એક સાચો, એક ખોટો-
મધમાખીના ડંખમાત્રથી
સાચાં ફૂલોનો હાર શોધી કાઢનાર રાજા સોલોમન,
—તમને પણ મારાં લાખલાખ વંદન છે.

ઘીનો દીવો,
—આ આરતી
—આ ઘંટારવ
—આ પુજાપો
હે ઈશ્વર!
હજી કેમ મને 'મારાં' દર્શન થતાં નથી?

બાષ્પીભૂત થઈ વિલીન થઈ જવાતું હોય
તો....
....તો
મારા 'સ્વ'નું
ભલે વિગલન થઈ જતું

ઉપર આકાશ હોય
નીચે દરિયો હોય
તોય?
સ્થળાંતર કરીને આવેલા પક્ષીને
ઊડવા સિવાય બીજો આરોય શો?

સ્મશાનથી પાછાં ફરતાં
આટલા બધા ડાઘુઓના મુખ પર

કેમ
આટઆટલો આનંદોત્સવ છે ?
જરૂર આજે મારું અવસાન થયું છે.
અંધારી રાત્રે આક્રંદતા શ્વાનો
તમને પણ
મારા અનાગત અવસાનની જાણ થઈ ગઈ'તી ?

મારી જીભ થોથવાય છે
કે, મારા નયણાંની આળસ છે
કે
હું લકવાગ્રસ્ત થયો છું
એવા ભ્રમમાં રખે રહેતા.
મારો અવાજ
આજે મને અતિક્રમી જાય છે
મારા અંગો અક્લાંત છે.
મારા ભૂતના પડછાયામાં ય હું
સમગ્ર બ્રહ્માંડને ગુંગળાવી દઈશ

કદાચ
હું પોતે પણ ભ્રમમાં હોઉં–
પણ,
દરેક વખતે
મારું જ ભ્રમનિરસન થવું અનિવાર્ય છે?
મને હું ઓળખી ગયો છું
–અને, એથી જ તો
મને હું ભૂલી જવા માંગું છું

દરેક અનુભવ
એ અમથાનુભવ જ હોય
દરેક સંવેદના
જે વેદનાની ગંગોત્રીમાં ગોપિત રહેતી હોય

તો હોવું શું,
કે ન હોવું શું ?
અને છતાં
આપણે હોઈએ તો છીએ જ
પુષ્પાર્પણ કરી પિંડદાન કરું
કે સુખડકાષ્ટનું તર્પણ કરું–
શબને અને શિવને
શો ફરક પડવાનો છે એથી ?

શવ્યમ્ કરું ?
કે
અપશવ્યમ્ કરું ?
કેવી રીતે મહાપ્રાણની આહુતિ કરું
તો તમારા આત્માને મુક્તિ મળે
હે ઈશ્વર ?

અહમ્ બ્રહ્માસ્મી ?
અહમ્ ?
નેતિ નેતિ

---

[ આ કાવ્યના કેટલાક અંશો પર રવીન્દ્રનાથના કાવ્યોની અસર છે–નતમસ્તક ઋણસ્વીકાર ]

મારી બારીએથી □ મંગળ રાઠોડ

પડખું ફરીને,
પોઢી ગયો છે
તારો પ્રેમ....!
ને જગાડું કે ન જગાડું–ની
દ્વિધામાં જાગતો બેઠો છું.
તને જોયા કરું છું
મારી બારીએથી—
તારા મઢ્યું આકાશ !

–એમ કરી યમદૂત હાલી રે નીકળ્યા, જીવતરનાં અંજળ ખૂટયાં રે રામ....
ઊંડા અંધારે હાલ્યો રે હંસલો, ધરતીનાં સગપણ છૂટયાં રે રામ....

દાદા, તમારે આંગણિયે આંબલો, પંખીડું થઈ અમે આવ્યાં રે રામ
માતા, તમારે હૈયે હીંચોળ્યાં, અંતરનાં અમરત પાયાં રે રામ....

બાપુ, તમારા રઢિયાળાં રાજમોલ, કુંવરી થઈને અમે મ્હાલ્યાં રે રામ
ની, તમારાં બોલકણાં બેનબા, મુંગાં મુંગાં આજ હાલ્યાં રે રામ....

વીરા, તમારી વાડીના મોરલા આવી આવીને ઊડી જાશે રે રામ
કેડીએ નોંધારી લંબાશે નજરું, ટીમણટાણું જ્યારે થાશે રે રામ....

સૈયર તમારલાં મધમીઠાં વેણલાં, સંભારી સંભારી રોશું રે રામ
સ્નેહિજન, તમને તો કહેવાનું એટલું જનમો જનમ વાટ જોશું રે રામ....

બોલ્યાંચાલ્યાં માફ કરજો અમારાં, ભવભવના મેળે મળશું રે રામ
ખેતર ને ખોરડાં, ઉંબર ને આંગણું....ધરતીની ધૂળમાં ભળશું રે રામ....

અધવચ આયખું કરશે વિસામા, અમને તો જાણ એવી નોતી રે રામ
હળવા તે હાથે જીવને ઉપાડજો, જગનું મોંઘરું મોતી રે રામ....

એમ કરી જમદૂત હાલી રે નીકળ્યા, જીવતરનાં અંજળ ખૂટયાં રે રામ....
ઊંડા અંધારે હાલ્યો રે હંસલો, ધરતીનાં સગપણ છૂટયાં રે રામ....

રોટલો ☐ હિન્દી : મલિકા અમર શેખ ☐ ગણપતલાલ ઝવેરી

બધાં ચૂપચાપ બેઠાં હતાં ટેબલની પાસે
પેલી સ્ત્રી રોટલો શેકી રહી હતી.
બધાં એની પીઠની આરપાર શેકાયેલા
રોટલાને જોવાની કોશિશ કરી રહ્યાં હતાં
સ્ત્રીની પીઠ રોટલા જેવી ગરમ અને સફેદ
અચાનક ખાલી પ્લેટને છાતી સાથે ચાંપીને
એ બાળક બોલ્યું,
"કેવું સારું થાત
અમે કૂતરાં હોત
અથવા સિંહ
અથવા હાથી
અથવા કંઈ પણ નહીં."

સ્ત્રીએ રોટલાના ટુકડા બધાંને આપ્યા
બાળક રોટલો ખાઈ ગયો
પાણીના પ્યાલાને નીચે મૂકી કંઈ વિચારતાં
એ બોલ્યો–
"કદાચ માણસ થવું સારું છે
પણ ભૂખ ન લાગતી હોત તો વધુ સારું થાત.
જ્યારે ભૂખ લાગે છે ત્યારે
ચાંદ, ચોપડી અને માનો ચ્હેરો
મને રોટલા જેવો લાગે છે!
પછી હું માને ચૂમી ભરી લઉં છું.
તોપણ ભૂખનો ઘોડો દોડતો રહે છે
પેટના મેદાનમાં."
મા હસી રહી હતી
અને બાળક રોટલા ગણી રહ્યું હતું!

## હે પ્રાણેશ્વર ☐ ઉશનસ્

હું તારી સામે હે પ્રાણેશ્વર!
દેવઘરના સંધ્યાદીપની જેમ
કંપતી જ્યોતે ઊભો છું;
તું ઉચ્છ્વસે છે તો વાતાવરણમાં
પ્રાણવાયુની ખોટ પડી જાય છે,
અને હું ગૂંગળાઈ જાઉં છું;
તું જો નિઃશ્વાસે છે
તો વાતાવરણમાં વંટોળ ઊઠે છે;
નિર્વાત કે ઝંઝા, ઉભયથી મારા પ્રાણદીપને
બુઝાઈ જવાનો ભય, હે પ્રાણેશ્વર!

## ફૂલો તને ચૂમ્યાના ☐ લલિત ત્રિવેદી

વરસે તું ઓસ જેમ આખી રાત ખ્વાબ થૈ
કે આવ ખુલ્લી આંખમાં તું આફતાબ થૈ

લ્હેરાઉં છું હું શાખ સમો ખુશખુશાલ થૈ
તું ઊઘડે છે શ્વાસમાં જ્યારે ગુલાબ થૈ

તરસે છે રોમરોમમાં પામી જવું તને,
તું ખળખળે છે નસનસે જ્યારે શરાબ થૈ

ફૂલો તને ચૂમ્યાના સાચવ્યા છે હોઠમાં
આ હોઠ મઘમઘે છે આજ ફૂલછાબ થૈ



સુધા, ક્ષેમુ દિવેટીયા, માધવ રામાનુજ



પથિક પરમાર



સદ્ગત શ્રી ઈન્દ્રજીત મોગલ

એક દિવસ ☐ સુરેશ દલાલ

ઝાંઝવાએ એક દિવસ હરણાંને કહ્યું
કે મારી પાછળ તું દોડ નહીં આમ.
હરણાંનાં શમણાંઓ આંખેથી ઝરી ગયાં
બળી ગયું લાગણીનું ગામ.
પહેલાં તો જળ થઈ ભિડેરો સાદ કર્યો
પછી કહ્યું: 'હું તો કેવળ ઝાંઝવું છું.'
કંઠમાં તરસ લઈ આખીયે જિંદગી
હરણાં એ હવે તો કરાંજવું રહ્યું.
ઝાંઝવું તો ઝાંઝવું પણ મારાથી તારા વિના
કેમે કરીને નહીં રહેવાશે, રામ!
શ્વાસશ્વાસ રણ અને આસપાસ ઝાંઝવાં
ને હરણાંની વાંઝણી આ દોટ
અણદીઠો પારધી તાકીને તીર બેઠો
જીવતેજીવત હવે મોત.
રાખ રાખ થઈ ગઈ મારી આ જિંદગી
એને હવે શાને દિયો ડામ?

*નારસીસસ ☐ રમેશ પટેલ

માણસ
પોતે પોતાના પ્રેમમાં પડ્યો હશે
જ્યારે
પ્રથમ વાર જ–
તેણે
અરીસામાં સ્વતું પ્રતિબિંબ જોયું હશે!
ત્યારે—
નારસીસસ મૃત્યુ પામ્યો હશે!

---

*દંતકથાનું પાત્ર

એક વિરૂપિકા ☐ વિંદા કરંદીકર ☐ જયા મહેતા

(મરાઠી)

તેમણે પાલવ ખેંચ્યો, એટલે તેણે સાડી કાઢી નાખી;
ખરેખર તો આટલું જ થયું.
મેં કહ્યું, "ખેંચનારા જ ગુનેગાર."
તેં કહ્યું, "કાઢનારી જ ગુનેગાર"
કોઈક બોલ્યું, "અરે યાર, મજા આવી;
ગુનો શોધનારા જ ગુનેગાર."
પહેલો વકીલ, "૧૨૧૫ અ, ૧૯૫૦ બ, ૧૯૭૫ ક્ષ."
બીજો વકીલ, "૧૨૧૫ બ, ૧૯૫૦ અ, ૧૯૭૫ જ્ઞ."
પહેલો જડ્જ, "હાથ ગુનેગાર ઠરે છે, માણસ નહીં."
બીજો જડ્જ, "પાલવ ક્યાં પૂરો થાય છે અને સાડી ક્યાં શરૂ થાય છે,
એ કરવું મુશ્કેલ છે, પવનને પૂછો."
ખરેખર તો આટલું જ બન્યું,
તેમણે પાલવ ખેંચ્યો, એટલે તેણે સાડી જ કાઢી નાખી.

મુક્ત ☐ કુસુમાગ્રજ ☐ ધનવિદ્યા મહેતા

(મરાઠી)

પિંજરું તોડીને
મુક્ત થયેલું તે પક્ષી
જખમી પાંખો લોહીથી
હરિયાળી ભૂમિ પર
લાલ સર્પાકાર ઉપસાવતું
ઊડે છે
પોતાના માળા તરફ
કદાચ—
પોતાના મૃત્યુ તરફ
પણ—
તેની સામે કરુણાથી જોતું
આખું આકાશ પણ
ખૂંચવી લઈ શકતું નથી
લોહીથી લથબથ
તેનો આનંદ....અભિમાન
પિંજરું તોડ્યાનો.

## નારી અને શિલ્પ □ સુનીલ ગંગોપાધ્યાય □ નલિની માડગાંવકર
(બંગાળી)

સૂતેલી નારીને જગાડતાં પહેલાં હું એને નિહાળું છું.
ઉદાસીન ગ્રીવાભંગિ, શ્લોક જેવી ભમ્મર
હોઠ પર સ્વપ્ન કે અધૂરી વાત
આ જાણે એક નારીમાં રહેલી અનેક નારી,
    અથવા અરીસા-ઘરમાં વસવાટ
હડપચી પર આવી પડી છે વાળની કાળી રિબન
ખસેડવાની ઇચ્છા થતી નથી, કારણ કે પ્રાચીન
સમયથી વેણીબંધનની અનેક ઉપમાઓ અપાઈ છે.
છાતી પરથી જરાક પાલવ સરી ગયો છે—
આનું નામ અસ્તવ્યસ્તતા
આમ થાય છે.
બ્લુ બ્લાઉઝ, સફેદ બ્રા, સ્તનનો ગુલાબી આભાસ,
એક બિંદુ પ્રસ્વેદ
પેટની મુલાયમ ત્વચા, ક્ષીણ ચંદ્ર-નાભિ,
ચણિયાની નાડીની ગાંઠ.
સાથળ પર સાડીની પાટલી, રેખાઓનો વિવિધ કોલાહલ.
પગનાં તળિયાં-અલ્પનાની લક્ષ્મીની છાપ જેવાં-
આ નારી.
નારી અને સૂતેલી નારી એક નથી.
આ મૂંગું ચિત્ર શિલ્પ બની શકે છે, જો હું
બરોબર ધ્યાન રાખી દૃષ્ટિને સંન્યાસી બનાવું.
હાથ ઊંચો કરી શોધી લાવું મંત્રના અક્ષર
ત્યારે નારીને જોવાને બદલે પોતાને જ જોવાનું
                    મુખ્ય બનતું હોવાથી
પૂર્ણ સૌજન્યવશ બત્તી બુઝાવી દઉં છું
પછી શરૂ થાય છે શિલ્પને ભાંગવાનો
એક વિપુલ ઉત્સવ.
હું એના હોઠ, સાથળમાં મોં છુપાવી
જણાવું છું એ ખબર.
જે કાળના પ્રવાહને તરીને પણ ક્યાંય જતી નથી.

## મિત્રોને થોડી આપવીતી □ શ્યામ સાધુ

ઇચ્છાછાપ ચકલી
મારાં ઘરમાં બેમિસાલ જીવે છે
મારું ઘર એટલે
અહિંસાનો બહુ ચર્ચિત ખટલો નહીં.
કે નથી કોઈ
સુકુમાર કન્યાનાં દૈહિક ટુકડાનો
રોમાંચક કિસ્સો
મારું ઘર
મારું પાંચ તોફાનોવાળું
શરીર
મારું પચાસ–સાઈઠ વર્ષનું
આમતેમનું જીવવું
મિત્રો,
ભતૃહરિ જેવું ઉદાસ છે
મિત્રો, મિત્રો....
ભરપૂર, ભરપૂર ઉદાસ છે!

## ત્યારે અને હવે □ ચંદ્રકાંત ઈસઈ □ ધનવિદ્યા મહેતા

(મરાઠી)

તે જ ઝૂંપડી
જ્યાં વડદાદાનો જન્મ થયો....
તે જ ઝૂંપડી
જ્યાં પિતાનો જન્મ થયો....
તે જ ઝૂંપડી
જ્યાં પુત્રનો જન્મ થયો....
તે જ ઝૂંપડી
જ્યાં પૌત્રનો જન્મ થયો....

તે જ ઝૂંપડી
તે જ ગટર....
તે જ દુર્ગંધ
તે જ અંધકાર....!
'ઘોષણા' પણ તે જ છે
દેશ ગુલામીમાં હતો
આજે સ્વાતંત્ર્યમાં છે?

## વિસ્મૃતિ ☐ સમર સેન ☐ નલિની માડગાંવકર
(બંગાળી)

ભૂલી જવું એ સુગંધ જેવું છે.
ક્યારેક તમને યાદ આવવાતું.
હવાની લહેરખીએ ક્યારેક આવે જેમ કૃષ્ણચૂડાનો*.
ઉત્કંઠ આભાસ.
અને વાદળની કઠણ રેખાઓમાં
આકાશનો દીર્ઘશ્વાસ જણાય.
કળદરિયો ચન્દ્ર રક્તથી મેલો થયો છે.
તેથી જ આજે પૃથ્વી પર સોપો પડી ગયો છે.
વૃષ્ટિ પહેલાં સ્તબ્ધ વૃક્ષ પર જાણે કોમળ લીલોચટ્ટાક
સૂનકાર.

* વૃક્ષ–ફૂલનું નામ

## મુક્તિ ☐ સમર સેન ☐ નલિની માડગાંવકર
(બંગાળી)

હિંસક પશુ જેવુ અંધારું આવ્યું
ત્યારે પશ્ચિમનું ઝગકતું આકાશ
લાલ કરેણ જેવું લાલમલાલ.
એ અંધારું ભૂમિ પર લઈ આવ્યું કેવડાની સૌરભ
રાતનું આળસુ સપનું
આંકી ગયું કોઈકની આંખે.
એ અંધરાએ પેટાવી કામનાની થરથરતી શગ
કુમારીના રૂપાળા દેહમાં.

કેવડાની સૌરભમાં ઘૂમતું
એ અંધારું મને કઈ રીતે સ્પર્શશે ?
પહાડની ધૂંધળી સ્તબ્ધતામાં હું શાન્ત,
મારા અંધારામાં હું
નિર્જન દ્વીપ જેવો દૂર દૂર, એકલવાયો.

## ગઝલ ☐ હેમેન શાહ

સપનાંઓ જોઈ જોઈ થવું અસ્તવ્યસ્ત અહીં,
સાકાર થઈ શકે ન એવો બંદોબસ્ત અહીં.

કિલ્લો આ રાતનો તમે જીતી નહીં શકો,
એકે કિરણનું દોરડું ક્યાં છે દુરસ્ત અહીં ?

દ્રુત તાલમાં આરોહને આંબી લીધા પછી,
બટકી ગઈ છે કેટલી સરગમ પ્રશસ્ત અહીં.

મોકો ચૂકયાનો રાખવો અફસોસ શું હવે ?
વેઈટિંગ રૂમ જેવી છે દુનિયા સમસ્ત અહીં.

કરુણાંતિકા હું કોઈ પણ વાંચું છું બેસીને,
ઊજવું બીજી કઈ રીતે પંદર અગસ્ત અહીં ?

## ૅપરિત ગઝલ ☐ કનુ રાઠોડ

ફૂલફૂલને અડો
અને ઝાકળને વેશે રડો

પડયો જમનાના જળમાં હડો
અહીં હું કાગળ કાંઠે ખડો

શબ્દ કવિનો બ્રહ્માંડોમાં
ધૂમકેતુનો તણખો થઈ તડતડો

કવિતાની પંક્તિ ફરફરતી રહે—
પ્રિયતમ! આંખો મધ્યે તૂટી પડી છે આંસુની ભેખડો

કવિવેદનાનું પાનેતર ઓઢીને પનિહારી નીસરે
બુદ્‌બુદ જેવું જીવતર પ્રકટે, અને ચેતનામાં ઝબકોળ્યો ઘડો.

## મરણ સમીપે ☐ જયન્ત પાઠક

### ૧. અણી ચૂક્યો

સજીધજીને સ્ટેશને આવીએ
ને સાંભળીએ કે ગાડી તો ગઈ!

કંઠમાં શોષ લઈને કૂવે પહોંચીએ
ને જોઈએ તો ઊંડે સુધી ખાલીખમ!
આવશે આવશે–ની પ્રતીક્ષામાં ઉત્કંઠ જાગીએ
ને આવનારું તો અધવચ્ચેથી પાછું વળી જાય!

મોં સુધી મિષ્ટાન્નનો કોળિયો આવે
ને અચાનક હાથમાંથી હેઠો પડી જાય!

સામે પાર પહોંચવા
સાચવીને દોર ઉપર પગ ઠેરવીએ
ને એકાએક ડગલું ચૂકી જવાય!
ત્યારે
પેલી કડવી કહેવત યાદ આવે:
અણી ચૂક્યો સો વરસ જીવે!

## તું ☐ નલિની માડગાંવકર

તારી દૃષ્ટિ,
જાણે ગુલમહોરનું ઊઘડતું આકાશ.

તારી યાદ,
જાણે પીપળપાને ઝૂરતી હવા.

તારી રીસ,
જાણે શિયાળુ રાતનો સૂનકાર.

તારું રુદન,
જાણે વર્ષાનું ટપકતું નેવું.

તારો સ્પર્શ,
જાણે પારિજાતની અધખીલી આંખ.

તારા વાયદા,
જાણે........

## વિફલ પ્રતીક્ષા ☐ જયન્ત પાઠક

મધરાતે આપણો મિલનયોગ:
હું પલંગમાં—તારી પ્રતીક્ષામાં;
આંખો વારંવાર
બંધ દ્વાર સુધી જાય ને આવે
કાન ટકોરા સાંભળે વારંવાર, કોઈ ના આવે

સુગંધમાં ઉન્મત્ત મારાં અંગ
આખુંય અસ્તિત્વ ઉત્કંઠ તંગ
તારા આશ્લેષમાં ઢળી જવા
તાગમાં ઓગળી જવા....
પણ પછી
ઊતરતી રાતના અંધારામાં
તારાઓનાં મ્લાન થતાં મુખ
તાકી રહે દયાથી મારા દયામણા મુખને
—મારા વિરહના અસુખને—
છેક અજવાળું થતાં સુધી....

## એનું જવું ☐ ડિક ડેવિસ ☐ ભાલચંદ્ર ભટ્ટ

વ્યક્તિ જ સ્થળનું નિર્માણ કરે છે;
વ્યક્તિની વિદાય એટલે સ્થળની પણ વિદાય.
આંખને વાસ્તવની નક્કર ભોંય આપનાર
એવા વિશિષ્ટ ચહેરાનું ન હોવું
એટલે જ તમારી આંખને ન-દેખાવું.
આથી ય બૂરી વાત તો એ કે
એવો અભાવ વાસ્તવની ને તમારી
સત્તા વચ્ચેના ભેદને ભૂંસી નાખે છે—
પછી ખૂણાઓ અપરાધમાં કણસે છે
ને કમરાઓ તમારા મનને ભાંગી નાખવામાં
આંધળા સહાયકો બની જાય છે—

લખાણમાં
કોઈ ખોટો શબ્દ કે કઢંગી પદાવલિ
સુધારી શકાય છે–
એટલે જ આપણે વિચારીએ છીએ કે
કોઈને રૂબરૂ મળવા કરતાં
તેને લખી દેવું વધારે સારું.
ને એમ જ પછી
લખાણ એક ઢાલ, એક અંતરાય બની જાય છે.
વાતચીતમાં
એક વાર બોલાયેલું બદલી શકાતું નથી–
એટલે જ આપણે
બંધાઈ ન જવાની કાળજી રાખીએ છીએ
ને સહેલાઇથી ફેરવી તોળાય એવું બોલીએ છીએ;
એમ કરીને અસંદિગ્ધ અર્થના સંભવને
રોળી–ટોળી નાખીએ છીએ.
આપણી વધુ પડતી કાળજી
ચેષ્ટાઓ ને લાગણીઓમાંના સત્યને
હડસેલી કાઢે છે
ને બદલામાં કશાયને સ્થાપી શકતી નથી.

## કવિવર સાથે બામણામાં* □ મણિલાલ હ. પટેલ

શ્યામ-ભૂખરાં
ઝાડ-ઝાંખરાં
અણખૂલેલા ઝરુખડા માથે—
ગામ બામણા પાસે....
જુઓ અચાનક ઊતરી આવે આભ
તરુવરની ડાળે પ્રગટીને
જાય ઊડતું સરવર ઉપર રંગ બની પથરાય....

ધરા–ગગનની વચ્ચે ઊભા ડુંગર જાણે પુલ
જળકાંઠે સરસવનાં ખેતર પીળાં પીળાં ફૂલ....
જળપાલવને સોનાવરણી ઝૂલ....
સવારનો તડકો લ્હેરાતો પીતાંબર શો
બગલાં ઊડે શ્વેત
હવા ટહુકતા પહાડો ભીના થાય
ઊઘડે જૂનું ગામ....

પહાડકૂખમાં ઘર બોલાવે
શેરી વચ્ચે શૈશવ આંટા ખાય
માટી-ભીંતો મ્હેંકે
ઓકળિયાળા ઊભા ઓરડા
પગ પકડી બેસાડે
પરસાળે પ્રગટેલી કવિતા
ઓસરિયે અંજાય....

નળિયે નળિયું શબ્દ બની રૂહે
ઘરમાં કોઠી પાટ પટારાં કાતરિયાં ને કોલા
સાચવતાં અંધકાર દાયકા જૂનો
એક સામટી કેટકેટલી વય બદલાતી જાય
કણકણ ક્ષણક્ષણ આકારો બદલાય !

હાથમાં લઈ લેખિની કવિવર લખતા ભેટ
ઠેઠ માંહ્યથી ઊભરાતા કૈં ભાવ ફરકતા
ચહેરા ઉપર ચાસ પાડતા....
કાન માંડીને ઘર બેઠું છે
તેજ ઝંખતું અંધારું પણ ઊભું
શબ્દ ધરે અવતાર કવિથી,
અજવાળાનાં ખળે કોડિયાં ઝળહળ
ગામ ઉપર ફરફરતો સૂરજ
ફળિયે ફળિયે ચ્હેરે ચ્હેરે ધાય
દૂર ઉગમણી તાંબાવરણી ટેકરીઓ સંભળાય...
ખાલીખમ આંઝરીઓ પગમાં
ખળખળ વ્હેતી થાય
શ્યામ-ભૂખરાં ઝાડ-ઝાખરાં
નક્ષત્રો થઈ જાય ...

---

*'કવિશ્રી ઉમાશંકર જોશી સાથે એમના ગામ બામણાની ૨૪-૧-૮૫ના રોજ ભોળાભાઈ પટેલ, ચન્દ્રકાન્ત શેઠ અને નંદિની જોશી સાથે મુલાકાત લેવાનું બનેલું...એ પ્રસંગે સૂઝેલું...કાવ્ય નંદિનીબેનને અર્પણ.*

મા તે મા! □ હસમુખ દવે

એ રડતી હતી
    એ નાનો હતો
    અને જમતો ન'તો એટલે!
આજેય એ રડે છે
    એ મોટો થયો છે
    અને જમાડતો નથી એટલે!!

□ પન્ના નાયક

પથારીમાં પડયા પડયા
સીલિંગ સામે તાકતાં તાકતાં
છતને અડકી જોવાનું મન થયું.
એ કેટલી તો હાથવેંતમાં હતી!
ખાટલા પર ઊભા થઈ
અડકી જોવાનો પ્રયત્ન અસફળ થયો.
એટલે
સર્કસની જેમ
ખુરશી પર ખુરશી પર ખુરશી મૂકી
હાથ લંબાવ્યા
પણ
હાથવેંતમાં લાગેલી છતને
ન સ્પર્શી શકાયું એ ન જ સ્પર્શી શકાયું.
માન્યું હતું એના કરતાં
છત વધારે ઊંચી હશે.
કે પછી
મારા હાથ જ સાવ ટૂંકા હશે?

નામ □ જગદીશ ત્રિવેદી

તેં દેહ મારો ચૂમીને સમસ્ત
એવો કરી લાલમલાલ મૂકયો—
હવે ચકામાં સમ તાજું તાજું
એવું કશું રંગીન રમ્ય રમ્ય
ખીલ્યા કરે છે
મ્હેકયા કરે છે
છે નામ એનું હજી પાડવાનું!

મારાં સંતાનોને □ ઈલાઈ મેનડલ □ નીતા રામૈયા
(કૅનેડિયન)

મારા માથામાં એક ગુલાબ ઊગ્યું
મારા પિતા હંમેશ માટે ઢળી પડયા
મારી મા ખડકની વચ્ચે જઈને પડી
મારી જાંઘમાં બે ફૂલ ખીલ્યાં

ખીલું ખીલું થતી પત્નીને હું ગીત ગાઉં છું
મારા પિતા મરી ગયા છે
મારી માએ પોતે જ પોતાનું જીવન તજી દીધું
મારું માથું મારે શા માટે નીચું ઢાળવું

પથરાળ અને સૂક્કાડાંઠ મારા દિવસો
મારાં સંતાનો ધાર્મિક ગીત ગાય છે
યહૂદી ધર્મગુરુઓ જૂના પુરાણા અને શાણા હોય છે
મારાં ફૂલતાં ફાલતાં નામથી ભાગ્યશાળી

વિમાસણ □ પુરુષોત્તમ મિસ્ત્રી.

એક જે દીવાલ
હા....શ! એને દૂર.
ખૂચ્યું ખરું.
અંદર હઈશ
        કે બહાર?

ક્યાંક ક્યાંક
સૂર્ય સૂતો; જાગતો અંધાર
ક્યાંક ક્યાંક
સૂર્ય જાગે; ઘોરતો અંધાર

આવતી કે ગઈ અરે
કઈ હશે આ કાલ?

૧૯૭૯નું વરસ □ નીતા રામૈયા

(કૅનેડિયન કવિ ઈલાઈ મેનડલને અર્પણ)

અડસઠ વરસનાં હરખશોક મચ્છુનાં પૂરને સોંપતાં
માએ પાણી સોંસરી અમારા તરફ નજર નાખ્યાનું
આ વરસ....
અણિયાળી આંખ્યું ને ચમચમતી મોજડીમાં નહિ સમાતાં
ત્રેવીસ વરસને
પૂરમાં સમાવતાં ભાઈની છેલ્લી ચીસનું
આ વરસ....
ભણતર સાહિત્ય રાજકારણ વિચારસરણી
સમજ બુદ્ધિ ડહાપણને
ઓબડાં કરનારું
આ વરસ....
આજે મારા પિયરના ફળિયાને
પગલે પગલે પ્રજવાળતાં મારા દીકરાને
હું કઈ રીતે સમજાવું કે
આ ઘરમાં પગલે પગલે હું પોલાઈ જાઉં છું?
દીકરાના દસ વરસીય મિજાજ
અને
મારા આ વરસીય દેદાર
વચ્ચે
લટકતાં એક અદૃશ્ય દૃશ્યનું
આ વરસ...
ભાનભૂલી નદીની
શરમ વિનાની તરસનું
આ વરસ.

□ શ્રીઆન પેટ્રન □ હસમુખ દવે

કવિ પાસે કવિતા આવી એક રાતે
કહ્યું એણે "હવેથી પહેરવું પડશે મ્હોરું તારે!"
'મ્હોરું?' 'કેવી જાતનું?' પૂછયું કવિએ.
'ગુલાબી રંગનું!' કહ્યું કવિતાએ!
'એ તો હું પહેરી ચૂકયો અને
કરી નાખ્યો ચૂરો એનો!'
'તો પછી બુલબુલનાં ગીતથી બનેલાં
મ્હોરાંનો કર ઉપયોગ!'
'પણ એ તો છે સાવ જરીપુરાણું
અને થઈ ગયો છે એનો વ્યય પણ બહુ!'
'અરે, જા રે જા!' કવિતાનો વિરોધ.
'એ તો છે સંપૂર્ણ... અને છતાંય
એ જો ન ફાવે તો પહેર હંસનું મ્હોરું,
કરે એ સ્વર્ગને ઝળહળ!'
'એનોય થઈ ગયો છે ઉપયોગ,
કીડીયારાંની જેમ ઊભરાય એમાં તારકગણ!'
આપ્યો કવિએ જવાબ.
'તો પછી કોઈ બજવૈયાનું
કે પછી કોઈ ગવૈયાનું
અથવા એવું જ કોઈ પ્રચલિત મ્હોરું!'
'બધાંય તો પહેરી ચૂકયો છું
કોઈ એકાદ તો બંધબેસતું થાય ચહેરાને!'
કવિની નિરાશા!
હવે, કવિતાએ ધીરજ ગુમાવી;
બાળકની જેમ પગ પછાડયા
ચીસો મારી.
'તો પછી પહેર તારા જ ચહેરાનું મ્હોરું!

તને જ ભય પમાડે એવું
તારા સિવાય કોઈ પહેરી ન શકે એવું
તું અને માત્ર તું જ પહેરી શકે એવું મહોરું!'
અને કવિએ એના ચહેરા પર નખોરિયાં ભર્યાં,
ઉઝરડાયો ચહેરો એનો
ફૂટયા લોહીના ટશિયા!
'આ મહોરું?'
'આ જ મહોરું?'
પૂછયું કવિએ.
'હા આ મહોરું!'
'હા આ જ મહોરું!'
'કેમ નથી ફાવતુ?'
હા, એ કંટાળ્યો હતો આ મહોરાથી પણ.
એની સાથે તો એ જીંવ્યો હતો આજ સુધી.
એનાથી છૂટવા તો કરી હતી મથામણ ભારી!
અને મહોરુંય ચિત્કારી ઊઠયું
રડી, કકળી ઊઠયું.
કવિની આંખોમાં, મોઢામાં, નસોમાં ઘુમ્મરીઓ ખાઈ
કંઈ કેટલીય પછડાટો મારી!
અને પછી તો મિત્રો પણ કવિને ઓળખી શકયા નહિ.
પારદર્શક ચહેરા પરનું
પારદર્શક મહોરું!
'હં હવે જ સચું છે મહોરું,
બરાબર બંધબેસતું
જડબેસલાક મહોરું!'
કવિતાએ કહ્યું.

# કેસરિયાળો સાફો ઘરનું ફળિયું લઈને ચાલે

ફાધર વાલેસનો આકર્ષક ગદ્યખંડ

ઉમાશંકર જોશીના નાટ્ય-કાવ્યોના સંગ્રહ 'પ્રાચીના'માંના એક કાવ્યનો આસ્વાદ.

જયંત પાઠક, અનિલ જોશી, પ્રિયકાન્ત મણિયાર ઈત્યાદિ કવિઓનાં કાવ્યો. નિનુભાઈએ તેમના આગવા લયમાં રૂપાંતરિત કરેલ લોકગીત 'લાલ ચુંદડી રંગાવ...' અને મધુર મંગલાષ્ટક.

આ કોઈ નવા પ્રકાશનમાંની અનુક્રમણિકા નથી; આ એક પ્રેમાળ કવિ પિતાએ પોતાની વહાલસોઈ પુત્રીને આપેલી ભેટની સામગ્રી છે. દીકરીને બાપ ઘણું આપી શકે. દરેક બાપ પોતાના ગજા પ્રમાણે આપતો જ હોય છે. પણ એમાં આ સામગ્રી આમેજ થઈ હોય ત્યારે તેનું મૂલ્ય અપાર બની જાય છે.

કન્યા વિદાયનો પ્રસંગ મિશ્ર લાગણીઓનો છે. કન્યા માટે અને મા-બાપ માટે પણ કન્યા બધાને સુખી કરે એવી સાલસ હોય અને સુખી થાય એવા સમૃદ્ધ અને સંસ્કારી કુટુંબમાં જતી હોય ત્યારે માતા-પિતા તો ઠીક, કન્યાને પણ 'મીઠા માયરા પર આંસુ ભીની આંખે છેલ્લી નજર કરી ભવોભવના આવી મળેલા સંગાથીનો હસતા હાથ ઝાલવા'ની લાગણી અનુભવાતી હોય છે.

આ પ્રસંગને એક કવિ કઈ રીતે જુએ ?

સુરેશ દલાલનો કવિતાપ્રેમ કોઈ પણ પ્રસંગે ઝળકી ઊઠે છે.

સુરેશનો લગાર પણ પરિચય ન હતો ત્યારે ૧૯૫૨-૫૩માં એના 'લ્હેરખી' નામના કાવ્યસંચયના સંપાદનથી મેં વિસ્મય અને આનંદ અનુભવ્યા હતા. ગુજરાતના સર્વશ્રેષ્ઠ પ્રણયગીતોનો સંચય છાપી મોટાભાઈને લગ્નની ભેટ તરીકે આપવાનો સુરેશનો એ વિચાર જ અમારી મૈત્રીના પાયામાં હતો.

વાડીલાલ ડગલી સુરેશને 'કવિતાના બંદા' તરીકે ઓળખાવે છે. સુરેશ સાથે ઘણી બાબતોમાં અસંમત થનારે પણ એની કવિતાપ્રીતિ માટે સંમત થવું જ પડે.

સુરેશ ઉત્સવનો મિજાજ ધરાવે છે અને ઉત્સવમાં કવિતાની ભાષા યોજી શકે છે. કવિતાની ભાષા અને ઉત્સવની ભાષાને એક બિન્દુએ મૂકી શકે છે.

સર્જકનો લખાયેલો શબ્દ, કળાકાર દ્વારા બોલાયેલો અવાજ, સંગીતકાર દ્વારા લયમાં મઢાયેલો ધ્વનિ અને ગાયક દ્વારા ગવાયેલો અવાજ—આ ચારેનું આગવું મૂલ્ય છે. સુરેશે પોતાની પુત્રી નિયતિના લગ્ન પ્રસંગે 'લગ્નમંગલ' નામની કેસેટ રચી છે.

એમાં ફાધર વાલેસનો મનોહર ગદ્યખંડ છે.

સમી સાંજનો ઢોલ ઢબુકી ઊઠે અને જાન ઉઘલતી હોય ત્યારે 'કેસરિયાવાળો સાફો ઘરનું ફળિયું લઈ' ચાલી નીકળતો હોય એવી લાગણીને વ્યકત કરતી અનિલ જોશીની ગીતરચના છે.

પ્રિયકાંતના 'આ નભ ઝૂકયું તે કાનજી, આ ચાંદની તે રાધા રે' ગીતમાં કૃષ્ણ અને રાધાને નિમિત્તે સનાતન પુરુષ અને સનાતન સ્ત્રીની કથા કહી છે.

પુરુષોત્તમ ઉપાધ્યાય, મિનળ પટેલ અને સનત વ્યાસ જેવા કુશળ કળાકારોના સહકારથી તૈયાર થયેલ આ 'લગ્નમંગલ'થી વધુ મોટી ભેટ પિતા પુત્રીને કઈ આપી શકે?

મારી પાસે એનો જવાબ નથી.

તમારી પાસે છે?

—હરીન્દ્ર દવે

('જન્મભૂમિ' ૧૭-૩-૮૫)

**પ્રાપ્તિ: કિશોર શાહ, અમર ચેમ્બર્સ, ૩૨-૩૪, ૧લી મરીન સ્ટ્રીટ, મેટ્રો સિનેમા સામે, ધોબી તલાવ, મુંબઈ-૪૦૦૦૦૨. મૂલ્ય: રૂ.૩૦/-**

શ્રી સુરેશભાઈ,

જ્યારે વિશ્વનું આધિત્વ ગ્રહણ કરીને વિચારને પ્રગટ કરવાનો હોય છે ત્યારે કોઈ પણ કવિ એક આત્મીય સર્જકરૂપે પોતાના હાર્દને, પોતાના સર્જનને એક આગવું સ્વરૂપ આપી આત્મા સાથે વાત કરે છે.

કવિતાનો ૧૦૫મો અંક વાંચ્યો. તેમાંથી 'ગઝલ' મેઘબિંદુ અને 'મૃત્યુ વિશે બે રચનાઓ' જયંત પાઠક એ શાશ્વતીની વાત કરતી રચનાઓ લાગી. પણ જયંત પાઠકની રચનામાં ભિડાયેલાં સજ્જડ બારણાં જિંદગીના પૂર્ણવિરામે ખૂલવાની શકયતા છે. જ્યારે અહીં ગઝલમાં એ શકયતા પણ નથી. આત્મા જ સમસ્યાઓથી પર જઈ એક ઉદ્‌બોધન-રૂપે પોતાની સક્રિયતાને અને દુન્યવી વાસ્તવિકતાને પ્રગટ કરે છે.

'કવિતા'ના આગામી અંકો આવી અનેક શાશ્વતીને વાચા આપતો રહે એવી શુભેચ્છા સાથે અંકની ઉત્તમ કૃતિ મારા મતે 'ગઝલ' મેઘબિંદુ.

—નિરંજના સટ્ટાવાળા

ગઝલ ☐ મેઘબિંદુ

ભલે વેરાન છે સંબંધ એ જુદી જ બાબત છે
હજુ પણ બાગની સાથે મને તો એ જ ચાહત છે

મને તો ચાડિયા સાથે થઈ છે પ્રીત એવી કે
હવે રહેવું પડે છે ખેતરે એવી જ હાલત છે

નભાવ્યો છે અહીં સંબંધને એ રીતે દુનિયામાં
ફકીરી હાલ કીધો છે છતાં મિત્રોને દાવત છે

સ્વીકારી એટલે લીધી અમે બદનામી દુનિયાની
રહું છું એકલો તેથી જીવનમાં થોડી રાહત છે

ભલેને જિંદગી વીતી તમારી વેદનામાં પણ
તમે મલકયા મને જોઈ એ મારે કાજ જન્નત છે.

મૃત્યુપત્રક બનાવના પ્રિયતમને.... ☐ માલા કાપડિયા

શબ્દોની લીલા સંકેલીને તેં
વિચારોને મૌનના બખિયા માર્યા
કાંચળી ઉતારતાં સર્પ જેમ
જીર્ણ સ્વપ્નોને
ઉતરડી નાખ્યા
સમયના હણહણતા અશ્વ પર
સવાર થવા
સજ્જ હવે તું
વિતેલા વર્ષોની વ્યર્થતાને
વળાંક આપે છે
પરન્તુ
જાણે છે,
તારા મરણને
સંગોપી રાખ્યું છે મેં
મારી વેદનાના સાતમા પાતાળમાં!
તારું જીવન હવે
અભિમન્યુનો કોઠો
મારા વિના....

☐ બંકિમ

મારાં તરંગો
મારી ગંભીરતાનો પ્રતિસાદ માત્ર
હું હસું છું
પછડાઉં છું
ઊછળું છું
ભાંગીને વેરાઉં છું
થઇને ફીણ–ફીણ.

હું શાશ્વત છું
પેલું બુદ્‌બુદ પણ એટલું જ શાશ્વત છે.
તું ક્યાં છે?

તું નથી મીન—નથી સરવર
ન તને ગતિ છે—ન કોઈ આકાર
તું તો છે ફક્ત મારી ઈચ્છાનો આવિર્ભાવ
હવે આપણા વિયોગનું કલ્પન કેવું?

નામ હોય તો નષ્ટ જ થાય ને!
આથી જ તો આપણા સંબંધોને
નથી આપ્યું મેં નામ
આપી છે ફક્ત નિશ્ચિતતા
કે જીવનભર હવે
હસતા રહેવું પડશે મારી સાથે
પછડાતા રહેવું પડશે
ઉછળતા રહેવું પડશે
ભાંગીને વેરાવું પડશે
થઈને ફીણ-ફીણ
મારામાં.

શાખ ☐ જગદીશ ત્રિવેદી

ઝરે હૈયે લોહી?
નહિ, નહિ—
મટૂકી મુજ આ અમૃત ઝમી.
મને આંસુ આવ્યાં?
નહિ, નહિ—
તરુવિટપ ઝૂકી ફૂલ થકી.
મને લાધ્યું મૃત્યુ?
નહિ, નહિ—
વિટપ પરથી શાખ ઊતરી.

# કવિતા

ધી રજિસ્ટ્રેશન ઓફ ન્યૂઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ
૧૯૫૬ અન્વયે 'કવિતા' પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪ (જુઓ રૂલ નં. ૮),

| | |
|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ | : સ્ટેટ્સ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ–૪૦૦ ૦૦૧. |
| ૨. તેના પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩. મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ–૪૦૦ ૦૬૪. |
| ૪. પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : ડી-૨૦૬, વીણા નગર, એસ. વી. રોડ, મલાડ, (પશ્ચિમ), મુંબઈ–૪૦૦ ૦૬૪. |
| ૫. તંત્રીનું નામ | : ડૉ. સુરેશ દલાલ, |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : ૧૩૩, ઉષા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ મુંબઈ–૪૦૦ ૦૦૫. |
| ૬. જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં. | : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ–૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-૧૯૮૫.

ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ
પ્રકાશકની સહી.

ખડક લપાયું ઝરણું

તંત્રી: સુરેશ દલાલ
સળંગ અંક: ૧૦૬
વર્ષ ૧૮: અંક ૪: એપ્રિલ ૧૯૮૧
મુખપૃષ્ઠ સજાવટ: દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



સૂચના : : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ: દેશમાં ૩૦ રૂપિયા. પરદેશમાં ૫૦ રૂપિયા. આ અંકના છૂટક ૫ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.
પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ. સ્ટેટસ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.

મંગલ મંદિર ખોલો ☐ નરસિંહરાવ દિવેટિયા

મંગલ મંદિર ખોલો,
દયામય !
મંગલ મંદિર ખોલો !
જીવનવન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઊભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો, લો
દયામય !
મંગલ મંદિર ખોલો !

નામ મધુર તમ રટ્યો નિરન્તર,
શિશુ સહ પ્રેમે બોલો;
દિવ્યતૃષાતુર આવ્યો બાલક,
પ્રેમે અમીરસ ઢોળો,
દયામય !
મંગલ મંદિર ખોલો !

मंगलं मन्दिरम् उद्घाटय ☐ नरसिंहराव दिवेटिया

(गुजराती काव्यम्) ☐ अनु. जशवंती दवे

मंगल मन्दिरम् उद्घाटय
दयामय !
मंगलं मन्दिरम् उद्घाटय !
जीवनवनम् अति वेगेन पारितं,
द्वारि स्थितः शिशुः मुग्धः;
तिमिरं विलीनं ज्योतिः प्रकाशितम्
शिशुं त्वम् उरसि धारय
दयामय !
मंगलं मन्दिरम् उद्घाटय !

नाम तव मधुरं जपितं निरन्तरम्
शिशुसह स्निग्धं वद;
दिव्यतृषातुरः आगतः बालः,
प्रेम्णा पीयूषं निषिञ्च,
दयामय !
मंगलं मन्दिरम् उद्घाटय !

KAVITA Regd. No. R. N. 16800/67

# કવિતા

ી સુરેશ દલાલ અંક ૧૦૭ જુન ૧૯૮૫ ૬ રૂપિયા જન્મભૂમિ પ્રકાશન



□ રવીન્દ્રનાથ ટાગોર

જ્યારે તારે દ્વારે
આનંદ અને સ્મિતના ભર્યાં
હોય ફુવારા ઊડતા ત્યારે
એક વાત તમે મનમાં રાખજો
કે ઝરતાં ખરતાં પાનની વચ્ચે
મેં ગાયું છે ગીત.

શૂન્ય વને ઘાસ સૂકાયું
અનાદર ને અવહેલનામાં,
ગયું વીતી રે મારું આયુ;
ત્યારેય તે મેં,
ઝરતાં ખરતાં પાનની વચ્ચે,
ગીતને ગાયું: ગીતને ગાયું.

ઊજળા દિવસના તમે પ્રવાસી,
આટલી વાતની યાદ તો રાખજો,
કે સાંજનો દીવો હાથમાં ઝાલી,
એકલી રે હું રાતભર ચાલી
દૂર ક્ષિતિજથી સાદ આવ્યો જ્યારે
ત્યારે હું તો નીકળી પડી,
ભીંજેલ હૈયે
ઝરતાં ખરતાં પાનની વચ્ચે
મેં ગાઈ છે ગીતની કડી.

શબ્દને કાન ફૂટે છે,
ત્યારે મને કવિતા સંભળાય છે.
શબ્દમાં આંખ પ્રગટે છે,
ત્યારે મને કવિતા દેખાય છે.
તમામ ઇન્દ્રિયો સાથે
શબ્દ પોતાનો સંબંધ બાંધીને
અતીન્દ્રિય થાય છે,
ત્યારે કવિતા અને મારી ચેતના વચ્ચે
કાચની દીવાલ પણ નથી હોતી.

માણસોનાં ટોળાંઓના કોલાહલ વચ્ચે
મૌનની કેડી પર ચાલવાની પણ
એક મજા છે.
ભમરાઓનું ગુંજન
કળીઓના કાન સાંભળે છે,
એટલી તીવ્રતાથી હું સાંભળું છું
મૌનનું ગુંજન.
પ્રત્યેક પાસે સાંભળવાની
પોતીકી કળા હોય છે;
તમારા કાન કેટલા સ્વસ્થ
અને કેટલા આકળા હોય છે
એના પર આધાર છે આ કળાનો.
વૃક્ષને પંખીના ટહુકા સંભળાય છે
એટલો જ સંભળાય છે
ઊડતાં પંખીની પાંખનો ફફડાટ.
વાદળને સંભળાય છે
પંખીની પાંખનાં પીંછાંમાં લપાયેલો
વૃક્ષનો મર્મર.

શ્રાવ્ય અને અશ્રાવ્યથી
અસ્તિત્વ થાય છે સભર સભર.

મને જોવું ગમે છે.
મને સાંભળવું ગમે છે.
તર્કની ગીચ ઝાડીમાં પ્રવેશ્યા વિના
વીજળીના ઝબકારે જેટલું સમજાય
એટલું સમજવું ગમે છે
આંખ ખુલ્લી રાખો
ત્યારે બધું દેખાય
એવું હંમેશાં નથી હોતું;
ઘણી વાર જોવા માટે
હું મારી આંખોને બંધ કરી દઉં છું,
ખુલ્લી આંખે જોઉં છું,
ત્યારે મને ફૂલ જ દેખાય છે;
પણ બંધ આંખે ક્યારેક
ફૂલમાં મને માળીનો ચહેરો
દેખાય છે.

કોઈ પણ ફૂલની પાંદડી પર
માળીની સહી નથી હોતી.
પણ પાંદડીના કોઈક ધબકારમાં
માળીનો કોઈક ધબકારો
સંભળાયા વિના રહેતો નથી.

પોતાનો તમામ વાસંતી વૈભવ
લૂંટાઈ ગયો હોય
પછી વૃક્ષ મને ક્યારેક
સંન્યાસી જેવું લાગે છે,

તો ક્યારેક લાગે છે
નિર્ધન શ્રીમંત જેવું.
આંખથી જે કંઈ જોઈએ છીએ
કે નથી જોતા
એનો બધો આધાર
મનની અવસ્થા પર છે.
લોચન અને મનને
સાથે રહીને ઝઘડવાની
અને ઝઘડીને સાથે રહેવાની
એક સનાતન ટેવ પડી છે.

તમે ધારી ધારીને જુઓ છો
ત્યારે નહીં—
પણ અણધારી રીતે દેખાઈ જાય છે
ત્યારે ક્ષણ ચિરંતન સ્મૃતિ થઈ જાય છે.

હોટેલના ખૂણામાં એક ટેબલ પર
એક માણસ બેઠો છે.
એ કદાચ હું પણ હોઉં
એ કદાચ તમે પણ હો
એના હાથમાં 'ઓલ્ડ પોર્ટ' સિગાર છે
મનના વિચારોને આધારે
વહી જતા ધુમાડાની ગતિમાં
મારે ભૂતકાળને જોવો નથી,
કે ભવિષ્યને વાંચવું નથી.
પાસે પડેલું 'જિમલેટ'
પ્રતીક્ષા કરે છે તરસ્યા હોઠની
ફ્લાવરવાઝમાં ગોઠવાયેલાં ફૂલોને
વૃક્ષોની સ્મૃતિ હોય છે ખરી?
ગોઠવાયેલાં ફૂલોની સામે
એક નહીં ગોઠવાયેલો માણસ,
જાણે કે ગોઠવાઈ ગયો છે
અને ગોઠી ગયું છે, એમ
પોતાની જાત જોડે જ
બંધ હોઠે, અર્ધી ઢળેલી આંખે
વાત કરી રહ્યો છે.
એ વાત કરી રહ્યો છે એટલું જ પૂરતું છે
મારે એ વાતને સાંભળવી નથી,
કે મારે એ વાતને સમજવી નથી.

આ એક સોળ વર્ષની કન્યા છે.
જુલિયટ કહીને બોલાવવાનું મન
થાય એવી
કાચની બંધ બારી પાસે ઊભી છે—
પાસેના કોઈક થાંભલાનો ટેકો લઈને;
હવે પ્રતીક્ષાનો કોઈ અર્થ નથી
સાવ સૂનમૂન ઊભી છે
એની બાજુમાં પડી છે,
એના અકાળે આટોપાઈ ગયેલા
પ્રણયજીવન જેવી
બંધ છત્રી.
બારી ખોલવાનો કોઈ અર્થ નથી.
બારી બહાર જોવાનો કોઈ અર્થ નથી.
બહાર અને અંદર
હવે એક ન ખૂટે એવો
રસ્તો છે.
આ રસ્તા પરથી
જે વ્યક્તિ ચાલી ગઈ છે,
એ કદી નહીં આવે;

અને આ રસ્તો
એણે પોતે જ
એકલાં એકલાં કાપવાનો છે.

હોટેલમાં બેઠેલો પુરુષ
અને આ સોળ વર્ષની કન્યા
આ બંનેની એકલતા વચ્ચે
કોઈ સબંધ છે ખરો?

સંબંધ નથી હોતો
ત્યારે જ
એકલતા હોય છે.
અને સંબંધ હોય છે,
ત્યારે હોય છે
કેવળ એકલવાયાપણું.

☐ પન્ના નાયક

કેટલાય સમયથી
ઈશ્વર મારા પર રીઝયો નથી.
એ રીઝે
અને મને કશું માગવા કહે
તો
હું માગું—
જડ થઈ ગયેલી
ઉજ્જડ થઈ ગયેલી
મારા કોરીધાકોર આંખોને અજવાળતાં
ઝળઝળિયાં....

મારા
વિશાળ ઘરના
નાનકડા ખૂણામાં સ્થાપેલા મંદિરમાં
ઈશ્વર સમક્ષ
રોજ દીવો કરી
બંધ આંખે પ્રાર્થના કરું છું ત્યારે
વર્ષો સુધી
આંગણાના તુલસીક્યારાની પ્રદક્ષિણા ફરી
સૂર્ય તરફ પાણી છાંટી
બંધ આંખે
કશુંક પ્રાર્થતી
મા યાદ આવે છે.
મારા મનમાં
ભારત, અમેરિકા
મારા ઘરનો આ એકાંત ખૂણો
માનું આંગણું
અને
અમારી વૈયક્તિક મૂક પ્રાર્થનાઓ—
સઘળું ભેળસેળ થઈ જાય છે.
હું
મનને ફરીથી બરાબર ગોઠવી શકું
એ પહેલાં જ
પાછળથી ધક્કો દઈ
હડસેલતો સમય
મને
તાણી જાય છે
દાયકાઓ પહેલાના
ભાવપ્રદેશમાં

જ્યાં
માની સાડીનો પાલવ પકડી
એક નાની બાળકી
તુલસીકૂંડાની પ્રદક્ષિણાને
અને
સૂર્ય તરફ પાણી છાંટી
બંધ આંખે થતી પ્રાર્થનાની
પ્રક્રિયાને
કુતૂહલથી જોઈ રહે છે
અને પ્રાર્થના પછી
મૂંગી પણ હસતી માને વળગી પડે છે.

હું વર્તમાનમાં ઘસડાઈ આવું છું ત્યારે
મન પૂછે છે—
કદાચ એવું બન્યું હશે
કે
તુલસીકૂંડાંની એ પ્રદક્ષિણામાં જ
મારે માટેની
માની પ્રાર્થના
ફસડાઇ પડી હોય ?

રંગ □ જગદીશ ત્રિવેદી

ઘૂંટી ઘૂંટી
ઘેરા કરેલા રંગ
મારા હૃદયના—
કોણ જઈને છાંટી આવ્યું
આમ તે ઉપવન મહીં ?

ગઝલ ☐ હરીન્દ્ર દવે

તળીઓની ગરદી આ કેમ છે મારી પથારી પર?
ન ચાલે ચોકદારી કોઈની, ઈશ્વરની બારી પર.

મને બેચેન આંખોમાં જ તેં દીદાર ક્યાં આપ્યા?
કલાપીને તો દેખાયો હતો લહરોની સ્વારી પર.

તમે જળ સીંચવા ઉછેરવામાં ક્યાં કમી રાખી?
એ કિસ્મતનો ગજબ કે કાણું ન હતાં એકેય ઝારી પર.

દીધો તેં કોલ એવી હું પ્રતીક્ષા આદરી બેઠો,
ખબર ક્યાં ઇંતઝારીની લહર છે ઇંતઝારી પર.

બહુ નાજુક સમયના વાહને યાત્રા શરૂ કીધી,
ન ડગલું એક પણ આગળ વધાર્યું એ ખુમારી પર.

એક હેલકારો ☐ ઉશનસ્
(ગીત)

એક હેલકારો આવ્યો છે, હેઈ હેઈ!
ઠેઠ હેલકારો આવ્યો છે, હેઈ હેઈ!

બધું જ આજ છોળે ને છંદે ને હેઈ, છોળ વચે,
આણી વાર કોરો તું કટ અલ્યા, ના જ બચે ના જ બચે,
ખેંચ્યો 'લ્યા અબ ઘડી જાણુ તને એઈ એઈ—હેઈ હેઈ

એક એક ગોપી ગૂંથ્યો છે ક્હાન રાસમાં
લ્હેકે લે ઠેક, દેત તાળી આકાશમાં!
ઠામ ઠમકારો આવ્યો 'લ્યા થેઈ થેઈ,
હેઈ હેઈ

આ તો હેલકારો, હેઈ, કોણ રાધા ને માવજી!
આછું આછું છે બધું સેળભેળ સાવજી,
કિયો 'લ્યા, ક્હાન, દાખ રાધા 'લ્યા, કેઈ કેઈ?
કેઈ કેઈ

ઘરબાર, ધંધાધાપા વગરના
ભટકતા પ્રવાસી જેવો હું—
શિશિરની એક મધ્યરાત્રિએ
વસ્તીથી સુદૂર–
એકલ વૃક્ષનો પડછાયો પાથરી-ઓઢીને
થથરતો થથરતો
પડયો છું ટૂંટિયું વળીને.
દૂ... ર... સુ....દૂ....ર
નગરના ઝાંખાપીળા દીવા
પવનમાં કયારેક થોડુંક ઝબકી જતા હતા–
વૃક્ષનેય વ્યાપી વળી તીવ્ર ધ્રુજારી–
ત્યારે
એક અર્ધસૂકું ધ્રૂજતું પાંદડું
ખરીને ડાળીએથી વીંટળાઈ વળ્યું મારા અંગને—
ધીમે ધીમે મને કોઈ હૂંફ વળવા માંડી!
મારી કોરીકટ આંખોમાં
સદીઓ–પુરાણું કોઈ ઘેન ઘેરાવા માંડયું :

તળાવતીરે—
થડમાંથી થોડાક વાંકા વળેલા એક વૃક્ષની છાયામાં
ખડમાટીથી છાયેલી ઊભી છે ઝૂંપડી.
સૂકા ઘાસની ઝાંપલી આડી કરીને
ઉભય અમે એકસાથરે—
અતલ ઘેનમાં ડૂબ્યાં છીએ.
બહાર–
ચાંદની મુશળધાર
કોઈ કોઈ ફોરાં
ઘાસની છતનાં બાકોરાંમાંથી

અમારા પર ટપકતાં હતાં.
કોણ જાણે રાત કેટલી વહી ગઈ હશે—
વૃક્ષડાળેથી ખરેલો એક ટહુકો
આવીને ઊતરી પડચો અમારાં હૃદયમાં.
અમે શયન ત્યજીને
નીસરી પડયાં નિજના કામે
અવળીસવળી દિશાઓમાં.
પલકારામાં ઓગળી ગયો દિન—
તળાવતીરે જઈને જોઉં છું તો—
બધુંય એમનું એમ—
તો કયાં ગઈ અમારી ઝૂંપડી?
આવી નહોતી એ હજી એના કામ પરથી પરવારીને—
હું એની રાહ તાકતો
પડચો રહ્યો તળાવતીરે—
કેટલાંય વરસો વહી ગયાં
પણ—
ન જ આવી એ.
એક અંધારી રાત્રે
તળાવને આંજેરા જુહાર કરીને,
અમારી ઝૂંપડી જેને ટેકે ઊભી હતી
એ વૃક્ષને—
આંખોમાં હતાં એ બધાંય પાણી
સીંચીસીંચીને
વહી ચાલ્યો દૂ....ર, દૂ....ર.

કેટલાં વરસ મેં ચાલ ચાલ કર્યું હશે—
કોણ જાણે?
આજે—
વરસો પછી
શિશિરની આ થરથરતી રાત્રિએ

ટૂંટિયું વાળીને પડયો છું અહીં.
ચોગરદમ વરસતી ખુલ્લી આ શિશિરની રાત–
મારા અંગને વીંટળાઈ વળી છે—
વૃક્ષડાળીએથી ખરેલું સૂકું એક પાંદડું—
હૂંફ મળવા માંડી છે મને!
પણ—
મારી કોરીકટ આંખોમાં
મને આજે આ શાનો ભાર લાગતો હશે?

વાત કરીને ☐ સુરેશ દલાલ

તારી સાથે વાત કરી ને મ્હોરી ઊઠયું મારું મૌન.
કદી તમે તો પૂછયું નહીં કે અમે તમારા થઈએ કોણ?

રણઝણ રણઝણ રાત થઈ ને રણઝણ રણઝણ રાત વહી,
કહેવાની આ વાત અમે તો કહી છતાંયે કહી નહીં.

કયા વળાંકે તમે મળ્યાં કે અમે જ અમને ભૂલી ગયા,
ભીતરનાં જળ સળવળ સળવળ કમળ થઈને ખૂલી ગયાં.

વાતોમાં તો કાંઈ હતું નહીં કેવળ વાતો વાતો,
છીપમાંથી મોતીના જેવી ઊઘડી રહે નિરાંતો.

નિરાંતની આ રાત ને એમાં અંધારાના દીવા,
એક એક આ શબ્દો જાણે ડૂબે થઈ મરજીવા.

તારી સાથે સાવ નકામી વાત કરી એ સારું થયું,
એક દિવસ તો મબલખ મબલખ અંધારું આ મારું થયું.

આ અંધારું એવું છે કે અજવાળું પણ લાગે ગૌણ,
તારી સાથે વાત કરી ને મ્હોરી ઊઠયું મારું મૌન.

આકાશ ઘેરાયું છે ☐ જી. બ. આનંદગાવકર ☐ ધનવિદ્યા મહેતા

હવે આકાશ ઘેરાઈ ગયું જ છે
ત્યારે લોકોએ રસ્તા પર આવવામાં વાંધો નથી.
જેમણે હજી સુધી જોયું ન હોય
માથા પર હંમેશ હોય છે તે અસીમ આકાશ
તેમણે ભૂલમાંયે ઉપર જોવું નહીં.
જેમના ઘરમાં ક્યારેય પહોંચતો નથી
સર્વ સામાન્ય સૂર્યપ્રકાશ—તેમણે રસ્તા પર આવતી વખતે
મીણબત્તીઓ સળગાવીને હાથમાં લઈ આવવી.
જેમને દિવસે પણ ઘરમાં ભમતા અંધકારની
ઓળખાણ નથી તેમણે ફક્ત ઘરનાં બારણાં સુધી આવવું
જેમને પોતાના જ વિચારોની બીક લાગે છે
તેમણે આકાશ સામે હાથ ફેલાવવા આંખો વીંચીને જ!
હવે લોકોએ ટોળાંટોળાંમાં નિર્વિકારપણે
રસ્તા પર આવવું – સખ્ત ભિડાયેલા મૂંગા હોઠે
હવે જ્યારે આકાશ ઘેરાયું જ છે
ત્યારે લોકોને રસ્તા પર આવવામાં વાંધો નથી

એક કાવ્ય ☐ રમેશ પટેલ

પહોંચવાના સ્થળે
ઘરથી નીકળ્યા
હાથમાં હાથ લઈ
—ને
અચાનક જ
વિખૂટા પડી જઈ
પહોંચ્યા બીજે ક્યાંક......
અને આ ઘટનાને આપણે
નામ આપ્યું
મહાનગર!

ફૂલ અને એક કોઈપણ 'હું' □ જ્યોતિષ જાની
(કમ્પેરેટીવ સ્ટડી)

હું ખીલ્યો, એ પહેલાં જ કરમાઈ જવાની
ચિંતા કરતો રહ્યો છું—
ફૂલ ખીલે છે ત્યારે જાણતુંય નથી,
ક્યારે કરમાશે?

મારી સુગન્ધને હું મારામાં જ વીંટાળી રાખું છું,
રખેને મને કોઈ સૂંઘી લે, એવી બીકે!
સુગંધ સાથે જન્મતાંવેંત ફૂલ ચોતરફ
એની સુગન્ધથી જ વિસ્તરે છે!

જો તક મળે તો સૂરજ સામે ધૂળ ઉડાડવાનું
હું કદી ચૂકતો નથી
ફૂલને મન તો ધૂળ જાણે એનું કુળ હોય
એમ સાહજિક રીતે વર્તે છે!

મુક્ત થવાની પ્રક્રિયામાં જ
હું મારી જાતને કેદ કરી લઉં છું,
કહો! ફૂલને કદી કેદ બનેલું જોયું છે?
ફૂલદાનીમાંય એ મુક્તિનો શ્વાસ માણે છે!

વારતહેવારે, વિવિધ ઋતુમાં અને મિજાજમાં
હું મારા રંગ બદલતો રહું છું
ફૂલ એનો રંગ કદી છોડતું નથી, કદી
બદલતું નથી!

માણસજાતના અંશ રૂપે હું એનો પ્રતિનિધિ
હોવાનો હંમેશાં હુંકાર કરું છું
પ્રકૃતિનો ચૈત્ય આત્મા હોવા છતાં ફૂલ
એવો દાવો કદી કરતું નથી!

હું ફૂલને નમાવી શકું છું, અરે! તોડીય
શકું છું—
ફૂલ મને નમાવવાનો કે કરમાવવાનો
વિચાર સુધ્ધાં કરતું નથી!
ફૂલ એ કેવળ ફૂલ છે
હું પૂરો હુંય ક્યાં છું?!

હજી પણ □ વસંત બાપટ □ ધનવિદ્યા મહેતા

સાચું છે, હવે માણસો માણસને સીજવતા નથી
નવાં વિધાન-રજવાડાં નીચે નરબલિ આપ્યો નથી
ચંગીઝખાનનો તાજેતરમાં જ નિર્વંશ થયા પછી
એમ કતલ કરનાર પણ હવે કોઈ રહ્યો નથી.
એ પણ સાચું, શત્રુનું પણ જીવતું શરીર છોલતા નથી
એક એક તેનો અવયવ ઉવેખી નાખતું નથી કોઈ
કાયદેસર માર્ગે આંખો બંધ કરતા હશે
પણ આંખો ફોડતા નથી તપ્ત સળિયો અંદર ઘોંચીને
અઢી હજાર વર્ષો પછી આખરે બુદ્ધ વિજયી થયા
ઇસુનુંયે પુનરાગમન નજીક થયું છે
નોઆખલીમાં એકલા જ ફરનારા પેલા મહાત્માને
મરણોત્તર (ત્રીજો વર્ગ) વીરચક્ર આપ્યું છે.
હવે કોઈ શત્રુ નથી અને ક્વચિત હોય તોયે
સનદસર માર્ગે જ અમે તેનો કાંટો કાઢીએ છીએ.
એક જ મહાસંકટ છે...અથવા તેનો સંભવ કહો....
હજી પણ કેદખાનામાં દેવકીનો આઠમો ઊછરે છે!

□ પ્રાણજીવન મહેતા

કોરી કાગળ ટીલી કપાળમાં છે ચોડી
ખખડી ગયેલી ભીંતે ખાલી ખીલી ખોડી

પાંપણુ ઉપર ઊભી ઊંચી એક હવેલી
જોઉં છતમાં મારી બન્ને આંખ મઢેલી

છામાં છીંડાં જાણે ચાંદો–સૂરજ રમતા
ને ભોંય પર અમે તો કાણી કોડી શ ભમતા

પગથારે બેઠા છે શબ્દો હાથ પસારી
ઢગલા મોઢે માંહે કોણે રાખ ભંડારી

છાંયો પ્રવેશે ઘરમાં પડછાયો એને પોંખે
માણસ બેઠો ખૂણે સપનાં ત્રાજવે જોખે

ક્ષણુ ઊંબર અટવાતી ઊભી, માથે ઘડૂલો
આંગળ ટકોરે આવે અવાજ સમૂળો લૂલો

સાથળ ડંખી ભમરી ને ઘેઘૂર ઘેન ચઢયું
હથેળી ખંજવાળતાં હાથે પોલાણુ ફળ્યું

સાંકળમાં લટકાવી પંડ પોથી ને પારણું
કાટ-કિચૂડ ઉખેડતાં ઉઘાડું હવે બારણું.

બારી □ જગદીશ ત્રિવેદી

છે કોણુ આમ રહ્યું તાકી ક્ષણે ક્ષણે આ
આકાશની અર્ધ ઉઘાડી શી બારીએથી !

જોવા કરું નજર ઊંચી જરીક ચહેરો-
છુપાઈ જાય, રહી જાય જ ખાલી બારી !

## એક સવારે ☐ હર્ષદ ચંદારાણા

ખિસકોલીની ગલીપચીથી જાગી ગયું છે ઝાડ
કલરવ નીચે ન્હાતું લઈને પાંદડાની આડ

કોશ નીકળ્યો બા'રો ધડધડ ધોરિયાની નાડ
ખેતર આંખો ખોલે ખોલી શિંગોની કૈં ફાડ

ચાડિયો તો ધ્રૂજે લાગી ઠંડી હાડોહાડ
અંધારું તો પેઠું જોઈ જંગલ જેવી વાડ

વાદળ, સૂરજ—કોણ કોને કરી રહ્યું છે લાડ
ઝરણાંની ઝાંઝર પ્હેરી કથક કરે છે પ્હાડ

પવન છોકરો નટખટ ખેંચે ધુમ્મસનો ઓછાડ
ખીણ તોય ના જાગે જાણે ઘોરતો ભરવાડ!

## વાઇસરોય (નઝમ) ☐ લલિત ત્રિવેદી

રકતને સળગાવે તેવુ કોણ હોય?
કોના સરમાં આવે છે એ વાઇસરોય?

કાપેલાં થાનેલે તરફડતાં શિશુ,
કોણે ધવડાવ્યાં છે કોમી રંગને?

આપણાં ઘર થૈ ગયાં છે તાપણાં,
ખૂન લથબથ હાથને તાપે છે કોણ?

કાંઠા પર ઘૂમે છે આ તરસ્યાં વરુ
શ્હેર છે કે છે આ લોહીની નદી?

આ મરેલું લોહી કોનું છે લલિત?
આ છે કબ્રસ્તાન કે સમશાન છે?

(સ્મરણ :
કફન ઓઢી નગર ઊંઘી ગયું છે.
હું જાગું છું ને ઢંઢોળ્યા કરું છું.
—આદિલ મન્સુરી)

નિષ્ફળ □ શ્રીકાંત વર્મા □ તુષાર ગાલા

કોઈ પણ અજવાળાના નાનકડા પિંડમાં
જઈને મોં ધોવાની
ખોજ—
રોજ રોજ !

કોઈ પણ રસ્તા પર જઈ ભીડ કે પાનખરમાં
મારા કૈંક હોવાપણાની
ખોજ—
રોજ રોજ !

મારા યુગની એક અપ્રિય દુનિયામાં
મારા પ્રિય ખૂણાની
ખોજ—
રોજ રોજ !

દુશ્મન—૧ □ શ્રીકાંત વર્મા □ તુષાર ગાલા

એ મારો દુશ્મન છે ! એ નહીં
જે મારા જેવો નથી લાગતો... એ જે
મારા જેવો જ લાગે છે.

એ જાણે એમ આવતો હોય જગતમાં
જાણે કોઈ સમારંભ હોય !

એ મારો દુશ્મન છે ! એ નહીં
જે મને નથી ઓળખતો. એ જ જે
ઓળખે છે.

એ આમ જ છોડી જાય છે દુનિયાઃ
જાણે કોઈ સભા હતી.

## પિંડ–પંડ–પ્રપંચ □ પ્રાણજીવન મહેતા □ પ્રાણજીવન મહેતા

ગર્ભાશયમાં ગરણુ બેઠું
પ્રસવ-પીડા પડયો પીતું

ગળથૂથીમાં ખાધો ગોળ
દુનિયા ડાબે અંગૂઠે ડહોળ

ઝાકળ જેવું પ્રગટયું પોત
સૂરજવંશી માંગતો લોટ

દીકરાં વીણી ઠકરાત કરો
પંડ–છાયાને આયનો ધરો

પીપળ ડાળે લટકે પીડા
છાંયા હેઠે કર તું ક્રીડા

ડામાડોળ છે આ દરિયો
શોધો કોઈ કૂવો બમ્મરિયો

હાથ કમંડળ ને કાન કુંડળ
આમ માણસ સળંગ વ્યંઢળ

પંડ પ્રપંચ ને પિંડ ખવાસ
ફૂટયું ફાનસ શોધતાં ઉજાસ

જન્મારાનો જય જય થાઓ
બાકી થવાનું હો તે થાઓ

જોતાં ઊભા અહીં અજનબી–
આઠ કોઠાની આ અજાયબી

## ગઝલ □ મેઘબિન્દુ

પ્રેમ કેરા માર્ગનાં કપરાં ચઢાણ છે
જિંદગીમાં એટલે તો ખેંચતાણ છે

પાર હું કયાંથી કરું દરિયા સંબંધના
ભાગ્યમાં મળ્યું મને તૂટેલું વહાણ છે

માર્ગદર્શક છે સદા મારા જીવનની એ
માનું છું એટલે સદા મૂર્તિમાં પ્રાણ છે

સોગંદ લઈને એટલે સૌ બોલતા રહ્યા
આ જગે તો સત્યનું સોગંદ પ્રમાણ છે

આયનો જોયા પછી આજે અનુભવ્યું
સાંભળ્યાં છે એ બધાં ખોટાં વખાણ છે.

પાંચ—સાત પટેલિયાનું સંવાદગીત ☐ લાલજી કાનપરિયા

ગામની વચાળે એક ચોરો ને ચોરામાં પાંચ-સાત પટેલિયા ભેગા મળે
માથાની પાઘડી જેવી જ અટપટ્ટી આડીઅવળી કોઈ વાતે વળે:

‘ઓણ સાલ ખેતરમાં મોલાતને બદલે
ઊગ્યાં છે નકરાં પતંગિયાં.’
‘ઘાસભરી સીમ જોઈ ગાણું ન ફૂટે તો
ધિક્ છે જીવતર છગનિયા!’

‘ગણીએ તો જીવતરમાં એક-બે મેળા ને ચાર-પાંચ તહેવારનો સરવાળો નીકળે’
ગામની વચાળે એક ચોરો ને ચોરામાં પાંચ-સાત પટેલિયા ભેગા મળે.

‘બાજરીના ખેતરમાં હિલ્લોળા લિયે છે
દીકરીના લગનનો માંડવો.’
‘મોસમ તો એક અને કામનાઓ પાંચ
જાણે આપણે તો નરદમ પાંડવો!’

‘આપણું તો ખોરડું વાટકીનું શિરામણ આપણને મોકળાશ ક્યાંથી ફળે?’
ગામની વચાળે એક ચોરો ને ચોરામાં પાંચ-સાત પટેલિયા ભેગા મળે.

જોડાણ ☐ ઉશનસ્

માન ન માન,
પણ સાગર જેવડી પાણીની ટાંકી ક્યાંક છે,
ભલે ને અગોચર થાય એટલા ઊંચાણે
પણ ક્યાંક છે ખરી;
આપણી આ આંખોની ઊંચાઈ સુધી,
છેક પાંપણોના ઢાંકણ સુધી,
એની નળીઓનું સીધું જોડાણ
ભલે ને ભૂગર્ભમાં ને ધૂળથી ઢાંકેલું
પણ છે ખરું ક્યાંક, ચોક્કસ.
અમથુંય કો'ક એને સ્પર્શે છે, હલાવે છે જરાક કે
તરત છલકાઈ ઊઠે છે;
તે કંઈ એ વિના જ, વગર કારણે જ?

## સિસૃક્ષા ☐ વિનોદ જોશી

(માલીની)

નખ સતત વલૂરે જીર્ણ કંગાળ ભાષા,
પચક ખરજવામાં ખદ્ખદે કારયિત્રી;
ચવડ હવડ સ્વપ્નો લેખનીથી ઝળૂંબી,
શરમ વગર કોરા કાગળે શાહી થૂંકે.

રખડભટક-તી ભુરી બાધી કલ્પનાઓ,
અધવચ હડફેટે આવતી એકધારી;
સ્ખલનજનિત શબ્દો ચીકણો સ્રાવ સૂંઘી,
લપલપ જીભડીથી ગોબરા અર્થ ચાટે.

કરવટ લઈ ફૂડી વ્યંજના થાય બેઠી,
પલકભર ધુણાવે સામટાં ગાત્ર રાંટાં;
ભરભરભર ભૂકો થાય આયાસપૂર્ણ,
ઠરડમરડ ખાંગા ખોંચરા અક્ષરોનો.

શિથિલ પણછ તીણાં તીર તાકી શકે ના,
મિથુનવિવશ ક્રૌંચી ચીસ પાડી શકે ના?

## માળો ☐ જગદીશ ત્રિવેદી

કુંજ કુંજ
વૃક્ષ વૃક્ષ
ડાળ ડાળ
માળો શોધું છું પંખીનો
પાંખ વીંઝીને જેણે
અસંખ્ય
ખેરવી મૂક્યાં રંગરંગીન પિચ્છ-
એ પંખીરાજના નીડ
કઈ કુંજે?
કયા વૃક્ષે?
કઈ ડાળે?

## અંતિમ ઇચ્છા ☐ ભરત ચતવાણી

મારી અંતિમ
ઇચ્છા છે
મારું મૌન
સાંભળવાની.

કોણ આ બોલ્યું ? ☐ નલિન રાવળ

નારંગી કિરણો ધોધે વર્ષતાં વનની પરે;
વૃક્ષનાં પર્ણે પર્ણે પંખીના ટહુકા તરે;
મોરની ગ્હેંકની ટોચે તોળાયા નભની તળે
એકાકી ટહેલતો જોતો ઝગંતી ક્ષિતિજો ફરે.
ઝગંતી ક્ષિતિજો ફરે
પગલાં માંડતો આવ્યો મ્હેકથી જ્યાં ભર્યાં ભર્યાં
છવાયાં તૃણથી ગાઢ મેદાનો તૃણથી નર્યાં
હિલોળા પવને લેઈ મેદાનો તૃણનાં
ધીરે સારંગી સૂરમાં કહેતા—
અહીંયા
તૃણનાં મૂળે પોઢયાં
નગરો કૈં માનવો ભર્યાં.
સ્તબ્ધ હું
કોણ આ બોલ્યું ?–
ધીરે ધીરે
કોનો આ પડઘો મારે અંતરે પડતો રહે—
'તુંયે
તુંયે તે તૃણનાં મૂળે પોઢશે તૃણનાં મૂળે'.

ગણતરી ☐ ભરત ચતવાણી

તારા અને મારા
વચ્ચે થયેલી
વાતોનો સરવાળો
અને ન થયેલી
વાતોની બાદબાકીનો
જવાબ એટલે
આપણા બંને
વચ્ચેનો પ્રેમ.

☐ વિજય પટેલ

આકાશમાંનું
મેઘધનુષ
એકાએક થંભી ગયું
સ્ટુડિઓ સામે—
કેમેરાની પ્રતીક્ષામાં.... !

ગઝલ ☐ પ્રવીણકુમાર રાઠોડ

સાદ કરો સામનેથી સાદ આવશે
ચોમાસું નહીં હોય ને વરસાદ આવશે.

મારી જીવનકથાનો એ હિસ્સો નહીં ગમે
મારી જ સાથે મારો જ્યાં સંવાદ આવશે.

ક્યારેક દેખીતી રીતે કારણ વિનાયે પણ
અંતરના ઊંડા સ્તર થકી આહ્લાદ આવશે.

પૂરી ન થાય, થાય કે અરધી રહે છતાં
આરંભ સફરનો સદયે યાદ આવશે.

વીરડામાં જેમ પ્હેલાં ડહોળું જળ પ્રગટ થતું
એવી જ રીતે શક્ય છે વિષાદ આવશે.

એવી દશાને પામવા જીવી રહ્યો છું હું
વિદ્યુત શો મારા મહીં ઉન્માદ આવશે.

આ રસ્તો ☐ ઇંદિરા સંત ☐ જયા મહેતા

ચચા વિનોદ ઠઠ્ઠા મશ્કરી ગપ્પાંસપ્પાંનો
રમતગમતનો રસ્તો પાછળ મૂકીને
આ રસ્તે....ક્યારે વળી તે ખબર જ ન રહી.

આ રસ્તો મુગ્ધ ઊંચા ઘાસનો ઊંચા અલિપ્ત
આકાશનો. ઘનગાઢ મૌનનો. નિઃશબ્દનો
આ રસ્તા પર મારા શબ્દોનાં ટોળાં ઊડી ગયાં....
પગલાં હળવાં થયાં

સિતારના દ્રુત લયના પડઘા જેવાં તે
હવે જલદી જલદી પડવા માંડશે....
તે ઊછળતા મૌનકલ્લોલમાં તણખા પર
હાથ ક્યારે ટેકાયો એની ખબર પણ નહીં પડે.

## શાપિત ▢ ઇંદિરા સંત ▢ જયા મહેતા

ચાર ભીંતોનું ઘર. ઘરને ચાર બારીઓ.
બે બારણાં. પણ બહાર નીકળી શકાતું નથી.
બારણાં પાસે જઈએ કે ઊંબરો વધતો વધતો
બારસાખ સુધી જાય છે.

તો પછી શું કરવું? આ ઘસ. તે લૂછ.
આ ગોઠવ, તે બદલ. આ કર. તે કર. એનો
કંટાળો આવે કે
આ બારીથી તે બારી સુધી. એક સામે
નાનકડું ફેણુસવૃક્ષ.
એમ સામે તારોનું જાળું. તાર પર ટીપાં. પક્ષી.
એક સામે પાડોશીનો સંસાર.

આનાથીયે આંખો કંટાળે એટલે આંટા માર્યા કરવાના
આ ભીંતથી પેલી ભીંત સુધી.
સીધી લીટીમાં. ચોરસ આકૃતિમાં. કર્ણ-રેખા પર.

—થયું કે આ એક શાપિત રાજકન્યાની
વાત થશે. ક્યારેક રાજકુમાર આવશે
તેને છોડાવશે. પણ કેટલાંયે ચોમાસાં
વીતી ગયાં તોયે
ઘોડાના ડાબડા ક્યારેય સંભળાતા નથી.
રાજકન્યા ઊંઘી પણ જતી નથી.

ધીરે ધીરે
બારીઓ નાશ પામે છે. ભીંતો ચાલી જાય છે.
પણ આંટા તો ચાલુ જ રહે છે. સીધી લીટીમાં.
ચોરસ આકૃતિમાં. કર્ણ-રેખા પર.



Thom Gunn

## સેલ્યુલોઈડના ઝળહળાટમાં □ ભાનુશંકર વ્યાસ

(ગાંધી ફિલ્મની યાદમાં)

આંસુભીની યાદ, અતલની આંધી,
વણપેટાવ્યા દીપ અનાગત વ્હોરે,
અમાસનો દરિયો વડવાને તોરે,
લહર લહર નોખેરા લય દે સાંધી!

અઢળક આંદોલનના ઠરતા
પરપોટા પવનોની ચાળણી ચાળે;
પરવાળાના પ્હાડથી ખરતા
મિહિરની ઝાંખપ ખીણોને અજવાળે.

કાવડ લઈ કિરણોની છાયા
તીરથનાં અંજળ છંદોમાં વણતી;
તલાશનાં પગલાંમાં અડવી માયા
જ્યોત વિહોણી દીવડીઓને ગણતી.

તરલ મુલાયમ હળુ હળુ ખરતાં પર્ણો
સેર તૂટતાં તરતાં નીચે ફોરાં;
ચીખઢબૂર્યાં સપનાંનાં દિલ કોરાં,
—ક્યાં જઈ ઠરશે સતનાં કોમલ ચરણો?

## આત્મકથા □ ઈલાઈ મેનડલ □ નીના રાંમૈયા

રોજ રાત્રે હું સપનામાં જાગીને
જોઉં છું તો મળે છે કોઈક બીજાએ
લખીને પ્રગટ કરેલી
મારી આત્મકથા
મારા પોતાના જ અવાજમાં ટેપ થયેલી
હું ક્યારેય નહીં બોલેલો તે શબ્દોમાં.

બોલ મા ! ☐ એ. એચ. ક્લાઉ ☐ મકરન્દ દવે

બોલ મા, જંગથી કાંઈ વળતું નથી,
    ઘાવ ઘમસાણ છે સાવ એળે
જાલિમો તો હજી એટલા જોરમાં
    કાંઈ બદલાય નહીં, કોઈ વેળે.

આશનાં ઝાંઝવાં છેતરે તો અહીં
બીક પણ હોય જૂઠા તરંગો,
ત્યાં ધુમાડે હજી શત્રુભંગાણ પર
ભેરુઓ હોય દેતા છતંગો !
    ખેડતા હોય રણક્ષેત્ર તારા વિના,
    તું અહીં વલવલાટો ઉખેળે.

ઉછળી ઉછળી ખડક પર ઢળી પડે,
લાખ મોજાં તણો વ્યર્થ મારો,
કાળમીંઢી શિલાઓ તણે કાળજે
એક તસુયે ન પામે ઉતારો
    ભરતીના લોઢ પણ ક્યાંક પોલાણમાં
    આકતા માર્ગ ચૂપચાપ મેળે.

સૂર્ય ઊગે અને માત્ર શું કોઈ દી'
ઉગમણી બારીઓને ઉજાળે ?
ધીર, અતિ ધીર પગલે, ભલે સામને
ઊગતા સૂર્યને નેત્ર ભાળે,
    આંખ તો પશ્ચિમે કાંક માંડી જુઓ
    મુલક આખો શું મબલખ ઝળેળે !

આશા ☐ હસમુખ દવે

કોઈ કૂતરો
લાળ પાડતો
ચાટી રહે હાડ સૂકાં,
તેમ આ આશા
વાસના કેરાં
ચાટી રહે હાડ સૂકાં !

## SAY NOT ☐ A. H. CLOUGH.

Say not, the struggle naught availeth,
  The labour and the wounds are vain,
The enemy faints not, nor faileth,
  And as things have been they remain.

If hopes were dupes, fears may be liars;
  It may be, in yon smoke concealed,
Your comrades chase e'en now the fliers,
  And, but for you, possess the field.

For while the tired waves, vainly breaking,
  Seem here no painful inch to gain,
Far back, through crecks, and inlets making,
  Comes silent, flooding in, the main.

And not by eastern windows only,
  When daylight comes, comes in the light,
In front, the sun clims slow, how slowly,
  But westward, look, the land is bright.

☐ સુરેશ દલાલ

આ તો છે કેવળ ઝાડની ડાળીઓ
નહીં બારણાં નહીં આગળા
રોકી શકે કેમ
ઝંઝાવાતને આવતા ?

## પરીક્ષિત ☐ ભાનુપ્રસાદ પંડયા

ઋષિના કંઠે
મૃત સર્પ આરોપ્યો ત્યારથી
અભિશિપ્ત છું હું.
મારા આ પ્રત્યેક ઉચ્છ્વાસના
સંભળાય પુત્કાર !
આ સંબંધો આસપાસ
પડયાં ગૂંચળાં વળી ધરાર.
તનુકાય નારી આવી આપે
દૃઢ આલિંગન ચૂડ
અને થથરી રહું !
રુષ્ટા એ જતી સરી
(ત્રિભંગ અંગનો કરી !)
શ્લથ પડી રહું શય્યા મહીં
બાજુમાં જ લંબાઈને પડેલી
મારી જ ભુજાને ભાળી છળી મરું !

પડદો પરો કરું
ખોલી નાખું વાતાયન,
પ્રવેશે ફૂંફવતો પવન !
(વન....ઋષિ....સર્પ....
ઓગળતો જાય દર્પ !)
અનિષ્ટ-નિવારણાર્થે
યોજ્યાં કંઈ સર્પસત્ર ?
(ના, જ્ઞાનસત્ર !)
પણ વ્યર્થ.
એ તો સરકતો આવે....અરે, અત્ર !
દ્વારે દ્વારે ફરે
દૃષ્ટિપાતોના સજાગ રક્ષક,
તોય ન નિવારી શકું
તને, તક્ષક !

## એક કાવ્ય ☐ નવનીત ઉપાધ્યાય

હું નવનીત ઉપાધ્યાય નહીં,
પણ
પથ્થર હોત તો
મને
સ્ટોન કેન્સર થયું હોત
ને
હું ક્યારનોય
ખરી પડયો હોત
શ્વાસની ઈમારતમાંથી....

## નિરાશા ☐ હસમુખ દવે

સીલિંગ ફેનના આધારે
લટકતી લાશના
ફાટી ગયેલા ડોળામાંથી
ફૂટેલા લોહીના ટશિયા
અને લબડી પડેલી જીભમાંથી
વહી રહેલી લાળની ધારા
એ જ નિરાશા ! ?

બે ગ્રીષ્મ-કાવ્યો ▢ જયન્ત પાઠક

૧. ખરા બપોરે

ખરા બપોરે સૂરજ વરસે ગગનભરીને તડકો
મોટે ફોરે મુશળધારે ગઈ ગોબાઈ સડકો;
તડકાના ધગધગ રેલામાં શેકાતી છાયાઓ
છળતી છલકાતી મલકાતી મૃગજળની માયાઓ;
આંખો મીંચી લથપથ ઊભાં મકાન ઝડીઓ ઝીલી
પડ્યું પવનનું પંખી હાંફે પલળી પાંખે ઢીલી;
નગર વચોવચ રમણુ ચડયાં શાં પીળી નદીનાં પાણી
રડયાંખડયાં વાહન ને પગલાં જાય લોકનાં તાણી!
દશે દિશાની ચઢી રેલમાં ડૂબી નગરની વસ્તી
ભડકે બળતી એકલ હોડી શી હૈયાની હસ્તી.

૨. ગ્રીષ્મ આતપજાળ

ફંગોળીને હરિત-નીલ વસ્ત્રો પડી ચત્તીપાટ
ભૂમિ, અંગો શિથિલ પરસેવે પીળા રેબઝેબ
મૂગું મૂગું ગગન ઢળતું મોકળાં મૂકી ગાત
ના ટહુકો, ના ફડફડ-બધે વિસ્તર્યો ખેદ ખેદ;
આ બાજુ આ વન પરણુ ખંખેરી પીળાં ઉઘાડું,
આ બાજુ આ બીડ ફરકતું ના તૃણુ એક શુષ્ક
આ રેતીનો ધવલ પટ પ્હોળો-નદી ખુશ્ક ખુશ્ક
ચીલાઓમાં નવ ખખડતું કોઈ ખાલીય ગાડું.
નાખી જાણે મજબૂત મહાજાળ હો પારધિએ
લાંબી-પ્હોળી ચસતી તડકાની ધરાવ્યોમ વ્યાપી
લીધા પાશે જીવ સકલ બેબાકળી આંખડીએ
ભાળે, શોચે કઈ જુગતીથી જાળ આ જાય કાપી—
ત્યાં સંધ્યાના દરથી નીકળે તારલા-દાંત ખ્હાર
ઊડી રહેતી શીતલ પવને જાળ શી તાર તાર!

ગઝલ Cerebral haemorrhage ની ☐ ચન્દ્રકાન્ત દરૂાણી

Cerebrum –માં લોહી આ રેલાઈ જાશે કો'ક દિ'
જિન્દગીનુ સ્વપ્ન સમેટાઈ જાશે કો'ક દિ'
મીંચાશે આંખ આખરી અશ્રુ દડી જશે
છેલ્લી મૂડી એ રીતે વપરાઈ જાશે કો'ક દિ'
દોસ્ત, મારા લોહીના દબાણ વિશે પૂછ મા
ઘરથી છેક કબર લગ ફેલાઈ જાશે કો'ક દિ'
છપાક દઈને શ્વાસનાં કપોત શ્વેત ઊડશે
શબ્દ એનાં મૌનમાં સમાઈ જાશે કો'ક દિ'
સેતુ મોરપિચ્છના તારા નગરની સરહદે
મારી દિશાને દોરતા રચાઈ જાશે કો'ક દિ'
ચન્દ્રકાન્ત નામનો દરિયો હતો તે કયાં ગયો?
પોરબન્દર નગરથી પુછાઈ જાશે કો'ક દિ'

ભોરીંગડામાં સાંજ ☐ પાર્થ મહાબાહુ

નાળિયેરીનાં પાંદમાં
સૂરજ લબડે.
આખી વડડાળ જૂલે
થઈને
ખિસકોલીની પાની.
કેડી પરથી
લપસી પડે ચીલો
ગામ ભણી કીચૂડ... કીચૂડ ...

સીમનો થાક
તળાવને કાંઠેથી
ઊંધે માથે
ન્હાતો ન્હાતો જાય.
ને પછી
થોડી વારમાં જ
નાળિયેરી પરથી
સૂરજ ખરી પડે.

## ક્યાં છે? ☐ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

હવાઓ તેજ હો કે મંદ, લીલું પાંદડું ક્યાં છે?
કે આ આંખોના સહરામાં કોઈ સ્વપ્નું બચ્યું ક્યાં છે?

બહુ પીળા પડેલા પત્ર તો છે પેટકી બાંધ્યા;
બની કાસદ જે આવ્યું'તું ધવલ પારેવડું ક્યાં છે?

નિબિડ રાત્રિના ભુગદ્દામાં સદી ચાલે છે સદીઓથી;
ક્ષણો ક્યાં? પૂર્વ ક્યાં? આકાશ ક્યાં? મોંસૂઝણું ક્યાં છે?

અકારણ શ્વાસના આવાગમન-ની ઔપચારિકતા;
હવે લોહી નીગળતા ફેફસે હોવાપણું ક્યાં છે?

ગણું છું સાવ સુક્કા ઘાસની સળીઓ અનાદિથી;
ઉગાડે શ્વાસનાં શેતૂર એવું માવઠું ક્યાં છે?

હવે ભૂલી જવાય છે સરુવનના બધા રસ્તા;
પવનમાં વાંસળીના સૂરનું સંભારણું ક્યાં છે?

કલમ કાગળ, ગઝલ, ચશ્માં અને તડકાભરી બારી;
પડયું રહેશે બધું અહીંનું અહીં, કંઈ આપણું ક્યાં છે?

## માનવી ☐ 'અગમ' પાલનપુરી

(ગઝલ)

તીક્ષ્ણ કીલાં લાડ જેવા માનવી;
થોરિયાની વાડ જેવા માનવી!

ઠેર ત્યાંના ત્યાં જ ઊભા છે હજી
સાવ જિદ્દી આડ જેવા માનવી!

રિક્ત અવકાશે અટૂલા–એકલા
ઉચ્ચ સૂના તાડ જેવા માનવી!

સાવ અવળા ખળભળે વ્હેતા જળે,
સખ્ત દિલના પ્હાડ જેવા માનવી!

સ્વર્ગ-સક્ષમ દિલ ઉઘાડી જોઉં, ત્યાં
નર્ક-ધીંગી ધાડ જેવા માનવી!

એક ચપટીએ જ ફૂંકી દઉં 'અગમ'
ધૂળધાણી હાડ જેવા માનવી!

## મિસ્ટર એફ. સી. જ્હોન વ્હાઈટની કથા ☐ રમેશ પારેખ

કાગળિયાના ડૂચા લગભગ બીજી જૂને વાગ્યા'તા
ત્રીજી જૂને ડૂમા ચડયા ને છઠ્ઠી જૂને જાગ્યા'તા
૧૯૪૪ .... .... .... .... ...આ ૧૯૮૪
ઉજાગરામાં ગાળ્યાં, એમ જ ૧૯૮૫?
'૮૫ ને શું? એ કાલે '૯૫ થઈ જાશે
કિન્તુ મિસ્તર જ્હોન વ્હાઈટના ગાણાનું શું થાશે?
ખરું પૂછો તો જ્હોન વ્હાઈટની નાભિ છે રઘવાઈ
નાભિમાં સખડે તે ગાણું વિઝયુલાઈઝ ના થાય
અંગ્રેજીમાં છીંકો આવે, ગુજરાતીમાં આંસુ
જાપાનીમાં છીબું સપનું રોજ ત્રાટકે ત્રાંસું
જ્હોન વ્હાઈટના આદિવાસી માથામાં નહીં ભાષા
ભાષામાં માથું વાવીને લણવા જાય પતાસાં
ખેતીનાં ઓજારોમાં એક મન ને બીજો જીવ
ધમનીઓ પર ચાસ પાડતા જ્હોન વ્હાઈટ એક્ટિવ
જ્હોન વ્હાઈટ ને કાગળના છે એક જ કોમન મામા
બન્ને ચીજો ભાર વહે છે અક્ષરનો પોતામાં
જ્હોન વ્હાઈટ તથા કાગળ (સ્નો વ્હાઈટ)ને છે શાપ
બેઉ થશે ભેળા તો ફાટી નીકળશે સંતાપ
જ્હોન વ્હાઇટને શાપ એકદા – ઉર્ફે બીજી જૂને
ગળી ગયો પણ ખબર પડી નહીં કોઈ જ્ઞાનતંતુને
બીજી જૂને કાગળિયાને અડતાંવેંત જ ડૂચો
ધરતીના ગોળેથી નીચે દડી જ્હોનની મૂછો
ત્રીજી જૂને ડૂમો આંખના ગોળા વચ્ચે થયો
ટીપે ટીપે વીછેલ દરિયો સાવ વસૂકી ગયો
છઠ્ઠી જૂને ડૂચો ડૂચો એ બી સી ડી પોતે
કાગળના સ્નો-વ્હાઈટપણામાં જ્હોન વ્હાઈટને ગોતે

એક અમસ્થી છોકરી, નામ—સલોની શાહ
ઊજવે હર અઠવાડિયે આંસુનું સપ્તાહ



કરડયું એના કેશને ગુલાબનું ફૂલ એક
ઝેર ચડયું ફૂંફાડતું સ્તનની ટોચે છેક
પોતાના સ્તનમાં મરી ગઈ છોકરી ઈ
તેમાંથી પ્રકટી ઊઠી તે જ ક્ષણે એક સ્ત્રી
('જનસત્તા', 'જયહિન્દ' કે 'જન્મભૂમિ', 'સંદેશ'
માં આ ઘટનાનો નહીં, એકે હરફ, રમેશ!)
સ્ત્રી-છુટ્ટી ને આગના મંત્ર સમી ખૂંખાર
ફેણ ચડાવી નીસરી કાયામાંથી બ્હાર
તરસ ભભૂકે ફેણથી મનના છેડા લગ્ગ
ફેણ ઉપર વય ઝળહળે જેમ દીવા પર અગ્ગ
ચારપગાં મૃગજળ મહીં સ્ત્રીએ બોળ્યાં મન
મનને મૃગજળ પી ગયાં તેનાં શાં વર્ણન?
પાન મરે, ડાળી મરે, મરે વૃક્ષ ને બી
મરી ગઈ એવી રીતે મૃગજળબોટી સ્ત્રી
('સમકાલીન', 'ફૂલછાબ' નહીં 'દૂરદર્શન' પણ ચૂપ?
વાહ, આલમ અખબારની! વાહ, તમારા સ્કૂપ!)



પોતાનાં બબ્બે મડાંઓને અગ્નિદાહ
દઈને ઘરની બારીએ ખડી સલોની શાહ



એક અમસ્થી છોકરી, નામ – સલોની શાહ
ઊજવે હર અઠવાડિયે આંસુનું સપ્તાહ.

ચર્ચગેટની ટ્રેનો ખરછટ: બૂંધી ☐ રમેશ પારેખ

ઘસે અહર્નિશ ટ્રેનો
ટ્રેનો ચર્ચગેટની....

ભરચક, કર્કશ, ખરછટ, બૂંધી
નકરી અંધાધૂંધી

ટ્રેનો ચર્ચગેટની
જાણે નીકળ્યા
પચરંગી લોકોને ચરવા
ગજવેલી તોખારો

ટ્રેનો ચર્ચગેટની
જિન્સધારિણી
ઠીઠી હસતી
મારકણાં સ્તનમન સુંઘાડી
બોયફ્રેન્ડઝ કમ કાચા પાકા જિજ્ઞાસુ પર
ધાડ પાડતી મહાલક્ષ્મીઓ ઉર્ફે–

ટ્રેનો ચર્ચગેટની
બિયર સીંચી ફૂણી મુછો ઉછેરતા
ને બાથરૂમમાં નીકર કાઢતાં લજવાતા
ને માઢાને પોકાર પાડતી વયમાં વહેતા
પ્રિ-મજનુઓ ઉર્ફે –

ટ્રેનો ચર્ચગેટની
ટિફિનમાંથી બીમાર ઘરવખરીની સાથે
પોસ્ટરમાં સૂતેલી ખુલ્લી અભિનેત્રીની જંઘાઓના
ભરી સબડકા
સાંજ પાડવા નીકળેલા સંતોની યાત્રા ઉર્ફે–

ટ્રેનો ચર્ચગેટની
ધોતીમાંથી સોંસરવી ફૂલાની ચરબી
મસળી મસળી એકબીજાને ભટકાડીને
ગિરદીનો આહ્‌લાદ માણતા
લિયા-દિયાળા ઉર્ફે-

મલમલના બ્લાઉઝમાં ચીમળાયેલી વય ઠાંસી
ચીપી ચીપી ઓળેલું માથું પહેરી નીકળેલાં
ફિલ્મી મમ્મી જેવાં બૈરાં ઉર્ફે-

પેન્શન, ઈશ્વર, સગપણ, ઔષધ ઇત્યાદિને
મરણચૂડમાં ભીડી લઈને
છાપામાંથી રોજ સવારે દિવસ પીતા
પૃથ્વીના ગોળા પરથી
ગબડી પડવાની અણી સુધી પહોંચેલા બુઢ્ઢા ઉર્ફે-

ટ્રેનો ચર્ચગેટની....
ધસે અહર્નિશ....

કવિઓના
બ્રાન્ડી ને શબ્દોથી ગંધાતાં મોં સોંસરવી
ફાઈવ સ્ટાર હોટલ સોંસરવી
ઝૂંપડપટ્ટી ને સ્કાઇસ્ક્રેપર સોંસરવી
સ્તન સોંસરવી મન સોંસરવી
નીકળી જાતી
મૃત માછલીની જંગી મનવારો જેવી
ભૂરાંટધાંધી ટ્રેનો
ધસમસ ચર્ચગેટની
ચર્ચગેટની તરફ ભાગતી

બધા જ પાટે
બધી દિશામાં

બધી જ ટ્રેનો ચર્ચગેટ પર ભાગે.
(બધી ટ્રેન પાછળ હડકાઈ લાઈફ પડી છે?)



મને કહો કે ચર્ચગેટ એ શું છે?
તીરથ છે શું તિશ્નાલબનું?
સખનું?
હા-હા.
ચર્ચગેટ છે એક
છતાંયે સૌનાં ચર્ચગેટોને ગજવે ઘાલીને
ઊભું છે મીંઢું
ઈસ્પાતી મૂળિયાંઓને
વીરાર-વસઈની ઝૂંપડમાં જન્મેલા તાજાં
બચ્ચાંઓની નાળ સુધી પ્રસરાવી....

ઓહહો!
ચર્ચગેટ તો
નકલી વીસમી સદી પહેરીને ઊભેલી ડોસી
જે પોતાનું ફળિયું વાળીવાળી
વધેરાઈ ચૂકેલાં શ્રીફળનાં છિલકાં જેવાં લોકોને
સૂપડી ભરી
ટ્રેનમાં ઠલવે
ઉફ્ફ
પાછી ફરતી ટ્રેન હોય છે
માલગાડીઓ...

માલ ઊતરે ચડે
ઊતરે સ્ટેશન સ્ટેશન
માલ ઊતરે ચડે
ઊતરે સ્ટેશન સ્ટેશન

સ્ટેશન સ્ટેશન
અચૂક કાયમ
એક્ઝિટના દરવાજે
કાળા યુનિફોર્મમાં
અબનૂસ જેવો
બળેલ ચહેરાવાળો
ખૂંધો
ચૂપચાપ ઊભેલ હોય છે
ડિલિવરી લેનાર અડાબૂડ
ડરામણો એક જણ....

☐ જયા મહેતા

કયાં સુધી આવ્યા કરશે
મારી પાછળ
આ મારાં પગલાં ?

ક્યું સુધી ખૂટશે નહીં
સામે દેખાયા કરતો
આ રસ્તો ?

ઘડિયાળના બે કાંટા જો
ક્ષણ એક થઈ જાય સ્થિર
હું ખસી જાઉં
દૂર
આ મારો પીછો કરતાં
પગલાંથી
હું નીકળી જાઉં
બહાર
આ રસ્તાના બે
છેડાની
પછી તો
ન પગલાં ન રસ્તો....

☐ જયા મહેતા

મૌનનું ગીત ગાતી
ઘડીક
જંપી ગયેલી ધરતી પરથી
અચાનક ઊઠે છે
ચકરાતું વમળાતું વંટોળિયાનું ધુમ્મસ
ધૂળિયું ધસે છે દિશાહીન
ફંગોળાતું ખરેલા સુક્કા પર્ણ જેમ
ચીસે છે જોરશોરથી
ભૂરાયેલા છોકરા જેમ
તોડી ફોડી ભાંગી પાડી
આવે જે હડફેટે
હાંફી હારી થાકી થાય
સુસ્ત
ધીરે ધીરે
મન મારું
થાય શાંત ધીરે ધીરે

રૂપાળો રાગ ☐ પ્રફુલ્લ પંડ્યા

રહી રહી એક રાગ બજે રૂપાળો
મનના સૂના ઘાટ ઉપરથી પસાર થાતા પ્રીતમને કોઈ
સાથ મળે હૂંફાળો............
રહી રહી એક રાગ બજે રૂપાળો...........
રંગ રંગના રાગ પ્રદેશે પાનેતરના અજવાસોમાં
કોઈ મ્હેકતું ચાલે...........
કોઈ મ્હેકતું ચાલે એની સાથે મન પણ મ્હાલે
મ્હાલે મન મારું બહુ મ્હાલે...........
મલકી મલકી છલકી જાતો અલગારી કોઈ આળો
રહી રહીને બજ્યા કરંતો રાગ કોઈ રૂપાળો...........
રાગ બજંતા પડછાયામાં છલકયાં મારાં સપનાં
એના Scene હવે સમજાવું
એક મંચ પર તળાવ લાવી એને કાંઠે બેસાડીને
ગીત તને સંભળાવું...........
અને પછી તો પડદો પડતાં Once More ના ગગડાટોમાં
સમય બને સુંવાળો...........
રહી રહીને બજ્યા કરંતો રાગ કોઈ રૂપાળો...........

☐ નૂતન જાની

તારા સહવાસમાં જિવાતી ક્ષણો
ગુલમહોર થઈને ખીલી ઊઠે છે
અને એમાં
સતત મહેકયા કરે છે
મારો શ્વાસ
ને
તારા ગયા પછી
મારી આંખમાં પાનખર ઝરે છે.

☐ જયા મહેતા

હવાએ દિશા બદલી, ગતિ બદલી
સસલા જેવા સમુદ્રે રંગ બદલ્યો, આંખ લાલ કરી
યુદ્ધના ભણકારા જેવો
વર્ષાના આગમનનો સંકેત
પછી વાવાઝોડું ધોધમાર
બધે ફરી વળ્યાં જળ
જળ જળ જળબંબાકાર....

આકાશવાણી : "૨૫ હજાર ડૂબ્યા
૪૦ હજાર લાપત્તા"

પશુ પંખી પ્રાણી કીટ
–નો કોણ કરે હિસાબ!
(અખબાર, રેડિયો, ટી. વી.?)
જળ જળ જળબંબાકાર...

કોણે કહ્યું જળ એટલે જીવન?
શબ્દકોશ ડૂબી ગયો હોત તો?

કાગળ ઉપર ગીત □ પ્રફુલ્લ પંડ્યા

કાગળ ઉપર અંધારું છે એમ કોઈ ના કહેશો
કારણ કાગળ ઉપર પ્રકટાવી આપું છું લ્યો આ દીવો....
હવે તમારા પડછાયાનું કરો જ્યોતથી જતન અને
બસ અજવાળું લઈ પૃથ્વી ઉપર બલ્બની માફક જીવો...
૪૦ વોલ્ટનું જીવવા માટે ૬૦ વોલ્ટથી વાત કરીને
૮૦ વોલ્ટનું શમણું લઈને પસાર કરવી રાત....
એમ અગર મ્હાલી શકશો તો જરૂર તમારા જીવનફળિયે
ઘટાદાર વૃક્ષો ઊગશે ને ઊગશે પારિજાત....
પારિજાતની માળા ગૂંથી સ્વયં વિભૂષિત થઈને
ફરતા દિવાનગીમાં મેં દીઠાં છે કૈંક આદમ ને ઈવો....
કાગળ ઉપર અંધારું છે એમ કોઈ ના કહેશો
કારણ કાગળ ઉપર પ્રકટાવી આપું છું લ્યો આ દીવો....
આદમ તારાં વહેતાં પાણી ઈવ કવિતા ગાતી રાણી
વચ્ચે વચ્ચે દોરો થઈને કોઈ પરોવે મોતી....
નવલખ મોતી હાર પહેરી ગીતોમાં ગુલતાન થયેલા એક
કવિની આંખ બિચારી સાવ અચાનક રોતી....
રોતી આંખો કાગળ ઉપર શબ્દોનાં વિમાન ઊડતાં
જોઈ ગઈ છે એટલે એને અર્થ વડે લ્યો સીવો....
કાગળ ઉપર અંધારું છે એમ કોઈ ના કહેશો
કારણ કાગળ ઉપર પ્રકટાવી આપું છું લ્યો આ દીવો....

---

–અમેરિકાવાસી બની ગયેલા કવિમિત્ર ચન્દ્રકાન્ત શાહ માટેની રચના

# નિસ્બત: કેફિયત અને કવિતા

'પ્રવેશ' અને 'ફિલાડેલ્ફીઆ' કરતાં કંઈક જુદી ભૂમિકા પરથી કવિતા લખાતી રહે એવી મારી સતત ઝંખના રહી છે. અને ત્યાં સુધી વિષય કે અભિવ્યક્તિનું પુનરાવર્તન ન થયા કરે એ વાત પર પણ મેં મારી રીતે ચોકીપહેરો ગોઠવવાના પ્રયત્નો કર્યા જ છે. આપણે સૌ જાણીએ છીએ કે કવિતાની બાબતમાં બધી જ વાત કવિના હાથમાં નથી હોતી... મારી જ એકવિધતામાંથી મને જ મુક્ત કરવા માટે, મેં ગીતો, થોડીક છંદોબદ્ધ રચનાઓ અને લખું છું એનાં કરતાં કંઈક મોટા ફલક પર અછાંદસ રચનાઓ રચવાનો પણ પ્રયત્ન કર્યો છે – સફળતા કે નિષ્ફળતાની ઝાઝી તમા કર્યા વિના. (પન્ના નાયક, નિવેદન –પૃ.૫)

હર કોઈ કવિ, જો તે પોતાની કવિતાપ્રવૃત્તિ પરત્વે ગંભીર હોય તો સર્જનની પ્રક્રિયાને કાવ્યપદાર્થ વિશે કૌતુક-કુતૂહલ સેવવાનો, એને વિશે વિચારવાનો, પોતાની શક્તિમતિરુચિ અનુસાર એને સમજવાનો ને પોતાને ખરું લાગ્યું તે કહેવાનો. કવિના કાવ્યસંબંધી વિચારમાં ઘણું ખરું તેનું લક્ષ્ય આદર્શ બની રહેલું હોઈ તેના વિચાર ને સર્જન વચ્ચે અંતર પણ રહેવાનું. વળી સર્જન અને ભાવનની શક્તિઓ નોખી હોવાથી પણ ભાવયિત્રી પ્રતિભાથી પ્રમાણેલું સત્ય કારયિત્રીપ્રતિભા દ્વારા કૃતિમાં સિદ્ધ થશે જ એવી ખાતરી ભાગ્યે જ રાખી શકાય. આ બધું લક્ષમાં લેતાં કવિની કેફિયત અને કવિતા વચ્ચે અંતર રહી જતું હોય તો તે સ્વાભાવિક ગણાવું જોઈએ ને કોઈ કવિની તેની સર્જનકલા વિશેની વાતને એની કૃતિઓના વિવેચન તરીકે ઘટાવવી ન જોઈએ. બીજી રીતે જોઈએ તો એમ પણ ખરું કે કેફિયતમાં જે કહેવાયું હોય તે કવિનો પોતાની સર્જનપ્રવૃત્તિ વિશેનો પ્રમાણિક ને સ્પષ્ટ ખ્યાલ હોય છે, પછી ભલેને અધૂરો હોય કે કાચોપાકો હોય.

નવકવિઓમાં પન્નાબેન આપણાં એક મોખરાનાં કવિ છે. 'પ્રવેશ' પછી 'ફિલાડેલ્ફીઆ'ને હવે 'નિસ્બત'માં એમની કવિતાની મુદ્રા વધુ ને વધુ સ્પષ્ટ થતી આવે છે. નિવેદનમાં એમણે અગાઉથી કંઈક જૂદું કરવાની પોતાની ઝંખનાની ને એ ઝંખનાની સિદ્ધિ માટે સંગ્રહમાં કરેલા પ્રયત્નોની વાત કરી છે, છતાં એકંદરે એમ કહેવાનું પ્રાપ્ત થાય છે કે એમની પહેલા બે સંગ્રહોની કવિતાથી 'નિસ્બત'ની કવિતા તત્ત્વત: કે દેખાઈ આવે એટલી જુદી પડતી લાગતી નથી. વિષય કે અભિવ્યક્તિનું પુનરાવર્તન ન થાય એવો એમનો સંકલ્પ છે ને સભાન પ્રયત્ન પણ છે, છતાં એકંદરે વિષયવસ્તુમાં, આયોજનમાં ને રીતિ લઢણમાં તેઓ બહુ ફંટાયા હોય એવું પ્રતીત થતું નથી. અલબત્ત એમણે એમની સમજ પ્રમાણે એકવિધતા ટાળવાના પ્રયાસલેખે વૃત્તો પ્રયોજવાની ને ગીતો રચવાની ચેષ્ટા કરી છે, પણ એમાં એમને નોંધપાત્ર સફળતા મળી હોય એવું દેખાતું નથી. ખરેખર

તો આ પ્રકારના પ્રયત્ન દ્વારા એમણે અનુભૂતિ ને અભિવ્યકિત વચ્ચેના પારસ્પારિક સંબંધ અંગે વિચાર કરવાનો પ્રસંગ ઊભો કરી આપ્યો છે.

કવિનું સંવેદન, કવિની અનુભૂતિ ને તેના માધ્યમ, રચનારીતિ, અભિવ્યકિત-સ્વરૂપ વચ્ચે કોઈ માર્મિક આંતર સંબંધ ખરો? જો કવિનું સંવેદન જ તેના અભિવ્યકિત-સ્વરૂપનું નિર્ણાયકતત્ત્વ હોય તો કવિએ માધ્યમ પરત્વે કોઈ બાહ્ય સભાન પ્રયાસ કરવાનો જ નહીં? જો એમ હોય તો એકના એક સંવેદનને મુકતક, ગીત, સૉનેટ એમ જુદાં રૂપોમાં ઢાળવામાં મળતી સફળતાનું શું? વળી ઉત્કટ સંવેદન પણ તેને અનુરૂપ અભિવ્યકિતના અભાવે નિષ્ફળતાને વર્યાના કિસ્સા જોવા મળે છે તેનું શું? એટલે ઓછામાં ઓછું એટલું તો ખરું કે કવિ સભાનતાપૂર્વક અભિવ્યકિતની અવનવી તરેહો એના સંવેદનના પ્રકટીકરણ માટે પ્રયોજે ને કુશળતા પ્રમાણે સિદ્ધિને પણ વરે. પન્નાબહેન એકવિધતામાંથી છૂટવા માટે છંદો ને ગીતોનો આશ્રય લે એમાં કશું અજુગતું નથી, પણ એમને ફાવી ગયેલા અછાંદસ સ્વરૂપમાં પણ વિવિધતા માટે મોકળાશ છે જ ને એનો દૃષ્ટિપૂર્વક તેઓ લાભ લઈ શકે. જેમ નાનાલાલનું 'પિતૃતર્પણ' ને સુંદરમ્‌નું '૧૩–૭ની લોકલ' અનુષ્ટુપ છંદમાં હોવા છતાં બેના અનુષ્ટુપ એક જ ઘાટીના નથી, તેમ અછાંદસમાં પણ વિવિધ તરેહો સાધી શકાય. બાકી એમણે 'ઝંખું છું' (પૃ.૯) જેવી સૉનેટ કૃતિમાં પ્રયોજેલો મંદાક્રાંતા કે 'પુનર્મિલન' (પૃ.૩૯)માં પ્રયોજેલો શિખરિણી ભાવોત્કર્ષક કે તીવ્રતાસાધક લાગતો નથી ને ઠેર ઠેર લથડતો પણ જણાય છે.

ને આ પેલા ખડક * સ્મરણના એય તે ડૂબી ચાલ્યા

ચારે બાજુ નકરી વકરી વાસ્તવિકતા પડી છે.

એવી જ રીતે 'હવે' (પૃ. ૩) નામનું ગીત કંઈક અંશે લયમાં લંગડાતું ને ભાવને શિથિલ કરતું ચાલે છે:

મારી મટુકીમાં માધવ નથી
કોઈ એકલતા લ્યો
મારી શબરીમાં રાઘવ નથી
કોઈ કંટાળો લ્યો.

'મટુકીમાં માધવ' પછી 'શબરીમાં રાઘવ' પ્રાસ કે પ્રાસાભાસના લોભથી આવે છે તો 'એકલતા લ્યો' પછી 'કંટાળો લ્યો'માં પ્રાસ લથડી જતાં ગીતની સુષમા જ નષ્ટ થઈ જાય છે. પણ કહેવું જોઈએ કે સંસ્કૃત રૂપમેળ વૃત્તોના પ્રયોગ કરતાં ગીતમાં પન્ના-બેનને વધારે સફળતા મળી છે, એમનાં 'મને' (પૃ. ૯) અને 'અહો તમારી સાથે' (પૃ.૧૧) ગીત જોતાં આની પ્રતીતિ થશે. બન્નેમાં ભાવ, ભાષા ને લયનો સંવાદ સિદ્ધ થયો દેખાશે.

પન્નાબેન કયારેક કવિઓમાં આરોપવામાં આવે છે એવી સહજ ખુમારીથી વિધાનો કરતાં ખંચકાતાં નથી. તેઓ એમનાં નિષ્ઠાભર્યા પ્રયાસોનો હવાલો આપ્યા પછી નિવેદનમાં લખે છે:'સફળતા કે નિષ્ફળતાની ઝાઝી તમા કર્યા વિના.' ભલાં બેન, કલાકારને

આવી બેજવાબદારી કેમ છાજે કે પાલવે?! કવિએ તો સફળતાની જ તમા કરવાની હોય, સફળતાની તમા કરવાની જ હોય. નિષ્ફળ જઈશું તોય શું એમ કરીને કોઈ સાહસ કરીએ તે બરાબર છે, એવું સાહસ કરવુંય જોઈએ, પણ એમાંય આપણો પ્રયાસ તો સફળતા માટે જ હોય, તમા તો સફળતાની જ હોય. હા, આવા વિધાન સાથે સાથે એમણે બીજી પણ એક વાત કરી છે; તેઓ કહે છે: 'કવિતાની બાબતમાં બધી જ વાત કવિના હાથમાં નથી હોતી'. આનો અર્થ કોઈ એવો કરે કે કાવ્યસર્જન સકલપણે કવિના હાથની વાત નથી તો તે બરાબર નથી. એનો અર્થ એટલો જ થાય કે કવિતાની બાબતમાં કવિની હેસિયતમાં બધુંય આપણે **જ** કરવાનું છે ને કરવું જોઈએ; પછી આપણી ઓછીવત્તી શક્તિને લીધે કૃતિમાં મર્યાદાઓ આવે તો તે જુદી વાત છે.

આગળ મેં કહ્યું કે પન્નાબેનને અછાંદસ, છંદમુક્ત રચનાઓ, Prose poems રચવાનું વધારે ફાવે છે; એમાં સર્જકલેખે એમની શક્તિ વધારે ઉગ્રતા–ઉત્કટતાથી પ્રવર્તે છે. આ અછાંદસનું પણ એક વ્યાકરણ હોય, કારણ કલામાં કશું અવ્યવસ્થામાં ન હોય, ન હોવું ઘટે. અછાંદસમાં જો સ્વતંત્રતા, મોકળાશ મળે છે તો તેની સામે કેટલાંક જોખમોનો, પડકારોનો સામનો કરવાનું પણ પ્રાપ્ત થાય છે. એટલે જ કદાચ એલિયટને કહેવું પડ્યું હશે કે No one should write "Free Verse" — or at least, offer it for publication — until he has discovered for himself that free verse allows him no more freedom than any other verse.

આ વિધાન અછાંદસ રીતિ કવિને વધારે મુક્ત અભિવ્યક્તિ પૂરી પાડે છે એવી કેટલાક કવિઓની સમજને ને દાવાને ખોટાં ઠરાવે છે. કાવ્ય પદ્યને બદલે ગદ્યમાં રચાય તે ભલે, પણ એ કાવ્ય છે એમ ઓળખાયતે માટે જોઈતાં બધાં લક્ષણો એમાં ઊતર્યાં હોવાં જોઈએ. ગદ્યકાવ્ય (Prose poem) ને કાવ્યાત્મક ગદ્ય કે કાવ્યકલ્પ ગદ્ય (Poetic prose) વચ્ચેનો ભેદ મનમાં સ્પષ્ટ રહેવો જોઈએ. Achille Forler આવો ભેદ દર્શાવતાં કહે છે: But it (Prose poem) too has an unchanging element which makes it distinct from prose, and that is conciseness, intensity and gravity, without which it cannot be called a prose poem, but should rather be called poetic prose. અહીં ભારપૂર્વક કહેવું જોઈએ કે પન્નાબેનની અછાંદસ રચનાઓ એકંદરે કાવ્યરચનાઓ બની છે. એમનામાં લાઘવ, સઘનતા, ગાંભીર્ય સાધવાની કુશળતા છે ને એટલે એમની કૃતિઓ અકારણ દીર્ઘ થતી નથી, મુખર (Loud) બની જતી નથી, ધ્વન્યાત્મક બની રહે છે. બેએક નમૂના આની પ્રતીતિ માટે પૂરતા છે:

ખૂબ વહાલા
પારિજાતના છોડને
માળીએ માવજતથી ઉછેર્યો
પણ

વૃક્ષ બનતાં
અચાનક
એણે દિશા બદલી
અને પાડોશીની લીલી દેખાતી જાજમ પર
ન્યોચ્છાવર કર્યાં પોતાનાં ગરતાં ફૂલ...
હું પણ
માળીની તટસ્થતા માગું છું. (માગું છું પૃ. ૬)

○ ○ ○

યુદ્ધમાં
એક બાળકને હણીને
સૈનિક
એને ઊંચકીને જુએ છે
ધરતી પરથી પાક ઉતાર્યો હોય
એવા ખેડૂતના સંતાપની મુદ્રાથી !
મને થાય છે
કે
આ બાળકે સૈનિક જ થવાનું હોય
તો બહેતર છે
કે
અહીંયાં જ એનો અંત આવે! (થાય છે; પૃ. ૪૪)

છેલ્લે 'નિસ્બત'ના પાછલા પૂંઠા પરની ત્રણ પંક્તિઓ આંખે ચઢે છે:

જીવનની બધી વાત
કવિતા
નથી કહી શકતી

ભલે બેન, તમે આમ કહીને જીવનની વ્યાપકતા, ગહનતા, વૈવિધ્ય ભણી આંગળી ચીંધતાં હો તો કબૂલ; બાકી મને તો આ વાંચીને માલાર્મેનાં પેલાં વચનો યાદ આવી જાય છે: The world is made to result in a splendid book (અલબત્ત કાવ્યગ્રન્થ)ને કવિતા પ્રતિના પક્ષપાતને કારણે હોય તોય ભલે, પણ મને તો લાગે છે કે જીવનનું દર્શન–આકલન જેવું ને જેટલું કવિતામાં મળે છે એવું ને એટલું બીજે ભાગ્યે જ મળે. મારે મન તો સોક્રેટિસ, શંકર કે શોપનહોર કરતાં વ્યાસ, કાલિદાસ ને શેક્સપિયર મોટાને મોટા જ.

૬-૪-૧૯૮૧ — જયન્ત પાઠક

## કલરવના નીડમાં મનગમતા અવાજની શોધ

કવિતાના અંક ૧૦૬માંની એક ઉત્તમ કૃતિ પસંદ કરવી એટલે કલરવના નીડમાં મનગમતા અવાજને શોધવો! અતિ મુશ્કેલ આ કાર્ય છે.

કાવ્યને પ્રાણ છે. એક આકાર છે. આપણી સાથે વાત કરે છે. ઘડીભર રોકાવા કહે છે. જયંત પાઠકની કવિતા 'મરણ સમીપે.' મેઘનાદ ભટ્ટનું કાવ્ય 'શોધ' અને ભાનુપ્રસાદ પંડયાનું કાવ્ય 'અણિયાળું સુખ' કંઈક આવાં વિરામસ્થાનો છે.

પરંતુ માધવ રામાનુજની ગીતરચના 'વિદાય'ને મૂકી આગળ વધતાં રોકે છે– જીવનની એક એવી ક્ષણની અહીં વાત ગૂંથાઈ છે. જેનો અનુભવ લેવામાંથી કોઈ જ બચી શકે તેમ નથી અને તે ક્ષણે કેટકેટલી વાતો–પ્રસંગો–સંબંધો તાજા થઈ જાય છે. મૃત્યુની કરુણ વાસ્તવિકતાને કવિએ કસબથી કન્યાવિદાયના વાતાવરણમાં કંડારી–! એ જ હલક-એ જ ઢાળ– છોડવું ગમતું નથી ગયા વિના છૂટકો ક્યાં છે!

અહીં રુદન દષ્ટિગોચર નથી થતું, વિષાદને પચાવીને પ્રગટ થતી વાતને રમતી મૂકી છે. અને ફરી આવવાની – મળવાની આશા વિદાય લેનારને હોય તે કેટલું સહજ દર્શાવ્યું છે.

> "બોલ્યાંચાલ્યાં માફ કરજો અમારાં
> ભવ ભવના મેળે મળશું રે રામ."

આ ગીત વાંચતાં વાંચતાં શ્રી રાવજી પટેલની યાદ આવે છે "મારી આંખે કંકુના સૂરજ આથમ્યા"નો એ કવિ વિદાય લેતાં લેતાં જીવનભરની વેદનાનો બોજ લઈને ગયો! પરંતુ અહીં તો અંતિમ પ્રવાસની ધારણા ન હતી એ વાત સ્વીકારી, યમદૂતને પણ સૂચના આપવાની મીઠી હિંમત ભરી છે.

> "હળવા તે હાથે જીવને ઉપાડજો,
> જગનું મોંઘેરું મોતી રે રામ."

ભાઈશ્રી માધવ રામાનુજને હાર્દિક અભિનંદન અને પ્રિય તંત્રી શ્રી – કવિશ્રી સુરેશ દલાલનો આભાર.

આ કપરી કસોટીએ ચઢાવવા માટે

–મેઘબિંદુનાં સ્નેહસ્મરણ

કવિતા તો પછાંડી —નલિન રાવળ


તંત્રી: સુરેશ દલાલ
સળંગ અંક: ૧૦૭
વર્ષ ૧૮: અંક ૫: જૂન ૧૯૮૫
મુખપૃષ્ઠ સજાવટ: દિનેશ દલાલ


# કવિતા

(દ્વૈમાસિક)




સૂચના:: વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ: દેશમાં ૩૬ રૂપિયા. પરદેશમાં ૫૫ રૂપિયા. આ અંકના છૂટક ૬ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે. પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧ સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ. સ્ટેટસ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.

જીવને સંબોધન [illegible]

(મુકુંદરાય પારાશર્ય)

રાગ : [illegible]

હે જીવલડા, ભાવે ભજ ભગવાન કે અવસર રે નહીં.
કર કોટિ ઉપાય, મુક્તિપદારથ ભક્તિ વિના મળશે નહીં.

હરિશરણે જઈ મનને જોડી,
તું સ્થિર બને તૃષ્ણા છોડી,
અવસર ફરી તો ક્યાં જોડી. હે જીવલડા...

ઉત્તમ કુળમાં જન્મ મળ્યો,
વળી વિદ્યાધન ઓછું ન રહ્યો,
તેનો શું તેં ઉપયોગ કર્યો? હે જીવલડા...

જો ભક્તિહીન જીવન જાશે,
તો સહેજે ભવબંધન વધશે,
ફરી અવસર ક્યારે આવશે, હે જીવલડા...

પરહિત વિણ જીવન જાય નહીં,
હરિભજન વિના સુખ ક્યાંય નહીં,
તો હરિ ભજવામાં વાર નહીં, હે જીવલડા...
કર કોટિ ઉપાય, મુક્તિપદારથ ભક્તિ વિના મળશે નહીં.

□ શેખાદમ આબુવાલા

### તાજમહાલ

ચમકતો ને દમકતો શા'જહાંનો મ્હેલ જોવા દે
મને ધનવાન મજનૂએ કરેલો ખેલ જોવા દે
પ્રદર્શન કાજ જેમાં પ્રેમ કેદી છે જમાનાથી
મને એ ખૂબસુરત પથ્થરોની જેલ જોવા દે.

### આદમને આવ્યું સ્વપ્ન

આદમને આવ્યું સ્વપ્ન એવું ગોડસે રડતો હતો
રડતો હતો ને મનમહીં એ કૈંક બડબડતો હતો
નજદીક જઈને ધ્યાન આપી સાંભળ્યું તો છક થયો
કહેતો હતો : હે રામ ગાંધી ક્યાં મને નડતો હતો

### ભવ્યતા

બિન્દુઓ ભેગાં મળ્યાં
સિન્ધુના આકારમાં
ભવ્યતાનું રૂપ છે
જોઈ લો સહકારમાં

□ शेखादम आबुवाला
(गुजराती काव्यानि) □ अनु. जशवंती दवे

### ताजमहालः

भ्राजमानं राजमानं शा'जहाँसौधं अहं प्रेक्षै
धनवत्मजनूनाचरितां इयं लीलां अहं प्रेक्षै
प्रदशनहेतुना अस्मिन् बद्धं प्रेम हि दीर्घम्
प्रस्तरनिर्मितं रम्यं अहं कारागृहं प्रेक्षै ।

### दृष्ट. स्वप्नः आदमेन

दृष्टः स्वप्नः आदमेन यत् गोडसे रुदन आसीत्
रुदन् आसीत् मर्नासि च किमपि प्रलपन् आसीत्
गत्वा समीपं सावधानं अश्रुणोत् जातः विस्मितः
अरुथयत् स, हे राम! गान्धिना कुत्र नु अहंबाधितः ।

### भव्यता

विन्दवः मिलिताः
सिन्धोः आकारे
रुपम् अस्ति भव्यतायाः
पश्यत वै, सहकारे ॥

# ક્યાંય નથી

ફૂલ કહે ભમરાને, ભમરો વાત વહે ગુંજનમાં
માધવ ક્યાંય નથી મધુવનમાં.

કાલિન્દીના જલ પર ઝૂકી
પૂછે કદંબ ડાળી,
યાદ તને બેસી અહીં વેણુ
વાતા'તા વનમાળી?
લહર વમળને કહે, વમળ એ વાત સ્મરે સ્પંદનમાં,
માધવ ક્યાંય નથી મધુવનમાં.

કોઈ ન માગે દાણ, કોઈની
આણ ન વાટે ફરતી,
હવે કોઈ લજ્જાથી હસતાં
રાવ કદી ક્યાં કરતી!
નંદ કહે જશુમતીને, માતા ભાળ કરે લોચનમાં,
માધવ ક્યાંય નથી મધુવનમાં.

શિર પર ગોરસ મટુકી, મારી
વાટ ન કોઈ ખૂટી,
અબ લગ કંકર કોઈ ન લાગ્યો,
ગયાં ભાગ્ય મુજ ફૂટી;
નજર કહે આંખોને, આંખો વાત વહે અંસુવનમાં,
માધવ ક્યાંય નથી મધુવનમાં

## દરિયાનો હડકદાવો ▢ વિનોદ જોશી

(ગીત)

રાઈ જેટલી ઘટના ઉપર પર્વતનો પડછાયો,
પળની ઉપર એકસામટો ઝંઝાવાત ફૂંકાયો.
ફૂલ ઉપર ઊગેલું ઝાકળ
સૂર્યદ્વેષથી બળતું,
રણને મૃગજળ, મૃગજળને રણ
કોણ કોણને છળતું ?
જરીક જેટલા જીવતર ઉપર મૃત્યુનો ઓછાયો,
પળની ઉપર એકસામટો ઝંઝાવાત ફૂંકાયો.
ફૂલ ચૂંટયું તો અત્તર નીકળ્યું,
તેમાંથી ખુશ્બૂ,
રણ ખોયું તો સરવર નીકળ્યું
સરવરમાંથી શું ?
ઝરણાં ઉપર હડકદાવો લઈ દરિયો પણ વંકાયો,
રાઈ જેટલી ઘટના ઉપર પર્વતનો પડછાયો.

શાશ્વતીના તણખા ☐ ગૌરાંગ ભટ્ટ

(અશ્વિન મહેતાનું "હિમાલય" જોઈ)

અમે પણ સૂતા છીએ તારાની બિછાતમાં,
ઘરના શમણાની હૂંફાળી ઓથમાં.
વાદળની પાંખે આંખ્યાં છે કયારેક
હિમશિખરો રાતાં-નીલાં
વાસંતી ફૂલો પર ઝીલ્યાં છે
રૂઠેલી મોસમની હિમવર્ષા ને તડિત્ પુત્કાર
પણ તું તો ટકરાયો ઓતરાદા પહાડો સાથ,
તણખા ઊડયા શાશ્વતીના પાને પાને,
દવ લગાડે હૈયે શીળોશીળો.

અહીં રેત-ટાપુ રઝળતા ભીના પ્રકાશમાં,
મઢુલી અટૂલી જોયા કરે.
હરિતવરણા પ્રકાશને બંદી કરી ચાની પત્તીઓમાં,
મસૃણ ઢોળાવો નિમગ્ન "સાટોરી"માં.
કાળમીંઢ પહાડો વલોવાય વાદળમાં,
બરફ-તરી જરી જરી ચમકી જાય.
ઘેટાં-વાદળ આકાશે, વાદળ-ઘેટાં સરવરે,
તર્યા કરે, ચર્યા કરે કાળ—તૃણ નિરંતર.
કયાંક બદામવાડીમાં, એકલ વૃક્ષ લાલ-ગુલાબી
વાસંતી વિપ્લવનો સંકેત કરે.
યુગો થયા ઘરબાયલા સમંદરના
લીલા હાથ બે રેતપહાડે ફરકયા કરે.

ખરે જ, રૂપ-રંગ ને છાયા થઈ
શાશ્વતી અહીં જડાઇ ગઈ,
"હિમાલય"ના પાને પાને.

એક કીડી— ☐ મહેશ યાજ્ઞિક ☐ પાર્થ મહાબાહુ

એક કીડી ઝાડ પર એવું ચડી... એવું ચડી
કે પડી તો ભોંય પર એ બારમે દિવસે પડી !

ધૂળની ડમરી ચડી, વરસાદનાં ફોરાં પડયાં
વાદળી ઊતરી ધીમેથી ભોંય પર નમણું દડી

ઓરડાને એક ખૂણે એકલું એકાંત છે
દર વખત આકાશભીની પળ મને ત્યાંથી જડી

કાચ ચશ્માંના લૂછીને એક માણસ તાકતો
કાચને બદલે બિચારાને હવે પાંપણ નડી !

ઓઢણી જેવી હવામાં પાંદડું લીલું વહ્યું
સાંજને ટેકે ઊભેલાં વૃક્ષની આંખો રડી

ઢાળ ઊતરે આ નજર ને દૃશ્ય બદલાયા કરે
હસ્તરેખા ઊકલે કે સ્વપ્નની વળતી ગડી

પાર્થ ! સૌ અકબંધ છે ને આપણે કાં ઓગળ્યાં ?
મીણની ભીંતે સૂરજની આંગળી કયાંથી અડી

એક રક્તક ☐ અરવિંદ ધોળકિયા

ગુજરાત !

ગાંધી–ચીંધ્યા માર્ગે જતાં તેં શું ગુમાવ્યું ?
કે ગાંધી–વીંધ્યા માર્ગે જવા વિચાર્યું ?

ગઝલ ☐ રમેશ પટેલ 'ક્ષ'

એ એક મજાની સાંજ હતી ને સૂરજ ત્યારે ઢળતો'તો !
ને મારી સાથે જોઈ તને એ અંદરખાને બળતો'તો !

આ જીવનની સંતાકૂકડીનો ખેલ તને છે યાદ કહે ?
તુજ આંખમહીં ખોવાયેલો ને તોય તને ક્યાં મળતો'તો ?

ને પ્રીતકથાની પૂર્વભૂમિકા અદ્ભુત કેવી લાગે છે !
તું ના ના કરતી રોજ છતાં હું ધીરે ધીરે ઢળતો'તો !

તું મૌન હતી ને વૃક્ષ, પવન, ઝરણાએ સરવા કાન કર્યા,
તુજ આંખોના સંવાદોને હું આંખ થકી સાંભળતો'તો !

ને ભરનિંદરમાં એક મજાનું સપનું એવું જોયું કે :
મુજ આંખો સામે ખળભળતો સાગર નદીઓમાં ભળતો'તો !

હું લખવા માગતી નથી ☐ નીતા રામૈયા

હું લખવા માગતી નથી

સ્ત્રી કે પુરુષ વિશે
પશુ કે પંખી વિશે
આકાશ કે ધરતી વિશે

મારે
લખવું છે
માત્ર

આકાશ ને ધરતી વચ્ચે

લટકતી

એક એક શહેરના ખંડેરમાં
અરધા ધરબાયેલા
અવશેષોમાંથી ઊઠતી

બૂમ બૂમ બૂમરાણ વિશે

## યાદનું ઘર □ નીતા રામૈયા

યાદનું ઘર
માથું જ,
એવું નહીં.
અધરાતે
મધરાતે
શક્કરવાર
જેવા દિ'એ
હાલક
ડોલક
થતા દરિયામાં
તારું

યાદનું ઘર યાદનું ઘર
મારું
બધું જ સામટું
ભભૂકી ઊઠતાં
ચળકતાં
શરીરમાં
યાદ
રાતવાસો
કરે.
યાદનું ઘર
માથું જ,
એવું નહીં.

## કમળપાંદડી કાયા □ પૂનમભાઈ સોલંકી

કમળ પાંદડીકાયા
કોમળ કમળપાંદડી કાયા!
રતાશનુ રેશમ ઓઢીને
ઊભી ઝળહળ માયા!

જળમાં ઝૂલે ચાંદ, ચાંદની
કને ઝૂલે કલહંસી
ડુંગર ફૂંકથી ફોરે કેવળ
દ્રુતવિલંબે બંસી
કવિ ઝૂરીને જળમાં ફોરે
ખુશ્બુના પડછાયા!

પદ્મ વચોવચ ઝરે મનોમન
એક ષોડશી ગીત
ટપ્પ દઈ ટપકે આંસુ તે
ઝાકળનું સંગીત
સ્પર્શ કરું તે અક્ષર છે કે
છે અત્તરના ફાયા?

## દીકરી વિદાય ☐ મહેશ શાહ

છૂટી રે છૂટી મીઠી લીમડાની છાંય
માંડવો છૂટયો ને છૂટયાં તોરણિયાં જાય;
કેવી વેળા ને કેવો વાયરો આ વાય
ઊંબરો મેલીને દીકરી સાસરિયે જાય.

વીરો વળાવે એની હાથમાં ન ઝાલી
વેલ્યની રાશુંને ગાડાખેડૂએ ઝાલી

બેની વળાવે બોલ્યાંચાલ્યાંને સંભારી
ઘંટડી ઝુલાવી ગોધા ખંખેરે ખરી.

બાપ વળાવે દીકરી આખરે પરાઈ
ઢોલીડા થંભ્યા ને ઢોલ ગયા રે ડઘાઈ.

દાદા વળાવે બેનીએ ડૂસકાં રે દાબ્યાં
શરણાઈવાળો ઊભો આંસુડાં ચાલ્યાં.

માડી વળાવે એની, છૂટાં પડી જાવ
ઘૂઘરી વાગે ને જાતું શેરી વળાવ.

## શબ્દનું પંખી ☐ હર્ષદ ચંદારાણા

એક પણ ફૂલ રાતું નથી આજકાલ
શબ્દનું પંખી ગાતું નથી આજકાલ

વાત, ઘટના, સ્મૃતિ, ભાવ, કલ્પન, પ્રતીક-
કોઈ તીરે ઘવાતું નથી આજકાલ
કાગઝી જાળ કે છંદના પીંજરે
કેમ રે એ ફસાતું નથી આજકાલ

ચાંચ હોતી નથી પાંખ જડતી નથી
પત્રથી પણ જવાતું નથી આજકાલ
આંખ ને આભમાં સાવ સરખાપણું
એક પણ પીછું તરતું નથી આજકાલ

લ્હેરખી ☐ હસિત બૂચ

લ્હેરખી આવે છે ક્યાંકથી !
અમે ફોર્યાં,
હો અમે ફોર્યાં કો' યાદના પરાગથી;
લ્હેરખી ૦

અમે સંતાડી ગોરસની ગોળી;
એની નટખટ સૂરત ગણી ભોળી !
અમે લૂંટાયાં,
હો અમે સુહાયાં,
અમે બડભાગી એનાં તોફાનથી;
લ્હેરખી ૦

આજ લોચનિયે મલકમલક મીઠી,
આજ અજબ કોઈ ઝલકઝલક દીઠી;
અમે છલકાયાં,
હો અમે શરમાયાં,
એણે દીધા મધમધતા એકાન્તથી !
લ્હેરખી ૦

અમે ફોર્યાં,
હો અમે ફોર્યાં, લ્યો, વ્હાલના પરાગથી;
લ્હેરખી આવે છે ક્યાંકથી !

કોઈની નજરથી બચી ન શકાય
એટલી મોટી પાર્ટીમાં
અમારે માટે ખૂણો શોધી
હું એની સાથે
અંગત વાતચીત કેવી રીતે કરી શકી ?
એય વાત સાંભળવા
કેટલી બધી ઉત્સુક હતી !
(એ સાચે જ માનસચિકિત્સક હતી
કે
કેવળ મારી કલ્પના ?)
મેં એને કહ્યું
કે
હું સ્ત્રી છું
અને કોઈ પણ સ્ત્રીને સામાન્ય રીતે હોય
એવી મને એષણા છે
એવી આકાંક્ષા છે
સુખની કલ્પના છે.
મારે સરસ ઘર છે
અને ઘર સાથે સંકળાયેલી
સર્વ રિદ્ધિસિદ્ધિ છે.
વળી, સમાજમાં પ્રતિષ્ઠિત સ્થાનની અધિકારીય છું.
ટૂંકામાં,
મને જોઈને
સુખી વ્યક્તિની વ્યાખ્યા બાંધી શકાય
એવું બધું જ છે.
આ બધાંની સાથેસાથે
હું કવિ પણ છું

એક ઘરના આંગણામાં, બેટા
આપણે ક્યારેય નહીં આવીએ
એ ઘરના આંગણામાં તું
એમ જ વ્યગ્ર ઊભો રહીશ
માની જુવાનીથી માના બુઢાપા સુધી
માનાં સપનાંમાં જ્યારે જ્યારે આવીશ
આટલી જ ઉમ્મરમાં ફસાયેલો રહીશ–
બે અઢી વર્ષની ઉમ્મરમાં

સફેદ કુરતો-પાયજામો તારો એમ જ ચમકશે
વર્ષોવર્ષ
ઘરના ઘાસ પર
માની ઊંઘમાં મરીશ, બેટા
માનાં સપનાંમાં જીવીશ....

માનાં સપનાંવાળા જે ઘરમાં તું છે
એની એક તરફ નદી છે, બીજી તરફ પહાડ
તને કોઈનાયે ભયનો અંદાજ નથી, બેટા
ક્યાં સુધી ઊભો રહીશ તું.
ઘરની બહાર? ભીના ઘાસ પર?
ન્યૂમોનિયા જકડી લેશે તારી નાનકડી છાતીને....

મા તારી સપનાંમાં
બારીના તડકામાં બેઠીબેઠી
કંઈક પાનાં જેવું ઉથલાવે છે,
તું કેમ ઝૂકીશ બેટા, એનાં તડકાભર્યાં પાનાં પર?
તું કેમ રમીશ, બેટા, પપ્પાનાં ચશ્માંથી ?
તું તો એ ઘરની બહાર છે....
મા કે પપ્પાનું કોઈ પુસ્તક કેમ ફાડીશ તું?

આ ઘરમાં બેટા, તે કદી નહીં આવે
દર વર્ષે આ મોસમમાં મા તને ગરમ કપડાંથી ઢાંકશે,
અને દર વર્ષે તું એની ઊંઘમાં મરીશ....
કેવી મા છે તારી
જે આવી વાણી બોલે છે તારે માટે?
તું શું કામ મરે ભલા?
નથી હજી તારો ફૂરતો મેલો થયો,
નથી નાનકડા પગ પર ભીની માટી ચોંટી....

પણ બેટા, ઠંડી તો ચડી ગઈ છે ને
આખા પહાડની તારા શરીરમાં,
બર્ફીલી હવાએ તો ઘેરી લીધા છે તારા શ્વાસને,
સપ્ટેમ્બરની આખર છે આ
આની પછી તો વધુ મુશ્કેલ થશે....
ક્યાં સુધી ઊભો રહીશ તું?
સપનાંવાળા ઘરના આંગણામાં મા હવે ક્યારેય નહીં આવે...
લાકડું થઈ જશે એની છાતી,
લાકડું, જે તને હૂંફ નહીં આપી શકે....

માની જિંદગીની આ મોસમમાં શું ખાઈને મરીશ, બેટા?
માટી, ઘાસ, બરફ—
પહેલાં કોને ખણીશ તારા નાના હાથથી?

બસ, માની ઊંઘ નહીં ખણતો કદી
એમાં એનાં સપનાંની માટી ભરાયેલી હશે,
બરફ પણ, ઘાસનું તણખલું પણ....

જીવ-કોષ હજી તારા
પિતાના શરીરમાં જ છે ગુચ્છાગુચ્છા
ઊંઘમાં ચાલતી મા
પહોંચેય તો કેમ પહોંચે તારી પાસે?

આખી દુનિયાનાં પુસ્તકો જ્યારે વાંચી લેશે તારા પિતા
પાછા જ આવશે આખરે
આ ઘરમાં
ત્યાં સુધી બેટા, તું અહીં જ રહેજે, આમ જ
વાંઝણી કુંવારી માતાઓની પ્રેત-ઇચ્છાઓમાં
જેમ રહે છે બાળકો—
સારાં બાળકોની જેમ....

ભલાજીને વખાણનાં વેણ ☐ જયંત પાઠક

ભલાજી તમે ભારે કરી
મારા તે બોલ પરે મેલી દીધી રે તમે
રાજતણી ભારેખમ ચાકરી!

મહુડો મ્હેક્યો માળમાં, ટપટપ મહુડાં ગરે
કોતેડીમાં કારમી અંધારું ચળીતર કરે–

ભલાજી ભલો દોરો દીધો રે તમે મંતરી
બાંધું કોટયે ને બાંધું કાંડે કે ઝોડ બધાં
શીશામાં જાય સીધાં તરી!

મધ બાઝયું છે આકડે ને સળવળ સળવળ થાય
કરો ધુમાડી લાકડે કે માંખો ઊડી જાય–
ઘૂંટડે ઘૂંટડા ભરી
પીએ ભલાજી પછી એવું કે હોઠેથી કોઠે
ટાઢચક જાય સોંસરી!

છેટી બાંધી છાપરી ને છેટાં રાખ્યાં ગામ
છેટાં વચ્ચે આપણો સોડાસોડ મુકામ–
ભલાજી તમે ભારે કરી
આડું કે અવળું ના જોયું ને આંખ્યુંમાં
આઠે પહોર મને ધરી!

## દૈવી કર્મ ☐ પ્રીતિ સેનગુપ્તા

અજંપે, ઉદ્વેગે વિકળ ઉછળે સાત જળના
મહાગારો ઊંડે, તટ-વિરલ મોજાં કરગરે
અભાગી દૂરેથી, તનુ તરણિ ત્રાસે વમળના
વિચક્રે ફેંકાતી, ઘન ઘન ઘટા વ્યોમ વિચરે.

વહે હાહાકારે સરિત સઘળું ધ્વંસ કરતી,
ધરા ગર્ભે ધ્રૂજે, હત-વિહત કૂટાગ્ર પડતા
અધોભૂમિપ્રાંતે, અજન વન થૈને પ્રકટતી
દિશાઓ તત્કાલે, પથ-ચલિત તારા ભટકતા.

થતું બ્રહ્માંડે જે ગદ્ગદ કરી, વિસ્મિત કરે—
બધું એ ત્યારે શું પ્રણય-રત ચિત્તેય બનતું ?
નકી દૈવી કર્મે મન વિપુલતા પ્રાપ્ત કરતું.
વિયોગે-સંયોગે લઘુ અનુભવો ગૌરવ ધરે.

અનાક્રંદે પીડા વહન કર, આ ગુપ્ત વરને;
વૃથા ના કૈં જાતું, હૃદય, લવ ના રૂંધ નિજને.

## સાગર-તટ ☐ પ્રીતિ સેનગુપ્તા

મહાસમ્રાટોની સમ-વરણ સીમા ક્ષિતિજની
અનોખી રેખાએ સહજ મળતી, નીલ છલના
હરાવે નેત્રો ને સરલ પરિમાણો ગણિતના,
સુદૂરે-સાન્નિધ્યે નવલ રચના અભ્ર-જળની.

કિનારે આનંદે બહુવિધ જનો ભિન્ન રમણે:
ક્રીડા મોજાં સાથે, રજતકણમાં ચિત્ર કરવાં,
અધીરાં પ્રવૃત્તે શિશુ કિલકિલાટે પકડવા
મથે પંખીઓને, અલસવશ કેવાંય શમણે

ઘણાં સૂતાં માણે અવિરત લયોબદ્ધ ગતને,
ઉમંગો આશ્લેષે યુવક-ગણનું મુક્ત હસવું.

ત્વરા કે તૃષ્ણા ના, પળવિપળનું શાંત ખસવું,.
કળાકારે જાણે સુરુચિકર રંગ્યું જગતને,
અને હું ? ક્યાં ? છું કે ? સ્વ-મમત અહીં તુચ્છ દિસતી,
અભૂતોભૂતોના અજબ મિલને મુગ્ધ બનતી.

'સૂતેલાં ઝરણાં'ને જગાડી
પોતીકું ગીત માગી
જે
'રોતાં ઝરણાંની આંખ' લૂછે:
'દેશ તો આઝાદ થતાં થઈ ગયો.
તે શું કર્યું ?'
—એમ પોતે પોતાને પૂછે :
ને સદા ઝંખ્યા કરે :
'વ્યક્તિ મટીને બનું વિશ્વમાનવી
માથે ધરું ધૂળ વસુંધરાની'.
—એ છે કવિ,
—કવિ ઉમાશંકર
'વિશ્વશાંતિ'....
ક્રાન્તિ,....ક્લાન્તિ....શ્રાન્તિ....
પાછા વળતાં 'છિન્નભિન્ન છું'નાં પગલાં મળે
કેવી અશાન્તિ
કે એકરાર કર્યા પછી જ કોઈક કરાર વળે,
થી કહે :
પો સાથે વાત કરવાનો સમય રહ્યો નહીં'
('ગયાં વર્ષો તે તો ખબર ન રહી કેમ જ ગયાં')
એની વ્યથામાં ગળે, ઓગળે.
'—અહો નાનારંગી અજબ દુનિયા ! શે સમજવી !'
સમજવા જે મચ્યા કરે
એ છે કવિ,
—કવિ ઉમાશંકર.
'ગળે વીંટાળ્યા જે કર અરર તેના જ નખથી
વલૂરાયાં હૈયાં,—'
— હૈયાં —

'માનવીના હૈયાને નંદવામાં વાર શી?
પોચા શા હૈયાને પીંજવામાં વાર શી?
એના એ હૈયાને રંજવામાં વાર શી?'
એ ગીત ગાતાં ગાતાં
'ગાડીએ ઘણા ગાઉ કાપ્યા'
'ચોખૂણિયા ખેતર'માં ફૂલ અને 'તાશની ફસલ'—
વાત એક અસલ
'વિશાળે જગ વિસ્તારે નથી એક જ માનવી
પશુ છે, પંખી છે પુષ્પો વનોની છે વનસ્પતિ'
સાબરમતીથી યમુના લગી, એટલૅન્ટિકની પાર
રટયા કરે છે એક ધૂન: એક જ છે ઉદ્ગાર
બધાં જ દુઃખનું શમન: સમજણ અપાર
સમજણ એ તો
'શ્રાવણની સાંજે ઊઘડેલો ભીનો તડકો'
વિશ્વનાગરિક કવિના હૃદયનો ઊમળકો,
એ જ 'આત્માની માતૃભાષા' એ જ કાવ્ય,
સમજ એ જ 'આસવ અસ્તિત્વનો'
સમજ એ જ 'સ્વપ્નની ચિરછવિ'
'ઉરઝરણ ગાશે પછી આપમેળે,' પહેલાં 'સૌંદર્યો પી.'
વિશાળ 'તીર્થધામ' જેવી આ પૃથ્વી,—
હૃદયની પ્રતીતિઃ
એવા આ પૃથ્વીના કવિ,
– કવિ ઉમાશંકર.

મથુરાદાસ જેરામ ☐ ઉદયન ઠક્કર

મથુરાદાસ જેરામ નામનો એક શખ્સ (ઉંમર વર્ષ ત્રેપન)
સંખ્યાબંધ લોકોની આંખ સામે
ધોળે દહાડે
હૉસ્પિતાલ જેવા જાહેર સ્થળે
મરવાનું અંગત કાર્ય કરી ગયો
એને આજે વરસો થયાં.

હવે સમય પાકી ગયો છે કે
હું એને અંજલિ આપું;
એની કરુણભવ્ય ગાથા રચું;
જેથી કેટલાક વધુ માણસો જાણે
કે મથુરાદાસ કોણ હતો; કેવું જીવ્યો.
ભડનો દીકરો હતો એ;
તડ ને ફડ હતો એ;
મને એકંદરે ગમતો.

શરૂઆતરૂપે હું કહી શકું કે
મથુરાદાસને ધરતીનો લગાવ હતો.
એ વિધવિધ સુંદર ફૂલોને રોપતો, ઉછેરતો,
મન મૂકીને ખડખડ હસતો,
તક મળ્યે બહારગામ જઈ
રોજના વીસ-તીસ માઈલ પૈદલ રખડી નાખતો,
ઝનૂની ઘોડાઓ પલાણતો,
અને ઉનાળાની રાત્રિએ ધાબા પર જઈ
તારાઓની નિકટમાં સૂઈ જતો.

(ના, ના, આ કંઈ જોઈએ એટલી ભવ્ય વાત ન થઈ શકી.
જુઓને, થોરો નામનો એક ફિલસૂફ શહેર મૂકી દઈ
છેક કોઈ એકાંત સરોવર-તીરે વસતો.

એના કુદરતપ્રેમ સામે આપણો મથુરાદાસ
તો બિચારો ફિક્કો ફિક્કો પડી જશે.)

પણ હા, મથુરાદાસ વેપારી બળુકો, હો.
ત્રીસ વરહ સુધી દરરોજના દહ – દહ કલાક
પોતાની પેઢી ઉપર રચ્યોપચ્યો 'રે.
દેશ-દેશાવરની મુસાફરી, પછાત વિસ્તારમાં
ફેક્ટરી નાખવી, ત્યાં રેતીવાળા રોટલા
ખાઈને પડી રે'વું,
કોરટ – વકીલો, મંદી – તેજી, અળસી – એરંડો,
ફિકર-ફિકર, પ્રમાણિકતા, ઝઘડા, મહત્ત્વાકાંક્ષા.
બધે અજવાળું વિખેરાતું હતું, જાણે.
–મથુરાદાસનું કોડિયું બન્ને વાટે બળતું જતું હતું.

(તમે કદાચ ઇમ્પ્રેસ નહિ થાઓ.
કદાચ તમારી ઑફિસનો બોસ
સાવ સામાન્ય ગુમાસ્તામાંથી
આજે કરોડોના વેપાર સુધી પહોંચ્યો હોય.
તમે કહેશો કે યાર, સફળતા તો એને કહેવાય.
મથુરાદાસનું તો જાણે....સમજ્યા.)

જોકે મારે ઉમેરવું જોઈએ કે
પાછલા વરસોમાં મથુરાદાસ સામે અસહકારનું આંદોલન ઉપાડયું હતું
એના શરીરે.
તેનાં એક પછી એક અંગ ખોટાં પડતાં જતાં હતાં.
વગડાઉ કાગડાનો પગ તૂટી જાય,
પછી તે ન તો વનમાં સ્વચ્છન્દાચાર કરી શકે,
ન તો પિંજરે બેસીને લોકોનું મનોરંજન,
એવી કપરી સ્થિતિ એની થઈ હતી.
પણ લાચારીને એણે મુદ્દલ ન સ્વીકારી, મુસ્તાક રહ્યો.
આ મોત સાથેનો પ્રવાસ હતો,

અને હંમેશા તેણે એ સહપ્રવાસીની
ઠેકડી ઉડાવી.

(માળુ, આયે તમને નહિ જામે
કેટકેટલી ફિલ્મો તમે જોઈ નાખી છે
જેમાં અસાધ્ય કેન્સરથી ગ્રસ્ત હીરો
હસતો – હસાવતો મોતને ભેટતો હોય છે.
ના, હવે આ ફોર્મ્યુલા તમને નહિ ચાલે.)

તો, માફ કરજે ભાઈ મથુરાદાસ જેરામ,
હું તારે માટે કોઈ કીર્તિસ્મારક રચી શકતો નથી.
વાતચીત કે વર્ણનોથી હું એકકેય
વાઙ્મય મંદિર ચણી શકતો નથી,
કે જેમાં તારી સ્મૃતિની પ્રતિષ્ઠા થઈ શકે.
શબ્દોનાં હૂંફાળા પીંછાઓ ઓઢાડી શકતો નથી
તારા સંદર્ભના નગ્ન દિલ પર.
એક પ્રામાણિક વેદના સિવાય હું કશુંય આપી શકતો નથી,
ઓ મથુરાદાસ, મારા પિતા, મારા મૃત પિતા.

☐ નલિની માડગાંવકર

હું તને ચાહું છું....
છોડ પરનું ફૂલ ફળને ચાહે તેમ.

હું તને સ્પર્શું છું,
રાત અંધકારને સ્પર્શે તેમ.

હું તને ઝંખું છું,
પહાડ પેલી પારના સૂરજને ઝંખે તેમ.

હું તારી રાહ જોઉં છુ,
ગળતી મીણબત્તીની જેમ.

પણ ....
હું તને પામું છું,
હવા સૌરભને પામે તેમ.

ઓશીકે મૃત્યુનો હાથ ☐ નીરેન્દ્ર ચક્રવર્તી ☐ નલિની માડગાંવકર
(બંગાળી)

ઓશીકે મૃત્યુનો હાથ, આખા ઓરડામાં ફિક્કા પ્રકાશનો સ્તબ્ધ ભય.
વિષાદ, ચેતનાની અબોધ દીવાલ પર
થંભી ગયેલી ચિન્તાની છાયા ભૂંસાઈ ગઈ છે.
માંદી હવા ઢાળી રહી છે નાસપતિની વાસી ગંધ.
દરવાજાની આડશે કાળી ટોપીવાળો ઊભો છે.
એની નિષ્પલક આંખો,
રાતની સવાર થતાં એ ખોવાઈ જશે.
                                        અંધારા દાદરા પર માથું અફાળતું અફાળતું
કોઈક ઉપર આવ્યું. વણ ટેવાયેલા હાથે ગૂપચૂપ
વિઝિટ ચૂકવી દઈને, મરું મરું થતા ડૉકટરને.

ઓશીકે મૃત્યુનો હાથ, સ્તબ્ધ થયેલી બધી વાતોના
ધીમા આવેગમાં જામી ગઈ છે અકળામણની હવા.
આખા ઓરડામાં પ્રતીક્ષાની મૂંગી ગુસપુસ.
જાણે રાતના જઠરમાં માણસની બધી ઈચ્છા-અનિચ્છા
તણાઈ જઈને સૂનમૂન સફેદ ધૂંધવાતા ભયનું પૂર
ચડી આવે છે.
પેલી બાજુ દરવાજાની આડશે ઓળા જેવી પ્રતિમા
સતત ઊભી છે, એની નિષ્પલક આંખો.
અનુચ્ચારિત માયામંત્રથી બંધાયેલી
ક્લાન્તિની કરુણ જ્યોત્સ્ના ઊતરી આવે છે શય્યાની બાજુમાંથી.

ઓશીકે મૃત્યુનો હાથ, જર્જર ફેફસાંમાં ક્યારે
શ્વાસ લેવાની લાંબી યાતનાનો થાક ધીરે ધીરે
થંભી ગયો એની કોઈને ખબર નથી.
પરોઢિયાની મુંજાવતી હવામાં બારીના પડદા કાંપી
ઊઠે છે. અને ફરી પાછા
શાન્ત થઈ જાય છે. છાયા–અંધકાર.
પેલી બાજુ રાત પૂરી થાય છે,
એ પણ નથી. શાન્તિ!
    શાન્તિ! એ ચાલ્યો ગયો છે.
એની સાથે કોણ ગયું છે તે કોઈ જાણતું નથી.
જાણે છે ફક્ત આ અંધારું.

મારા રસ્તા ઉપર એક મોચી
કેન્સલ થયેલા બસસ્ટોપની જેમ બેઠો છે.
લોકો તેને અવગણીને પસાર થતા રહે છે.
સ્મિતની રેખાઓ તેના ચહેરા પરથી
ચપ્પલના અંગૂઠાની જેમ, કેટલાંક વરસો પહેલાં
ઊખડી ગઈ છે.
રસ્તાના ખૂણા પર મોચી જાણે
વીરગતિ પામનારના પાળિયાની જેમ
ખોડાઈ ગયો છે.
અને આયુષ્ય ચંચળ પગલે આગળ નીકળી જાય છે.

તે ઊભો થાય ત્યારે પણ
ધનુષ્યાકાર પીઠને કારણે બેઠેલો જ લાગે છે.
આવનારા ઘરાકો અને આવનારા દિવસોઃ-
મોચી માટે તો બેય સરખા અજાણ્યા છે.
ને બેયને તે આવે તેવા, યથાશક્તિ સમારતો જાય છે.
ચોમાસામાં તે છિદ્રો પડી ગયેલા નસીબની નીચે
પડ્યો રહે છે.
આ નીતરતા દિવસોમાં
ખાસ ઘરાકી વગર બેઠેલો મોચી
જૂતાં સાથે પેટે પણ ટાંકા લે છે.

રાત્રે કયારેક શરીરને બહેલાવવા જાય તો
બદનમાંથી ચામડાની બૂ આવતી હોવાથી
બજારભાવ કરતા એણે રૂા. ૨/- વધારે ચૂકવવા પડે છે.

મને પ્રશ્ન થાય છે કે
ફાજલ સમયમાં ચામડાની પેટી-બેટી બનાવતા રહીને
આ મોચી પોતાની આવક ઉપર કેમ નથી લાવતો?

પણ ના, જિંદગીના પગ પાસે બેસી-બેસીને
એ તદ્દન નમ્ર થઇ ગયો છે;
હવે ઊંચે નજર કરી શકતો નથી.
મોચીને નિવૃત્ત થવાની સવલતો અપાતી નથી.
માટે, રસ્તાને ખૂણે તમને મોચી બેઠેલો
ન દેખાય તો સમજવું
કે તે જરા મોટા ગામતરે ગયો હશે.

શૂન્યતા ☐ ઉશનસ
(ગઝલ)

શબ્દનો કોઈ કશોયે અર્થ ક્યાં થતો!
અટકી ઊભો છે પંથ, નથી આવતો – હતો;

તને હું મ્હોંચું તો ખરો, પરંતુ શી રીતે કહે?
તું જ ક્યાં રહી છે એ? ને હુંય જે હતો?

સૌ શૂન્ય છે, ત્યાં માથું યે ફોડી શકાય શે?
એથી ભલું તો વજ્ર, છે આખર પદાર્થ તો;

કેવો તરંગ નિઃસ્તલે આ કર ચઢી ગયો,
તાણી જતો નથી ને નથી આપ છૂટતો!

સ્ફિંક્સ જેવું, યક્ષ શું કો સત્ત્વ ડારતું;
પથ્થરે પલટાઉં છું પ્રત્યુત્તરે કે પૂછતો

## સમુદ્ર-સ્પર્શ ☐ પ્રીતિ સેનગુપ્તા

પ્રતાપી અશ્વોના અગણિત સમૂહો હણહણે
મનસ્વી તોફાને, હિમધવલ ફીણાગ્ર વદને.
કશાં દૈવી તત્ત્વો ચપલ પદ-સ્પર્શે મલયના
અશીઘ્રે હિંડોળે, ઇષત મૃદુ આનીલ સરકી
ધરા-વક્ષે ઊર્મિ ત્વરિત ગતિ લાસ્યે વિચરતી,
નિસંકોચે સ્નેહે સ્થલ-સલિલ-સંવાદ બનતા.

સુવર્ણે સ્પર્શેલા કણ કણ વિખેરાય પળમાં,
કરી કોષાધ્યક્ષે મણિ-રતનની લ્હાણ જળમાં.
અહંકારી મોજાં અદ્ય ગરજે હિંસ્ર અવશે,
કિનારે આળોટે લલિત લહરો બાળક સમી,
વિશુદ્ધિ-વૈષમ્યો અહરહ નિમજ્જે તલ મહીં.
ઉરે છૂપાં કાવ્યો હૃદય-ગત મોતી પ્રસવશે.

ભુજાઓ લંબાવી અનવરત આલિંગન ચહું,
સમુદ્રે આશ્રિતા, અભય, સુતરંગાહત રહું.

## પડછાયા ☐ શ્રીકાંત વર્મા ☐ તુષાર ગાલા

વર્ષો પછી સમજ પડી
જે
સાથે હતા
પડછાયા નહોતા.
મેં કચડયા
કણસાયા
બોલાવ્યા
શરમાયા
સ્પર્શ્યા
કોટે
વળગી ગયા
કહ્યું
પીછો છોડો
ડઘાયા.

મેં આગળ વધીને જગ્યા લીધી
ભરી સભામાં
પાસે
બેસી
ગયા.

સભા
ઊઠી ગઈ છે
હજી પણ જે સાથે છે
એ પડછાયા ન હોઈ શકે!



મજરૂહ સુલતાનપુરી



સરદાર જાફરી

## कश्चित् खगः किमपि □ उमाशंकर जोशी

(गुजराती काव्यम्) □ अनु. जशवंती दवे

कश्चित् खगः किमपि वक्तुकामः,
मानवसमीपं आगन्तुम् आशंकत;
उदडयत दूरे, शैलपादे, उन्नतवृक्षोपरि शाखाग्रे,
अदृष्टवा पुरतः पश्चात् वा, क्षुधा-श्रम-विरहाणां भारतले
किमपि जल्पितवान् असौ, सरन्ती सरिता
अश्रुणोत् तत् 'अहं तं प्रापयिष्यामि
मिलिष्यति स मार्गे कदाचित्!' विलुठन्ती, भूतले प्रवहन्ती
श्रान्ता क्लान्ता सागरे विलीना सा बुद्बुद्रवेण किमपि
कथयितुकामा। 'अस्तु जगतः, चतुर्दिक्षु तीराणि
नेष्यामि तम्' इति कथयन् प्रायात् समुद्रः
अहर्निशं अविरतं शिलोच्चये मस्तकं आस्फालयन्
संदेशस्य मूलाक्षराणि अपि व्यस्मरत् स ।

कश्चित् खगः किमपि वक्तुकामः

## એક પંખીને કંઈક — □ ઉમાશંકર જોષી

એક પંખીને કંઈક કહેવું હતું,
માનવીની પાસે આવતાં ખમચાતું હતું;
ઊડી ગયું દૂર, ટેકરી પર, ઊંચા વૃક્ષની ટગડાળે,
આગળપાછળ જોયા વિના, ભૂખ-થાક-વિરહ-ઓથાર નીચે
કંઈક બબડી નાખ્યું એણે, સરતી સરિતાએ
સાંભળી લીધું, 'હું એને પહોંચાડી દઈશ, રસ્તે
મળી જશે કદાચને!' ગબડતી, મેદાનોમાં રઝળતી,
લોથપોથ સમંદરમાં ઢબૂરાઈ ગઈ બુદ્બુદરવે કંઈક
કહેવા કરતી. 'કાંઈ નહિ, દુનિયાના ચોગમ કિનારાઓ પર
પહોંચાડીશ' કહેતોક સમુદ્ર ઊપડયો,
દિનરાત અનવરત ખડકો પર મસ્તક અફાળતાં
સંદેશાના મૂળાક્ષર પણ ભૂલી બેઠો.

એક પંખીને કંઈક કહેવું હતું....

આંસુ ☐ ઉશનસ્

આંસુ,
આ પારદર્શક કાચ જેવાં મારાં કાચાં કાચાં
ઝળઝળિયાનાં ઝળુંબતાં આંસુ!
હર્ષ હોય કે શોક,
મારી આંખોની અમૂલ્ય અસ્કયામત,
આંસુનો કોઈ આલોકિત લોક!

આંસુ,
એની આરપાર જોવાની જ મઝા છે,
અદ્‌ભુત લાગે છે બધું એની આરપાર
કોઈ ઇન્દ્રધનુનો વિસ્તાર!

ભલે ને, સારું કે નઠારું,
મીરાં જેમ ભલેને ખારુંખારું
પણ બધું જ આંસુની પેલે પાર
કેવળ લાવણ્યમય!

મન મગન ☐ ઈંદિરા સંત ☐ જયા મહેતા



મનને વીંટળાઈ વળેલું આ
અતળ એકલવાયાપણું....

વિજનમાં ખીલતું
જનસંદર્ભમાં થીજી જતું
પ્રચંડ વમળની જેમ ચકરાતું આ
અજસ્ર ધારાચક્ર....
ભીતર ભીતર ખેંચતું.

અને હું, મધ્યબિંદુની જેમ તટસ્થ.
મનમગ્ન,
મોરપીંછની આંખ જેવી.

## પ્રક્રિયા ☐ લાભશંકર ઠાકર

(મોરપીંછ રંગના ઊનના દડાથી કૂવામાં ઢેલ વીંયાણી સુધીની)

ઊનના દડા જેવો
ખિલાડી વડે રમાતો
પકડાતો
આર્ભિદ્રરિલી;
છૂટી જતો, ફરી પકડાતો
ફરી છૂટી જતો
ગબડતો
જમણી બાજુ
તડકાની જાજમ તરફ
ચળકતા મોરપીંછ રંગના
ઊનના દડા જેવો
ખિલાડીથી વિસ્મૃત
ચળકતો તડકાની જાજમ પર,
અચાનક
કોઈના ઠેબે ચડતો
સડસડાટ
ડાબી બાજુ
એક જૂના ડામચિયા
નીચે
ગાયબ.
મળી ગયો છે, આ રહ્યો, જૂના ડામચિયા નીચેથી.
સાફ થતો
ઉકેલાતો
ગૂંથાતો
સતત
મોરપીંછ રંગનો

મોરપીંછ રંગની ટોપી જેવો
ચપોચપ ફિટ આવી જતો
શિશુના મસ્તક પર
પરાણે પ્હેરાવાતો
ધોવાતો
ધોકાતો
કાચો
છૂટો પડતો
સાથેના શ્વેત વગેરેને અડકતો
નીચોવાતો
ટ
પ
ક
તો
રે–લા–તો
ઝટકાતો
ઊડતો
દોરી પર સૂકાતો, તાપમાં
પવનમાં ફરફરતો
કિલપ ભરાવેલો
આ એકમાં ઘેરો
પણ બીજા અનેકમાં આછો આછો
મોરપીંછ રંગનો—
આ ક્ષણે અંદર ફરફરતો
વનના તે મોરલા મારિયા–ના
મૃત શરીર પર;
પવનના પ્રત્યેક સૂક્ષ્મ કણમાં પડઘાતો
પ્રતિક્ષણ
ટેંહોક .... ટેંહોક ....
એવો

મોરપીંછ રંગનો અવાજ સંભળાય છે
મોરપીંછ રંગના શબ્દમાંથી નીકળતો
ચીતરેલા માટીના મોરને તોડી નાખતો
મોર મોર પીંછુ દે—ના અવાજને ઢાંકી દેતો
મોર તારી સોનાની ચાંચને અદૃશ્ય કરી દેતો
પ્રેમરસ પાતા મોરના પિચ્છધરને ધરબી દેતો
મરણોન્મુખ મોરને
ટેંહોક ... ટેંહોક ....
અવાજ
જે પછી
મરણોત્તર, મોરના પીંછામાં
પડઘાયો હતો
અને આજે આ ક્ષણે મોરપીંછ રંગના શબ્દમાંથી
પડઘાય છે
મયૂરાસનોને
ઉથલાવતો
મનમાંથી
વીણા
વરદંડમંડિત કરાને
ઉથલાવતો
આ કાવ્યની ક્ષણે
મોરપીંછ રંગનો અવાજ
ફુવારાની જેમ ધારધાર
છૂટી રહ્યો છે
મોરપીંછ રંગના શબ્દમાંથી
લોહીને ઉડાડતો :
એમાંથી પ્રકટ થતા વિશેષ્યને
હું તાકી રહ્યો છું.

એ વેગવંત છે,
આકારબહુલ છે
ઊછળી
ઊછળીને
અનેક દિશામાં
પ્રસરે છે
વ્યોમ સુધી
પૅરિસથી રોમ સુધી
તડિમ તોમ
મારા અતીતથી આજ સુધીનાં શબ્દરોમને ઊભાં
કરી દેતો
ધોમ ધોમ ધધગતો
ઉષ્ણ ઉષ્ણ રક્તરસ
મારા
મારા, એક તરુવરના
મૂળપર્યંત
પહોંચતો
ઉષ્ણ ઉષ્ણ રક્તરસ
મારા પાંદડે પાંદડે પહોંચીને
આંખો ઉઘાડે છે,
મને શતસહસ્રકોટિ ચક્ષુને વિસ્ફારિત કરે છે
હું ચક્ષુશ્રવા
સાંભળું છું પરમો ધમ ને
કડડડ ધૂ....મ
ઊથલી પડતો
સમૂળ
કુળ હરિણનાં કૂદે છે સોનાનાં
વીંધાતાં
ક્રૌંચવધનો શોક શ્લોકત્વ પામ્યાની
કથાનાં

વનવનાન્તરોમાં
કુળ હરિણનાં કૂદે છે
સોનાનાં
વીંધાતાં
અને થોડા દિવસ પહેલાં જ જેમને જન્મ આપ્યો હતો
એવાં બચ્ચાંથી
વિખૂટી
પડી ગયેલી
શરવિદ્ધ
ગેંડીની ચીસો
મારા અનુષ્ટુપને હચમચાવી
વિખેરી નાખે છે
અને ખખડે છે વિષમ લયમાં
મહિષોના કઠિન સ્કંધ પર
પડતી
તલવારોના
ખખડાટ.
પૃથ્વી કંપથી હાલેલા ઉત્તુંગ, શ્યામ શિલાના
સ્તંભ જેવા
પરમો ધર્મને
ગ
બ
ડી
પડતો અનુભવ્યો છે
છે....ક ઊંડે
મારી કાવ્યચેતનામાં
સ્તબ્ધતાથી;
અને અભિનવ મૃણાલસૂત્ર
હાથીના ચરણમાં કચડાઈ જાય તેમ
કચડાઈ ગયેલી મારી કાવ્યચેતના

પવન થકી ઊડીને
આમતેમથી આવતી
કેવડાની ગર્ભરજને
લયની કટોરીમાં
સંચિત કરી શકતી નથી.
તેથી સ્તો ઘમ્ રે ઘંટી ઘમ્ ઘમ્ થાય કવિતાની આ ક્ષણે
ઝીણું દળું તો ઊડી ઊડી જાય આ ક્ષણે
રાયફલો લીધી બાપુએ આ ક્ષણે
પહેલે રે ધડાકે
બિલોરી મહેલમાં
બેઠેલા
ચૂપચાપ કપોતને
ઊડાવી દીધું આ ક્ષણે
ટ્રાયલ માટે.
આથમતો રવિ, પડતી વેળા, આ ક્ષણે
રીંસે રોમેળા તો ઊભા થાય
ધડ ધડ ધડ
પણ છટકી જાય આ ક્ષણે
તે વીંધાય
ગર્ભવતી વાઘણ આ ક્ષણે
ઉપર.ઉપરી ધડ ધડ
કૂદે
લથપથડ
પછડાય
તરફડે
બેઠી થવા જાય
શમી જાય.
ખુલ્લી બે નિષ્પ્રાણ
આંખોમાં સૂર્ય તગતગે
ને ડૂબી જાય
આ ક્ષણે

ધર્યાં અષ્ટભુજમાં ત્રિશૂલ ખડ્ગ ચક્ર
ગદા શક્તિ ફરસી ધનુષબાણ વક્ર
નમસ્તે નમસ્તે નમસ્તે ભવાની.
ભલે વિખાણે કવિ ગીત ગાથા —
સૂની રે કવિતા મારી આ ક્ષણે સૂના વાયરા
શિર પડે ને ધડ ઢળી પડે છે
એક ઝાટકે
કલીના ચોકમાં
આ ક્ષણે
પાડાનું
લોહી જે રેલાયું છે
તેમાં આંગળી બોળી
ટીલાં-ટપકાં કરે છે નરનારી આબાલવૃદ્ધ આ ક્ષણે
વે આર લૅાસ્ટ ઈન ઈટ.
ઓહ! ટુ બી એબલ ટુ સી!
કૅાલોજલ પાર્ટી
ન્યૂયોર્કના બ્રૅાન્ઝ ઝૂ–માં
પ્રત્યેક સભ્ય ત્રણ ટનના વજનવાળા.
ઈટ વોઝ ધ ફોર્થ
એન્યુઅલ એલિફન્ટ વીક એન્ડ પાર્ટી.
એને તાકી રહેલા આબાલવૃદ્ધની આંખોના
કૌતુક – આશ્ચર્યમાં
તગતગતી બુલેટ જેવી
આ ભેંકાર એકલતાની ધાર પર ઊભા ઊભા;
કારકેશમાં—
કચડાઈ ગયેલી—
મરણોન્મુખ નારીના
અંતિમ કણસાટને
ક્લિક ક્લિક ક્લિક
કૅમેરાની આંખના

પલકારામાં અને ટેઈપરેકૉર્ડરના શ્રુતિચક્રમાં
અંકિત કરી લેતા
મિડિયમ કુલના કલાકારનાં
ઠંડાં ઠંડાં આંખકાનોનાં
દર્શનો-શ્રુતિઓ-સ્મૃતિઓના જથ્થા-
ઓ તો આ ફરફરે પૃષ્ઠોમાં
ખંડિત
ટેલિવિઝનના કાચ પર કલરમંડિત
કર્ણકંડિત
માસમિડિયામાં.
પંડિત કરો રે વિચાર
અદશ્ય મોલેક્યુલ્સનો, એટમ્સનો
ફોટોમૅક્રોગ્રાફીના
કાચમાં
ઊની આંચમાં
ફેંફસું ભોંકાયું ને ઇસ્પિતાલમાં લઈ ગયાં.
જઇને પૂછ્યું ખંજર હુલાવનારને કારણ:
આઈ ડૉન્ટ નો સર.
ગાય ઘાસને ખાય
વાઘ ગાયને ખાય
મનુજ મનુજને ખાય
વ્હાય? આઈ ડૉન્ટ નો સર
રાતપાળી કરો અને રળો, સટ્ટાક ચમ્
લોહી વેચો દામ મળે, સટ્ટાક ચમ્
કીડની વેચો દામ મળે, સટ્ટાક ચમ્
તુહીં શોષણી-પોષણી તીન લોકં, સટ્ટાક ચમ
ધર્યાં અષ્ટ ભુજમાં છે ચા-બૂ-ક તડિતં
બઢો લાવલશ્કરમાં આગે લડિતં
પડો ચમ્ રડો ચમ્ મરો ચમ્

ઘેટ કોટર્સ યૂ પ્લાન્ટેડ લાસ્ટ ડિકે, રાજા રણમલ
ઈન ચોર ગાર્ડન, રાજા રણમલ
હેઝ ઇટ બિગન ટુ સ્પ્રાઉટ? રાજા રણમલ.
એમાંથી તો ઊગી છે રેલછેલ મસ બદામડી,
હાવે હાવે
લો આ બ્રહ્મપાકનું ચકતું રસબસ,
જિજ્ઞાસા!
જે ખાવાથી
પ્રબલ ગતિ
વિમલ મતિ
અતિ
પામીએ રે, હાવે હાવે.
નાના ઉંદરોના આગલા પગ કાપીને બેઠી છે
અષ્ટભુજાની અનિમેષ આંખો
ફરીથી ઊગશે કે નહીં તે જાણવા.
આ બિલાડીનાં બચ્ચાંનો જાતીય વિકાસ
શી રીતે થાય છે તે જોવા માટે
તેમને આંધળાં, બહેરાં અને લૂલાં બનાવી
દેવી જિજ્ઞાસા સ્થિર બેઠાં છે;
જેના ખોળામાં
કપાયેલી પાંખોવાળાં
છપ્પન કબૂતરોમાંથી
ચોપન
મરી ગયાં છે;
અને બરાબર જગદંબે જિજ્ઞાસાની
આંખો સામે
વેદના સહન કરવાના ઇલેક્ટ્રોડ્સમાં
ગોઠવાયેલા
વાંદરાની નિષ્પલક મૃત
આંખોમાં પ્રતિબિંબાય છે

ટોકિયોની ઇમ્પિરિયલ હોટેલ,
જેમાં ઊતરેલા ક્લાઇવ જેમ્સ નામના પત્રકારે
દબાવ્યો બેલ,
મિ-નિ-ટો-પ-સા-ર-થ-ઈ-ગ-ઈ
નોકર ન આવ્યો.
ફાઇવ સ્ટાર હોટેલમાં આવો વિ–લં–બ?
નોકર ના આવ્યો.
આવા વિલંબથી શરમાઈને નોકરે—
જવા દો
પ્લીઝ, વાત પૂરી કરો.
નોકરે આત્મહત્યા કરી
ઓહ! નો –
યેસ, હેવ અ સિપ.
યૂ આર ટૉકિંગ રબિશ, હિક્
મી?
યેસ યૂ–હિક્–ટૉકિંગ–હિક્–રબિશ–હિક્
એ...ય બેરા–હિક્–આઇસ–હિક્–ભરી દે–હિક્
છેક સુધી–હિક્–આઇ સપોઝ–હિક્–લિસન–હિક્
વૉટસ ધ મૅટર વિથ યૂ?
ડુ યૂ નો ધ થીંગ્ઝ ધૅટ હૅપન ઇન ધ વર્લ્ડ
ઓ ફુલ થીંગ્ઝ, ટેરિબલ થીંગ્ઝ, બાપરે
ધેર ઇઝ નો રિઝન ફૉર એનીથીંગ.
ઈથિઓપિયાના કંકાલો
જ્યાં કાય તો કેવળ રહી કૃશ હાડકાંનો માળખો
ને તે છતાંયે શ્વાસ લેતા?
બટકુંક રોટલો થીનું ઘી
નાચરે નાનકા રાતને દી
વસન્તે એકાન્તે રમણીય વનાન્તે
રાંધ્યું છે અસલું જાલુભાએ

રચેલી, પિતા, સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી
શોભિત દાડમબીજ સરીખા
દાંતથી દબાવીને
ચાખ્યું છે પકવ સ્વાદિષ્ટ
પૃષત્ નામના પ્રિય હરણનું માંસ
સીતાએ—
ગીતાએ વિરાટદર્શનમાં—
કરાવેલો સાક્ષાત્કાર
ફૂટી ગયો છે પથ્થરમારાથી ખનનન્
ઘવાઈ ગયો છે સ્ટેબિંગથી પૅરિસની શેરીમાં
લોહીલુહાણ,
બળી રહ્યો છે ઝૂંપડપટ્ટીઓમાં ભડકે
ભડકે
મિઝાઇલના પડછાયા
આ ગગનચૂંબી બહુરંગી
ખુલ્લાં મુખોના
વિશાળ ડોળાનાં
પ્રલયાગ્નિ જેવા મુખગહ્વરોના
વિકરાળ દાઢોના
વિરાટ રૂપકને
હલબલાવીને ઢાળી દેતા;
એને તાકી રહી છે
ઍપાર્ટમેન્ટમાં ઢળી પડેલા મકાનની અકબંધ
ખુલ્લી બારી
જાંબુડાની અવળી સવળી ડાળમાં
ગૂંચવાઈ જતી ચાંદની નીચે
પડ્યું છે આંતરબાહ્ય વેરણછેરણ
નિમિત્ત–ફિમિત્તનો વાઙ્ગમય ગણગણાટ
એને સંભળાતો નથી.

જમીન પર
જળ પર
હવામાં
અંતરિક્ષમાં
ઊભા છે
ચક્રધરો, ગદાધરો, ખડ્ગધરો, પરશુધરો, ત્રિશૂલધરો
હળધરો, પ્રક્ષેપકાસ્ત્રધરો, રૉકેટધરો, લેસરધરો,
ગીતાધરો, તર્કધરો, વામધરો, દક્ષિણધરો
હલોમ હે
ઝાલ્લા ઝુમાલસે
છોડતા હલોમ હે
ઝાલ્લા ઝુમાલસે ક્ષણે ક્ષણે
વીંધાય છે હલોમ હે
ને રુધિરે રંગાય છે
વાઙ્ગમય કલ્પનામાં
હલોમ હે ઝાલ્લા ઝુમાલ સે
તે
નકારાત્મકનું આવરણ માત્ર.
કાયકુ ઇસ અખ્ખણુ દખ્ખણુ ઉષરભૂમિમેં
હલોમ હે
વહાણુ હંકારે છે પરમ ધર્મનું ?
ઝાલ્લા ઝુમાલ સે
સ્ટોપ ધીસ કિલશે મોહન, ફેંક હલેસાં, ભીતરસં
આવ અહીં આ
સોહન હલવો ખાઈએ.
જો
લીંમડે ઝાઝી લીંબોળી
હાલરહુલર થાય છે
ને કૂવામાં ઢેલ વીંયાણી છે.

કળી અને આ ફૂલની ઉપર
ભમરા આવી ભમી ગયા તે ભમી ગયા
—વાવમાં પડઘા શમી ગયા તે શમી ગયા.

આકાશમાં એક તારો ઊગ્યો
ખરી ગયો તે ખરી ગયો
અણુજન્મેલા બાળક જેવો જીવ—
જીવતેજીવત મરી ગયો તે મરી ગયો.

અંધકારમાં કૈં કેટલા
ઓળાઓ તો આવી આવી
ભમી ગયા તે ભમી ગયા
—વાવમાં પડઘા શમી ગયા તે શમી ગયા.

રસ્તા ઉપર કૈં કેટલાં પગલાંઓનાં ટોળાંઓને
એકલવાયા જોઈ રહું છું
પાંપણ પર ઝીલેલી મારી રાત આખીને
લઈ સોડમાં રોઈ લઉં છું.
નહીં સળગેલાં સપનાંઓના જ્વાળામુખી
મનને મારા દમી રહ્યા તે દમી રહ્યા.
—વાવમાં પડઘા શમી ગયા તે શમી ગયા.

રણની રેતીનાં મોજાંઓ
કૈં કેટલા આકારોને
ભૂંસી ભૂંસી વીંખી નાખે
નહીં દેખાતા પવન કાળના
ચહેરાઓને ભરી નખોરિયાં
એક પલકમાં પીંખી નાખે
કૈં કેટલા વણઝારાઓ અહીં આવીને
ભમ્યા વિનાયે ભમી ગયા તે ભમી ગયા.

☐ અરુણ શેવતે ☐ માલા કાપડિયા
(મરાઠી)*

ગુલમહોરે ઓઢેલું
પોતાનું લાલ ફૂલોનું વસ્ત્ર
કાગડો દૂરથી જ જુએ છે
એને આદત નથી
લાલ રંગ જોવાની
એ તો પોતાના જ
રંગ પર ખુશ હોય છે
ભીંતના કઠેડા પર ઊભો રહીને
આવનારા અતિથિની એંધાણી આપતો.

* મરાઠી કવિ અરુણ શેવતેએ કાગડાઓને લક્ષમાં લઈને એક કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે : 'કાવળ્યાંચ્યા કવિતા' એ સંગ્રહમાંથી આ કાવ્યોના અનુવાદ કર્યા છે.

☐ અરુણ શેવતે ☐ માલા કાપડિયા
(મરાઠી)

જેમને નાચતા આવડે છે
પોતાના જ આંગણામાં
તેમણે જાહેર કરી નાખ્યું
મોરને રાષ્ટ્રીય પંખી.
અમને એવું નાચતા આવડતું નથી.
અમારા જ આંગણમાં
અમારા જ પગ લઈને
ઇચ્છયું હોત તો અમે નાચ્યા પણ હોત
પરન્તુ નાચવા માટે પગ કુરૂપ હોવા જોઇએ
તે અમારી પાસે નથી.

## તું સાથે હોય તો ☐ સુરેશ દલાલ

હું મિજલસનો માણસ છું.
કોઈ પણ વસ્તુ
હું એકલો એકલો માણી શકતો નથી.
એક સારું ગુલાબ જોઉં
તો પણ મને થાય
કે આ હું કોઈકને બતાવું
ગુલાબને ચૂંટી લેવામાં
મને રસ નથી;
પણ ગુલાબી આનંદને
કોઈકની પણ સાથે ઘૂંટી લેવામાં
મને રસ છે.
ગુલાબને જોઉં છું ત્યારે
ક્યારેક મનોમન
એની પાંદડીઓ જોડે
વાતો તો કરી લઉં છું.
પણ એ ગુલાબ જોતાંની સાથે જ
તારી સ્મૃતિ જાગે છે,
ત્યારે મારી વાત
ગીત થઈ જાય છે;
અને તું સાથે હોય તો
સંગીત થઈ જાય છે.
મારી સાથે
કોઈ નથી હોતું ત્યારે
મારી સાથે
એક બીજો સુરેશ હોય છે.
એને હું
ચિત્રો બતાવું છું,
સંગીત સંભળાવું છું.
એ ક્યારેક
મારું કહેવું માને છે
અને મારા આનંદમાં
સહભાગી થાય છે.
પણ એ ક્યારેક
નથી પણ માનતો.
એને મારા સિવાય
કોઈકની ઝંખના હોય છે
અને કોઈકના વિના
એ અભાગી થઈ જાય છે
અને ઉદાસ થઈ જાય છે.

તમે કદાચ નહીં માનો
પણ આનંદ પણ
ઉદાસ હોઈ શકે છે,
પાણીને પણ
પ્યાસ હોઈ શકે છે.

માણસો મને થકવી મૂકે છે
તો પણ
ફરીફરીને હું કેમ
માણસ પ્રત્યે વળું છું?
ભગવાન તરફ વળવાના
પ્રયત્નો પણ
નિષ્ફળ થાય છે.
કેમ જાણે
ભગવાન કહેતા ન હોય
કે મારી પાસે આવવાનો
એક જ રસ્તો છે—
—અને તે માણસ.

આવું બધું
ભગવાન કહેતા ન પણ હોય.
શક્ય છે
કે મને અનુકૂળ હોય એવું જ
હું સાંભળતો હોઉં.
મને તો ઘણી વાર
એમ પણ લાગે છે
કે ભગવાનને ખણીખોતરીને પૂછીએ
કે તારે શું થવું છે?
તો એ પણ કદાચ
એક જ જવાબ આપે–
મારે માણસ થવું છે.

ભગવાનને પણ
એકલા એકલા ગમતું નહીં હોય
એટલે તો એમણે
આ સૃષ્ટિ સરજી.
ભગવાન જો
એકલતા સહન ન કરી શકે
તો મારું તો શું ગજું?
અથવા એવું પણ હોય
કે જે એકલતા સહન કરે તે
ભગવાન થઈ જાય.

મને ઘણી વાર
મારા મરણના વિચાર આવે છે.
કહેવાય છે કે
'સેલ્ફ્લવ'માં પડેલો માણસ
મરણના વિચાર કરે.
તમને કદાચ દેખાતું નહીં હોય
પણ મને મારું શબ
પડેલું દેખાય છે.
ચહેરા પર
મરણનો સુંવાળો હાથ
ફરી ગયો છે,
એનો સ્પર્શ
હું ભીતરથી માણું છું.
મરણ વખતે પણ
આંખ ખુલ્લી હોય તો સારું.
ખબર છે કે
કંઈ દેખાવાનું નથી.
પણ કદાચ કંઈ
દેખાઈ જાય તો!
જતાં જતાં
ગીતની એકાદ કડી ગુંજી તો લઉં.
મારું મરણ પણ
હું એકલો નહીં જોઈ શકું.
મારા બગીચાનું એ
છેલ્લું ગુલાબ
તને બતાવી શકું
તો કેવું સારું.

કોઈ પણ આનંદ
સાથે માણવાની
મને ટેવ પડી છે.
જીવતાં જીવતાં
મરણની વાતો કરવી અને
ભવિષ્યના સ્મરણની સૃષ્ટિમાં
સરી જવું–
તારી આંખ સામે જ
ખરી જવું

અને ખર્યાં પછી
તારાં આંસુથી
ભીતર ને ભીતર ખીલી જવું
એ ગમતી વાત છે.
તું સાથે હોય
તો જીવન
મિરાત છે— અમી-રાત છે
અને
તું સાથે હોય
તો મરણ પણ
મિરાત છે.

☐ જયા મહેતા

આકાશની નીલાશને ટકરાઈને આંખ પાછી ફરે છે.
સમુદ્રની ગહરાઈને ટકરાઈને આંખ પાછી ફરે છે.
જંગલ–ઝાડી–પહાડ–કરાડોમાં રખડી રઝળી આંખ પાછી ફરે છે.
ઊંચાંનીચાં નીચાંઊંચાં મકાનોની દીવાલોને અથડાઈને આંખ પાછી ફરે છે.
રાજમાર્ગો ને સડકો ને ગલીકૂંચીઓમાં અટવાતી આંખ પાછી ફરે છે.
ઘરના ઓરડાઓના એકાંતોમાં અટકી અટકીને આંખ પાછી ફરે છે.
તમારાં વસ્ત્રોને, તમને ગમતી ચીજવસ્તુઓને પૂછીપૂછીને આંખ પાછી ફરે છે.
આંખ ફંફોસે છે પવનોને, તમને જોવા.
આંખ ઢંઢોળે છે અવાજોને, તમને જોવા.
આંખ પથરાય છે સ્પર્શસ્પર્શમાં તમને જોવા.
આંખ ઝૂરે છે અજવાળામાં તમને જોવા.
આંખ ઝરે છે અંધારામાં તમને જોવા.

રાતે વરસાદ □ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુજાતા ગાંધી
(હિંદી)

મારા શ્વાસોમાં મેઘ ઊતરવા માંડયા છે.
આકાશ પાંપણોમાં ઝૂકયું છે.
ક્ષિતિજ મારા હાથ સાથે ટકરાઈ છે,
આજે રાતે વરસાદ પડશે.
કયાં છે તું ?

મેં કાચનું એક બહુ મોટું એક્વેરિયમ
વાદળોની ઉપર આકાશ બનાવ્યું છે,
જેમાં રંગ-બેરંગી અસંખ્ય માછલીઓ મૂકી દીધી છે,
આખો દરિયો ભરી દીધો છે.
આજ રાતે એ એક્વેરિયમ તૂટશે-
વર્ષાના એક એક ટીપાં સાથે
રંગીન માછલીઓ પડશે.
કયાં છે તું ?

હું તને ટીપા પર ઊડતી
ધારા પર ચઢતી- ઊતરતી
ઝાપટોમાં દોડતી,- હાંફતી,
એ અસંખ્ય માછલીઓ બતાવવા માગુ છું
જેમને મેં મારા રોમરોમના હર્ષથી આકાર આપ્યો છે,
પ્રેમના આદિમ આવેગોથી
વિવિધ રૂપ અને રંગ,
જેમની આંખો મેં મારી તરસથી બનાવી છે,
જેમના તરવા માટે
નાની નાની રૂપેરી-સોનેરી પાંખો
મારી કામનાઓની છે.
કયાં છે તું ?

રાતે આ વરસાદ
હું તને આપવા માગું છું.
એવું ન બને
તૂટેલા કાચ અને મરેલી માછલીઓની વચ્ચે
ભીની ધરતી પર
ઊભાં રહીને તું પૂછે,
શું રાતે વરસાદ પડયો હતો !

એક કવિતા મોકલું છું ☐ મહંમદ બેગ

એક કવિતા મોકલું છું.
છાપશો ને ?
છાપવા જેવી લાગે તો જ છાપશો.
નહીંતર
તમે જ્યાં રોજ બેસો છો ત્યાંથી સોનાપૂર ઝાઝું દૂર નથી.
તાજાં બે ફૂલોની પાંખડીઓમાં કફનાવી
મારી કવિતાને
નરગીસની કબરની બાજુમાં દફનાવી દેજો
તમે પૂછશો : નરગીસ શા માટે ?
કોક મૂસા – ઇસા કેમ નહીં ?
સુરેશભાઈ !
મૂસા – ઈસા તો પેગંબરોનાં નામ
મૂસા સાથે કવિતાને તૂર–તજલ્લીમાં જલવાનું
અને ઈસાની સોડમાં તો સલીબો પર સૂવાનું.
બાકી નરગીસ ! એ તો ફૂલનું નામ.
ફૂલ પણ કેવું ? નારસીસની યાદ અપાવે એવું.
સ્વ-કામુકતાનું ફારસી નામ.
કવિતાને તો ભાવે છે ફૂલોમાં સ્વ-દર્શન કરવું,
ફૂલો સાથે હરવું–ફરવું, અંગે અંગ આલિંગી સૂવું.
એક કવિતા મોકલું છું.
છાપશો ને ?
છાપવા જેવી લાગે તો જ છાપશો;
નહીંતર........

પ્રિય સુરેશભાઈ,

કવિતા ૧૦૭મા અંકમાંથી (જૂન ૧૯૮૫) મને ગમતી કવિતા વિષે લખવાનું કામ સ્વીકારતાં તો સ્વીકાર્યું પણ તે ઘડીથી જ મારી મથામણ શરૂ થઈ. એક પછી એક કાવ્યો વાંચતો ગયો તેમ તેમ આ પણ પસંદ પડે છે અને તે પણ ગમ્યું છે એવી વિચક્ષણ દ્વિધાનો પ્રારંભ થઈ ગયો. વળી તમે સૂચવેલા નિયમાનુસાર અમુક કૃતિઓને વિષે વિચાર પણ ન થઈ શકે એવું હોવાને કારણે નિર્ણય કરવાનું વધુ મુશ્કેલ લાગ્યું. હું તો અર્થશાસ્ત્ર જેવા શુષ્ક ગણાતા અને આંકડાઓની માયાજાળમાં ગૂંચવાયેલા વિષયનો અભ્યાસી હોવાને કારણે મને સવિશેષ અઘરું આ જાતનું કામ લાગ્યું છે, એની કબૂલાત કરવી રહી.

સંકલિત કાવ્યને ગણતરીમાં નહીં લેવાનું તમારું સૂચન હોવા છતાં શેખાદમ આબુવાલાનું "આદમને આવ્યું સ્વપ્ન" મને ઘણું વેધક લાગ્યું છે. શેખાદમ સાથે આત્મીય કહી શકાય એવો નાતો હતો એટલે એની અંગત ઊર્મિઓ પણ સમજી શકાય તેવી છે. વાસ્તવિકતામાં કાંઈ ગોડસે જેવો ખૂની ગાંધીજીનું ખૂન કર્યા પછી રડે નહીં, એટલે કવિએ એને સ્વપ્નમાં રડતો-પસ્તાતો કલ્પ્યો. "ગાંધી ક્યાં મને નડતો હતો" એવી ઉક્તિ ગોડસે પાસે બોલાવીને શેખાદમે કમાલ કરી છે, એમ નિઃસંકોચ કહેવાનું મન થાય છે.

મને તો જયંત પાઠકનાં "ખરે બપોરે" અને "ગ્રીષ્મ આતપજાળ" શીર્ષકવાળાં બેય ગ્રીષ્મકાવ્યો પણ ગમ્યાં છે—એમાં આયોજેલી ઉપમાઓને કારણે. હર્ષદ ચંદારાણાનું "એક સવારે" એના ગ્રામ્ય Locale અને પ્રતિમાઓને લીધે ઘણું રમતિયાળ–સ્વાભાવિક લાગ્યું છે. પણ મને સૌથી વધુ ગમ્યું હોય તેવું તો નલિન રાવળનું "કોણ આ બોલ્યું?" કાવ્ય છે. પ્રકૃતિના વર્ણનમાં એમાં પંખીઓના ટહુકા ભળ્યા છે, હિલોળા લેતાં તૃણના મેદાનો, ક્રોંક્રિટ જંગલના બનેલ શહેરમાં મારી નજર સમક્ષ તાદૃશ્ય થઈને આવ્યાં છે. સારંગીના સૂરમાં અંતરાત્માના પડઘા નકરી વાસ્તવિકતા અથવા જીવનના અંતની ઝાંખી કરાવતા પડઘાયા છે. કાવ્યની ગતિએ મને એના પ્રત્યે આકર્ષ્યો છે, નલિન રાવળના પ્રકૃતિવર્ણન ઉપર હું મુગ્ધ છું અને કુદરત સાથેના તાદાત્મ્યને લીધે જ આ કાવ્ય ઉપર આફરિન થયો છું. એમ જરૂર કહીશ.

કવિમિત્ર શ્રી નલિન રાવળને મારાં અંતરનાં અભિનંદન!

અને...... અર્થકારણની સમસ્યાઓના જંગલમાંથી બહાર નીકળવાની તક પૂરી પાડવા માટે સુરેશભાઈ તમારો આભાર.

લિ. રામુ પંડિતના વંદન

કાવ્ય એ કાળનું કળામય રૂપ

તંત્રી: સુરેશ દલાલ
સળંગ અંક: ૧૦૮
વર્ષ ૧૮: અંક ૬: ઑગસ્ટ ૧૯૮૫
મુખપૃષ્ઠ સજાવટ: દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



**સૂચના:** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

**લવાજમ:** દેશમાં ૩૬ રૂપિયા. પરદેશમાં ૫૫ રૂપિયા. આ અંકના છૂટક ૬ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.
પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ ૬૨, મુંબઈ-૧
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.

WILLIAM WORDSWORTH
Painted by B. R. Haydon 1818.

વર્ડ્ઝવર્થનું ગ્રાસમિયર

તડકો અહીં વધુ તડકીલો,
વર્ષા વધુ વર્ષાલી;
હીરા વધુ હરિત, વ્યોમ વધુ નીલું,
લહરી વધુ લહરીલી.
પતંગિયાં-ફૂલનું નવ પૂછો.
હૃદય એય વધુ હૃદય;
કવિશબ્દપંખાળુંશ્રી અનુભવાય અહીં
ઈશ્વરં ભજ રે શો ઈશ્વર.

ઉમાશંકર જોશી

ગ્રાસમિયર
૨૯-૩૦ ૭ ૧૯૭૩

શ્રી સુરેશ દલાલ
Dr. Suresh Dalal
Editor : 'Kavita'
Janmabhoomi House
Ghogha Street
BOMBAY-1

— INDIA —




KAVITA Regd. No. R. N. 16800/67

